ॐ

# પ્રકાશનનું નમ્ર નિવેદન

ગીતા દોહનના લેખક **શ્રી મગનલાલજી મહારાજના** લેખો કલ્યાણમાં વાંચીને મારા પુ. પિતાશ્રી બનારસી લાલજી હરલાલકાનું તેમના તરફ હાર્દિક આકર્ષણ થયેલું હોવાથી, તેમણે તેમના વિષે પૂછપરછ કરવા માંડી. અને શ્રી પંડિત રામચંદ્રજી શર્મા ઈંદોરવાળા પાસેથી જાણવાનું મળ્યુ કે મારા એક સ્નેહી પાસે તેમનું હસ્તલિખિત સાહિત્ય છે. તે વાંચતાં એમ લાગ્યું કે તે છપાય તો લોકોને પારાવાર લાભ થશે. ગીતા પર અત્યારં સુધીમાં ઘણી ટીકાઓ લખવામાં આવી છે પણ આના જેવી સરલ, સુબોધ, પક્ષપાત રહિત એક પણ ટીકા જાણવામાં આવી નથી. માટે તે છપાવાનું મારા પિતાશ્રીની પ્રેરણાથી નક્કી થયું. ગીતાદોહન સન ૧૯૩૩ માં છઠ્ઠા અધ્યાય સુધી નૈરોબી (આફ્રીકા) માં તેમના મોટા સુપુત્ર શ્રી બાલાશંકરભાઇએ છપાવ્યું હતું. ત્યારપછી સંપૂર્ણ રૂપે હમણાં જ છપાઈ છે.

વિજ્ઞ પાઠક એનું વાંચન, મનન અને અભ્યાસ કરીને કલ્યાણ સાધે એવી જ ઇચ્છા. શ્રી મગનલાલજી મહારાજના ત્રણ પુસ્તકો સત્સંગમાળા, વ્યવહારમાળા અને બોધમાળાનું સસ્તા સાહિત્યવર્ધક મંડળ અમદાબાદ તરફથી પ્રકાશન થયું છે. અને એક પુસ્તક સત્સંગમાળાનું ગીતા પ્રેસ ગોરખપુર તરફથી પ્રકાશન થયું છે. તત્વચિંતન નામની પુસ્તક શ્રી બાલાશંકરભાઇએ પ્રકાશિત કરાવી છે.

હરિ ઇચ્છા હશે તો એમના લેખો, ભજનો અને મનન-માળા નામની પુસ્તક પણ છપાશે. ગીતાદોહનની કેવળ પડતર કીંમત જ રાખી છે. ભગવાન સૌનું કલ્યાણ કરે એવી સદિચ્છા.

હરીરામ હરલાલકા

મુંબઇ જેઠ સુદ ૧૧ — ફર્મ, ભીમરાજ હરલાલકા

સંવત ૨૦૧૪ — ૨૭૨, કાલબાદેવી રોડ, મુંબઇ–૨



શ્રી. મગનલાલ હરિભાઈ વ્યાસ

ગીતાદોહનના લેખક શ્રી મગનલાલજી મહારાજ ગુજરાતના વસો ગામના નિવાસી હતા જેમણે ગત સંવત્ ૨૦૦૭ના અષાડ વદી ૯ને સોમવારે સાંજના પાંચ વાગે પદ્માસન વાળી, મનને પરમાત્મામાં જોડી, પ્રાણની ઉર્ધ્વગતિ કરી બ્રહ્મરંધ્ર દ્વારા પરમ ધામમાં પ્રયાણ કર્યું હતું

# પ્રસ્તાવના

ગીતા ઉપર ઘણા વિદ્વાનોએ ટીકા કરી છે. જે મનુષ્ય ગીતાની ટીકા કે અર્થ લખવા વિચારે છે તેની પહેલાં અનેક ટીકાઓ ને અર્થો મોજુદ છે, છતાં તે બધાથી તેને સંતોષ નથી થતો ને બીજી ટીકા કે અર્થ લખે છે તે જ ગીતાની વિશેષતા છે. ગીતા એ એવું પુસ્તક છે કે તેને જેમ જેમ વિચારાય તેમ તેમ તેમાં નવીનતા દેખાય છે.

પ્રાણી માત્રને સુખની ઇચ્છા છે. તે સુખ અખંડ શી રીતે પ્રાપ્ત થાય તેની શોધમાં સૌ કોઇ છે. તેનો રસ્તો જે બતાવે તેને આપણે શાસ્ત્ર કહીએ છીએ. એવાં બધાં શાસ્ત્રમાં ગીતા એક ટુંકું, સરળ, સ્વાનુભવ યુક્ત, સર્વ શાસ્ત્રોનું દોહનવાળું, સરળ, સુગમ માર્ગ દર્શાવનારૂં, વિઘ્નો ને તેનો જય કરવાની રીત બતાવનાર, નિષ્પક્ષપાત, ને સ્પષ્ટ રીતે સઘળું સમજાવનારૂં ઉત્તમમાં ઉત્તમ શાસ્ત્ર છે.

મુમુક્ષુ શ્રદ્ધા રાખે કે તે ગીતા શ્રીકૃષ્ણ ભગવાને કહેલી ને અર્જુને સાંભળેલી વાણીનો સંગ્રહ છે. શ્રી વ્યાસ ભગવાને તે મહાભારતના ગ્રંથમાં સંગ્રહી છે. આખું મહાભારત જોતાં તેના કર્તા એ મહાભારતમાં સત્યને પ્રધાન પદ આપ્યું જણાય છે. મીતાક્ષરમાં મોટું રહસ્ય એ ભારતના કર્તાની ખુબી છે. તે જ ખુબી ગીતામાં પણ છે. ગીતા ક્યારે લખાઇ, કોણે લખી, યુદ્ધભૂમિ પર આ જ્ઞાન આવવુ શી રીતે બને એ તર્કો મુમુક્ષુએ ન કરવા. ગીતાના અઢારે અધ્યાયનો પાઠ કરવામાં દોઢ કલાક આશરે લાગે છે. તેમાંથી સંજયના ને પહેલા અધ્યાયના કેટલાક શ્લોકો બાદ કરીએ તો સવા કલાકમાં ગીતાનો સંપૂર્ણ પાઠ બની શકે. ગીતા શ્રીકૃષ્ણે શ્લોકમાં નથી કહી, એટલે શ્રીકૃષ્ણને અર્જુનના સંવાદ રૂપ ગીતામાં કહેલા જ્ઞાનને માટે એ યુદ્ધભૂમિ ને એ સમય પ્રતિકુળ હતા એમ નથી. મુમુક્ષુ શ્રદ્ધા ધરે કે ગીતામાં કહેલું જ્ઞાન

શ્રીકૃષ્ણ ભગવાનનું જ કથન છે. ને તેથી બીજા તર્ક વિતર્ક કરવામાં મન ન રોકાવતાં તેમાં કહેલા જ્ઞાનનો ઉપયોગ કરવા કટીબદ્ધ થાય તો જ શ્રેય સાધી શકાય.

જીવતો ને જાગતો મનુષ્ય કર્મ કર્યા સિવાય રહી શકતો જ નથી. ક્રિયા એ જ જીવન છે. તેથી કેવી ક્રિયા કયી રીતે કરવાથી અખંડ સુખ થાય, કદી દુઃખ ન થાય તે સમજવું હરેકને જરૂરી છે ટુંકાણમાં નૈસર્ગિક રીતે, સ્પષ્ટ, ને સરળતાથી સમજાવનાર ગીતા શાસ્ત્ર છે. તેથી સુખની ઇચ્છા રાખનાર સર્વેએ તે વાંચવા યોગ્ય ને આચરવા યોગ્ય છે.

અત્યારે અધર્મ ધર્મનું રૂપ લઇ બેઠો છે. કેટલાય વેદાંતના ઓથે પોતાની વાસનાઓ પુરી કરી રહ્યા છે. તેમને સાધુત્વ શું છે? જ્ઞાન શું છે? એ ગીતા સ્પષ્ટ સમજાવે છે. **પોતાનાં સાધન ને શક્તિઓનો બદલો લીધા સિવાય પ્રાણી માત્રમાં રહેલા પરમાત્માની સેવા નિમીત્ત** જે ઉપયોગ કરે તે સાધુ. ઇંદ્રિયોનો નિગ્રહ કરી પરમાત્મામાં ચિત્તવૃત્તિને જોડે તે સાધુ, પ્રાણી કે પદાર્થથી સુખ બુદ્ધિનો ત્યાગ કરી પરમાત્મામાં રમે તે સાધુ. ચિત્તની શાંત સામ્યાવસ્થામાં સદા જે રહે તે સાધુ. એવા ભાવનાં અનેક વચન ગીતામાં છે. **સાધુ સેવા કરવા માટે છે. સેવા લેવા નહીં.** જ્ઞાની, ગુણાતીત, સ્થિતપ્રજ્ઞ વિગેરેનાં લક્ષણ કહેતાં ભગવાને સ્પષ્ટ બતાવ્યું છે કે **ઇંદ્રિયોનો નિગ્રહ કરી પરાર્થે જીવન ગળાય તે જ સાચું સાધુત્વ છે.** ઇંદ્રિયોના ભોગ ભોગવવા ને મનનહ માણવી ને અહંબ્રહ્માસ્મિ મોઢે બોલી જ્ઞાનીનો ડોળ કરવો તે તો પાપી જીવન છે. તેવાને ગીતામાં વારંવાર નીંદ્યા છે. તેથી સાધુનું જીવન ગુજારવા ઇચ્છનારને પણ આ ગીતા સાચા માર્ગ દર્શક રૂપ છે.

કર્મ ફળનો ત્યાગ કરતાં કર્મ કરવાં એ તો ગીતા એ જ સ્પષ્ટ કરેલો કોયડો છે એમ કહીએ તો ચાલે. મુમુક્ષુ જે જેઉ

કર્મ કરે તે કર્તવ્ય જાણી કરે, તે કર્મ પોતાના સુખને માટે છે એમ ન માને એ જ એનો અભિપ્રાય છે. આપણે ઘણાં કર્મ ફળેચ્છા રહીત કરીએ છીએ. જેમકે તરસ્યાને જળ, પંખીને અન્ન, દરદીને દવા, મુસાફરને વિસામો, વિગેરે, કોઇ કહેશે તેમાં પુણ્યની આશા છે. ગીતા કહે છે જેને મુક્તિ જોઇએ તેણે તે પુણ્યની આશા ત્યજવી. પુણ્ય અથવા પાપ શરીર ધારણ કર્યાથી જ ભોગવાય છે. ને શરીર ધારણ એટલે જન્મ મરણ. ને જન્મ મરણ એટલે દુઃખ. દુઃખ માત્રથી નિવૃત્ત થયું હોય ને અખંડ સુખ પ્રાપ્ત કરવું હોય તો તો આપણે દેહ ન ધરીએ તો જ બને. દેહ, દેહનાં સંબંધી ને ભોગ પદાર્થ વિકારી ને વિનાશી છે. તેથી તેમનામાં વિકાર ને વિનાશ થયે આપણને દુઃખ થવાનું જ. તેથી દેહને દેહના સંબંધના પદાર્થથી આપણે આત્મા અસંગ છીએ એવું જાણી દેહથી થતાં કર્મ, કર્તવ્ય રૂપે ન કરીએ તો તો મુક્તિ પ્રાપ્ત થાય જ નહીં. કર્મ ફળ ત્યાગ એટલે ભોગેચ્છા ત્યાગ. પ્રાણી પદાર્થ કે ક્રિયાથી સુખ મેળવવાની ઇચ્છાનો ત્યાગ. આ કરવા ઈચ્છનારે પ્રથમ અધર્મ રૂપ કર્મ ત્યજવું. પછી શુભ કર્મનું ફળ ત્યજવું કર્મનાં ફળનો ત્યાગ ન થાય ત્યાં સુધી જન્મ મરણ ન જ જાય. ને તે ન જાય ત્યાં સુધી આત્યંતિક શાંતિ ન જ થાય એ ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને દયા કરી બતાવ્યું છે.

સમય પ્રમાણે ભક્તિનો માર્ગ પણ દુષિત થયો છે. બહારના દેખાવમાં જ ભક્તિ સમાઇ છે. ભક્તિ દંભમાં દેખાવા માંડી છે. ન્હાવું, તિલક કરવાં, માળા ધરવી, માળા ફેરવવી, ભજન ગાવાં, તાળીઓ પાડવી. મૂર્તિનાં દર્શન કરવાં, ધક્કા મુકી મારવાં, બીજાઓને દુઃખી કરીને પણ દેવ દર્શન કરવાં એમાં જ ભક્તિની સીમા અજ્ઞાનીઓ અત્યારે માને છે. મનાવે છે. આખી ગીતામાં પરને પીડા

એ દીનતા છે. ગમે તે મનુષ્ય આકાશમાં ઉડતો હોય, પૃથ્વીથી અદ્દર ચાલતો હોય બહુ જમી શકે તેવો હોય, નિરાહારી રહી શકે તેવો હોય, પારકા મનની વાત જાણનાર હોય અનેક કૌતુક કરી દેખાડનાર હોય પણ તેનાથી લોભાઇ તેની જાળમાં મુમુક્ષુ ન જ પડે. જેમ બાજીગર અનેક આશ્ચર્ય કારક ખેલ કરી પાઇ પૈસા માટે ભીખ માગે છે, તેમ અનેક આશ્ચર્ય કરનાર ઇચ્છા–આશા ત્યાગ વિનાના, ચિત્તની શાંતિ વિનાના હોય તો તે દયા પાત્ર રાંક છે. આનંદને સુખને ખાતર જ આશા ને ઇચ્છા છે. ગીતામાં જ્ઞાનીનાં, ભક્તનાં ગુણાતીતના વિગેરે લક્ષણો કહ્યાં છે તેવા લક્ષણવાળા સાધુ ભક્ત જ આપણને આપણા માર્ગમાં સહાય કરે તેવા છે. ને ગીતામાં કહેલ લક્ષણો આપણા આચરણમાં ઉતારવાથી જ આપણે ભવાટવીમાંથી છુટી શકીએ તેમ છે. જ્ઞાન સિવાય મુક્તિ નથી. પોતાના વિચાર વિના જ્ઞાન નથી. ભક્તિ વિના જ્ઞાન મળતું નથી. માટે ઇચ્છા રહિત કર્મ, ભક્તિ ને જ્ઞાનનું નિત્ય સેવન કરવું. વૈરાગ્યનો આશ્રય લઇ મુક્તિ માટે ધીરજ રાખી આપણે યત્ન કરવો એજ ગીતામાં વારંવાર કહેલ છે.

ગીતા દોહનનું આ પહેલું પુસ્તક છપાઇ બહાર પડશે ને તે જે જનસમુહને જરૂરી જણાશે તો બીજું પુસ્તક ટુંક મુદતમાં બહાર પાડવા પ્રકાશક ઇચ્છે છે. ગીતા દોહનમાં જે કાંઇ ભૂલ વાંચકને લાગે તે પ્રકાશકને જણાવે તો મોટો ઉપકાર થશે.

પરમાત્મા પ્રાણી માત્રને સુખી કરે. સૌને પ્રભુ સદ્બુદ્ધિ આપે. ગીતાનું જ્ઞાન સમજવા ને આચારમાં ઉતારવા પ્રભુ સૌને શક્તિ આપે. એજ પ્રાર્થના.

વસો<br>
કારતક સુદ ૧૧<br>
સંવત ૧૯૮૯

લી.<br>
રા મ દા સ<br>
ના સૌને જય શ્રી હરી.

ૐ

શ્રી હરિઃ

ૐ પરમાત્મને નમઃ

# સ્વરૂપ નિશ્ચય પ્રકરણ.

પ્રાણીમાત્રનો સાચો ગુરૂ કાળ ભગવાન છે. જ્યારે આપણા હૈયામાં સાચી રીતે એમ વસે છે કે એક દિવસ આ બધું જયાંનું ત્યાં છોડી આપણે જવાનું છે ત્યારે બે પ્રશ્ન ઉઠે છે:

૧ આપણે કોણ ને કેવા છીએ?

૨ આપણે શું કરવું જોઇએ કે જેથી આપણું જન્મ્યું જીવ્યું સાર્થક થાય.

દેખીતી રીતે શરીર એજ આપણે એવું માનીએ છીએ. આપણે શરીર નથી પણ શરીરથી ભિન્ન અસંગ આત્મા છીએ એ નીચેના શ્લોકથી સમજાશે.

શરીર એ જ આપણે નથી એવું વિચારમાં ને વ્યવહારમાં જણાય છે. જ્યારે પ્રાણી મરી જાય છે ત્યારે શરીર મડદા રૂપે રહે છે ને સૌ કોઇ કહે છે પ્રાણી મરી ગયો. એટલે શરીરથી ભિન્ન જીવ છે એ નક્કી છે. એવું જાણવા ને તે કેવો છે તે જણાવવા નીચેના શ્લોકો છે.

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।

न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥

અધ્યાય ૨ શ્લોક ૧૨

શબ્દાર્થ:—હું કોઇ વખત ન હતો એમ નથી. તેમજ તું અને આ રાજાઓ પણ ન હતા એમ નથી. તેમજ આપણે બધા આ પછી ન હોઇશું એમ પણ નથી.

ભાવાર્થ:—શરીર જન્મ્યા પહેલાં ને શરીર મુવા પછી પણ આપણે છીએ. એટલે શરીર ફરે છે પણ આપણે ફરતા નથી. ત્યારે દેહ કેવી રીતે બદલાય છે?

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥

અધ્યાય ૨ શ્લોક ૧૩

શબ્દાર્થ:— જેવી રીતે શરીરીને આ શરીરમાં બાલ્યાવસ્થા, યુવાવસ્થા ને વૃદ્ધાવસ્થા (આવે છે) તેવી રીતે બીજા શરીરની પ્રાપ્તિ (થાય છે). ધીરજવાન તે બાબતમાં મુંઝાતો નથી.

વિવેચન:—આ શ્લોક બહુ સમજવા જેવો છે. બાલ્યવસ્થા, યુવાવસ્થા ને વૃદ્ધાવસ્થા એમ અવસ્થા શરીરની ફરે છે. એટલે શરીર વિકારી છે. છતાં શરીરી તે ત્રણ અવસ્થામાં તેનો તે અવિકારી રહે છે. શરીરી શરીરની અવસ્થાઓ ફરતાં તે અવસ્થાઓને પોતામાં આરોપ કરી હું બાળક, હું યુવાન, હું વૃદ્ધ એમ કહે છે તે અજ્ઞાન છે. તેમજ એક શરીર છોડી બીજાં શરીરમાં પ્રવેશ સૂક્ષ્મ શરીર કરે છે. છતાં ચેતન આત્મા તે શરીર ત્યાગને મરણ ને શરીર ધારણને જન્મ પોતાનાં માને છે. ધીરજ કોઇ પણ આધારથી રહે છે. જગતના પદાર્થોની ધીરજ વિનાશી છે. હું ચેતન અસંગ આત્મા છું એ જેટલા પ્રમાણમાં દૃઢ હોય તેટલા પ્રમાણમાં ધીરજ રહે છે. અનુભવ સહિત આત્મજ્ઞાન એ જ ધીરજનો સાચો આધાર છે.

આથી ચેતન આત્મા અસંગ ને અવિકારી ઠર્યો. પણ શરીરને ટાઢ, તડકો, ભુખ, તરસ, સુખ દુઃખ થાય તેનું શું ? આ દ્વંદ્વો નિવારણ થઇ શકે તેમ હોય તેને ક્રિયાથી નિવારવાં ને અનિવાર્ય હોય તેને સહન કરવાં એજ રસ્તો છે જેમ કે ટાઢ વાય તો કપડાં પહેરવાં કપડાં અપ્રાપ્ય હોય તો ટાઢ સહેવી. એ વાત નીચેના શ્લોકથી કહે છે.

मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।

आगमापायिनोऽनित्या स्तांस्तितिक्षस्व भरता ॥

અધ્યાય ૨ શ્લોક ૧૪

શબ્દાર્થઃ–હે કૌંતેય! ઇંદ્રિયોના સ્પર્શ તો ઠંડી, ગરમી, સુખ ને દુખ અર્પનારા છે. આવવા જવા વાળા ને અનિત્ય છે હે ભારત! તેમને તું સહન કર.

વિવેચનઃ–જગતના તમામ પદાર્થો ને ક્રિયાઓ વહેતાં છે. સ્થિર નથી. તેમની અસર આત્માને નથી. શરીર ને બુદ્ધિ પર્યંત છે. જે અનિવાર્ય છે તેને હું આત્મા અસંગ છું એ ભાવનાથી ચિત્તથી સહન કરવાં.

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।

समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥

અધ્યાય ૨ શ્લોક ૧૫

શબ્દાર્થઃ–હે પુરૂષોમાં શ્રેષ્ઠ અર્જુન! સુખ દુખમાં સમાન રહેનારા જે ધીર પુરૂષને તે પીડા કરતાં નથી તે (પુરૂષ) મોક્ષ માટે યોગ્ય થાય છે.

વિવેચનઃ–સુખ દુખ વિગેરે શરીરને થાય છે. અજ્ઞાની તે પોતાને થાય છે એમ માને છે. શરીરથી હું જુદો અસંગ

છું એવું દૃઢ જાણી શરીરના સુખ દુઃખમાં સમાનતાથી અવિકળ સ્થિતિમાં જે રહી શકે તે જ મુક્તિ પામે. ચિત્ત નિર્વિકાર રહે તો જ મોક્ષ પામે.

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।

उभयोरपि दृष्टोऽन्तरस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

અધ્યાય ૨ શ્લોક ૧૬

શબ્દાર્થઃ—અસતનું હોવાપણું નથી. સત્તનો અભાવ નથી. બંનેનો છેવટ (નિશ્ચય) તત્વ દર્શી પુરૂષોએ જાણેલો છે.

વિવેચનઃ—જે પદાર્થો વિકાર વાળા છે તે વિનાશી છે. આવા પદાર્થ અસત્ કહેવાય છે. અસત એટલે ત્રણે કાળમાં એક સ્વરૂપે ન રહે તે. પ્રતિ ક્ષણ જગત માત્રમાં ફેર ફાર થયા કરે છે જ્યોતિની શીખા એક રૂપ જણાય છે. પણ પ્રત્યેક ક્ષણે તે બદલાયા જ જાય છે. નદીના નટ આગળનું પાણી પ્રત્યેક ક્ષણે બદલાય છે. છતાં એક સ્વરૂપ જણાય છે. તેમ આપણો દેહ ને પ્રત્યેક વસ્તુ વિકાર વશ બદલાય છે. આવા વિકાર ને વિનાશ વાળા પદાર્થ માત્રને શાસ્ત્રમાં અસત્ સંજ્ઞા આપી છે. ને જે કદી વિકાર કે વિનાશ પામતા નથી તે સત્ કહેવાય છે. તમામ પદાર્થ માત્ર વિકાર ને વિનાશને પ્રાપ્ત થતાં તેના આકાર ને નામ બદલાય છે. પણ તેનો આધાર સત્ વસ્તુ તેની તે જ રહે છે. મીણુવાટ બળતાં કે તેલ બળતાં મીણુવાટ કે તેલનો નાશ થાય છે. પણ તેની મૂળ વસ્તુ બ્રહ્માંડમાં બીજે રૂપે છે જ. પાણી ગરમ થતાં પાણી નાશ થઈ વરાળ થાય. એટલે વિકાર ને વિનાશમાં પણ જે અવિકૃત સ્થિર રહે છે તે સત્ છે. વિકારી ને વિનાશી શરીરમાં અવિકારી, અવિનાશી સત્ આત્મા છે તેનું વર્ણન હાવે થાય છે.

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥

અધ્યાય ૨ શ્લોક ૧૭

શબ્દાર્થ:-જેના વડે આ સર્વ વ્યાપ્ત છે તેને તું ખરેખર અવિનાશી જાણ. અવ્યયનો નાશ કરવા કોઇ પણ સમર્થ નથી

વિવેચન.-જેમ વિનાશી શરીરમાંના આત્માનો નાશ થતો નથી તેમ બ્રહ્માંડ સઘળામાં વ્યાપક જે અવિનાશી તત્વ છે તેનો પણ નાશ થઇ શકતો નથી આ જગતમાં બે વસ્તુ છે એક વિનાશી; બીજી અવિનાશી.

न जायते म्रियते वा कदाचिन्-
नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥

અધ્યાય ૨ શ્લોક ૨૦

શબ્દાર્થ:-આ (આત્મા) કદી જન્મતો નથી, તેમ કદી મરતો નથી. આ (આત્મા) થઇને ફરીથી થવાનો નથી એમ નથી. આ (આત્મા) અજ, નિત્ય, શાશ્વત, પુરાણ છે. શરીર હણાતાં છતાં તે હણાતો નથી.

વિવેચન:-વિકારી ને વિનાશી શરીરમાં હું કોણ છું તે આ શ્લોક જણાવે છે. આત્મા અજ કહેતાં જન્મ વિનાનો, નિત્ય એટલે હંમેશ રહેનારો, શાશ્વત એટલે નિરંતર રહેનારો, પુરાણ એટલે સૌથી જુનો છે. આ લક્ષણ જીજ્ઞાસુએ પ્રથમ દઢ કરવું. હું કોણ છું એ નિશ્ચય કર્યા પછી મારે શું કરવું એ પ્રશ્ન ઉઠેલી શકે છે. પોતાને જાણવા શિવાય જગતના

પદાર્થને જાણવા મથનાર ઉંધે રસ્તે મજલ કાપે છે. શરીરથી ભિન્ન અવિકારી ને અવિનાશી આપણે છીએ એટલે નિશ્ચય અહીં સુધી થાય છે.

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

અધ્યાય ૨ શ્લોક ૨૨

શબ્દાર્થઃ–જેવી રીતે જીર્ણ વસ્ત્રો ત્યજીને મનુષ્ય નવાં બીજાં (વસ્ત્રો) ધારણ કરે છે, તેવી જ રીતે આત્મા (દેહી) જીર્ણ શરીરો ત્યજીને બીજાં નવાં (શરીરો) ધારણ કરે છે.

नैनं छिन्दंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥

અધ્યાય ૨ શ્લોક ૨૩

શબ્દાર્થ–એને (આત્માને) શસ્ત્રો છેદતાં નથી, એને અગ્નિ બાળતો નથી. એને પાણી પલાળતું નથી. વાયુ સુકવતો નથી.

ભાવાર્થઃ–પાંચે ભુતો તેમજ જગતના વિનાશી પદાર્થો આત્માનો નાશ કરવા સમર્થ નથી.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥

અધ્યાય ૨ શ્લોક ૨૪

શબ્દાર્થઃ–આ (આત્મા) છેદી શકાય નહીં તેવો, બાળી શકાય નહીં તેવો, ભીજવી શકાય નહીં તેવો, ને શોષી

શકાય નહીં તેવો છે. આ (આત્મા) નિત્ય, સર્વ વ્યાપક, સ્થિર, અચળ, ને સનાતન છે.

વિવેચનઃ—ગયા શ્લોકમા શસ્ત્રો છેદતાં નથી વિગેરે કહ્યું તેથી કદાચ એમ સમજાય કે આત્મા છેદી વિગેરે શકાય તેવો છે પણ શસ્ત્ર વિગેરે છેદતાં નથી તેથી આ બીજો શ્લોક તે સ્પષ્ટ કરે છે; કે તે આત્મા જ એવો છે કે છેદી શકાય નહી, બાળી શકાય નહીં વિગેરે. આથી આત્મા કેવો છે તે બહુ સ્પષ્ટ થયું આત્મા અવિકારી, વ્યાપક, અવિનાશી, અચળ ને સનાતન નક્કી થાય છે.

अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ।

तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥

અધ્યાય ૨ શ્લોક ૨૫

શબ્દાર્થઃ—આ (આત્મા) અવ્યકત છે, અચિંત્ય છે, અવિકાર્ય છે. તેથી એને એ પ્રમાણે જાણીને તેનો શોક કરવો તને યોગ્ય નથી.

વિવેચનઃ—આત્માને જગતના સ્થુળ પદાર્થોની સત્તાથી પર કહી તેને ઇંદ્રિયોથી વ્યકત ન થાય તેવો અવ્યકત કહે છે. મનથી જાણી શકાય નહીં તેવો અચિંત્ય ને કોઇથી વિકાર ન પામે તેવો કહ્યો. આત્મા દેહથી જુદો એ સમજાયું. આત્મા અવિકારી વિગેરે સમજાયું. પણ એક વિકલ્પ રહે છે કે આત્મા કદાચ શરીર ઉત્પન્ન થાય તે સાથે ઉત્પન્ન થાય ને શરીર મરે ત્યારે મરે એવું હોય તો? એટલે શરીરની પેઠે આત્માને પણ જન્મ મરણ હોય તો? એનો ઉત્તર નીચે પ્રમાણે શોક ન કરવા માટે આપે છે.

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।

तथापि त्वं महाबाहो नैवं शोचितुमर्हसि ॥

અધ્યાય ૨ શ્લોક ૨૬

## કર્તવ્ય નિશ્ચય પ્રકરણ

પ્રથમ પ્રકરણમાં ઉત્પન્ન કરેલ બે પ્રશ્નોમા આપણે કોણ ને કેવા છીએ એ નિશ્ચય થયો. વાસ્તવિક રીતે આત્મા સુખ દુઃખ, જન્મ મરણ, હર્ષ, શોક ને ચિંતાથી રહિત છે. એવું જાણ્યા છતાં આપણે એ વશ છીએ તેવું અનુભવાય છે. હાવે શું કરીએ કે તે ન અનુભવાય ? અનુભવવાનું સાધન ચિત્ત છે. ચિત્ત એટલે અંતઃકરણ. એ ચિત્ત દ્વારા સુખ-દુખનું ભાન થાય છે. શરીરમાં ત્રણ પદાર્થ છે. ઇંદ્રિયો સહિત શરીર, ચિત્ત ને આત્મા. આત્મામાં ફેરફાર થાય તેમ નથી. શરીરને તે જે ધર્મવાળું છે તેમાં ફેરફાર થાય તેમ નથી. હાવે બાકી રહ્યું ચિત્ત. પ્રાણીમાત્રની પ્રવૃત્તિ ચિત્ત અનુસાર થાય છે. ચિત્તને યોગવાસિષ્ટમાં પ્રાણ ને વાસના બેનું બનેલું કહ્યુ છે. સકળ શાસ્ત્રોનું તાત્પર્ય ચિત્તને નિગૃહિત કરવામાં છે. વસાના અગર પ્રકૃતિ અનુસાર પ્રાણી કર્મ કરે છે. પ્રાણીમાત્રની પ્રવૃત્તિ કાંતો ભોગ અર્થે હોય છે અથવા તો મોક્ષ અર્થે હોય છે હાવે ભોગ અર્થે પ્રવૃત્તિથી સુખ છે કે મોક્ષ અર્થે પ્રવૃત્તિથી સુખ છે તે તપાસીએ. ભોગ શરીર દ્વારા ભોગવી શકાય છે. ભોગની ઇચ્છાવાળાને જન્મ મરણ ધર્મવાળું શરીર ધારણ કર્યે જ છૂટકો. શરીર ધારણ થાય એટલે શરીરનાં સુખ દુઃખ ચિત્ત દ્વારા અનુભવ્યે જ છૂટકો. કારણ કે અંતર ઇચ્છા તો ભોગ ભોગવવા અર્થે જ શરીર ધારણ છે. શરીર ધરણ થયા છતાં જેને ભોગની અરૂચિ છે, ભોગ પ્રત્યે વૃત્તિ નથી પણ જેની પ્રવૃત્તિ મોક્ષ અર્થે છે તે તો છૂટે છે જ. પ્રાણી માત્ર ત્રિવિધ તાપથી દુઃખી છે. ને પ્રાણી માત્ર સુખને ઇચ્છે છે. જેમ દરદી માણસ દુઃખની નિવૃત્તિ ઇચ્છે તો તે દુઃખ નિવૃત્તિ માટે જેમ તેની પ્રવૃત્તિ હોવી જોઇએ તેમ આપણે સાંસારના ત્રણ તાપથી આપણને દુઃખી માનતા

હોઇએ તો આપણે તે માટે પ્રવૃત્તિ કરવી જોઇએ. તે માટે પ્રથમ ભગવાન ભોગ અર્થે જે પ્રવૃત્તિ કરે છે તે ત્યાજ્ય છે તે બતાવે છે. કારણ કે તેથી સુખ નહીં પણ દુઃખ જ પ્રાપ્ત થાય છે.

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन।

वहु शाखा ह्यनन्ताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥

અધ્યાય ૨ શ્લોક ૪૧

શબ્દાર્થઃ–નિશ્ચય સ્વરૂપવાળી બુદ્ધિ આમા ( એટલે કર્મ યોગમાં-મોક્ષ પ્રાપ્તિમાં) એક હોવી જોઇએ. પણ નિશ્ચય વિનાના પુરૂષોની બુદ્ધિ બહુ પ્રકારની અને અનન્ત છે.

વિવેચનઃ–જેને ભોગાર્થે જ પોતાની પ્રવૃત્તિ કરવી છે તે તો અનેક ભોગો ને તે માટે અનેક ઉપાયોમાં પોતાની બુદ્ધિ પરાવે છે. એને ભોગોમા સુખ જણાય છે. એની બુદ્ધિ અશાંત રહે છે.

અહીંથી આગળ વધતા પહેલાં સમજવાનું છે કે સુખ શું? ચિત્તની શાંત વૃત્તિ એ જ સુખ. ચિત્તની અશાંત વૃત્તિ એ જ દુઃખ. યોગમાં તેથી જ કહ્યું છે કે ચિત્તની વૃત્તિનો નિરોધ તેનું નામ યોગ. જ્યારે ભોગ અર્થે, ઇચ્છા અર્થે ચિત્ત પ્રવૃત્તિ કરે છે ત્યારે ચિત્ત અશાંત બને છે. ને જ્યારે તે ઇચ્છા રહિત હોય છે ત્યારે તે શાંતિ એટલે સુખ અનુભવે છે. કર્તા, ભોક્તા, સુખ અનુભવનાર સૌ ચિત્ત છે. જે ચિત્તે ન કર્યું, ન જાણ્યું હોય તે કર્યું કે અનુભવ્યું લેખાતું નથી. એટલે ગીતાની આખી પ્રવૃત્તિ ચિત્તની શાંતિ માટે છે. ભોગેચ્છાવાળું ચિત્ત અશાંત ચિત્ત કહેવાય છે. ને એવું અશાંત ચિત્ત તે અયુક્ત ચિત્ત કહેવાય છે. તેના માટે ભગવાન કહે છે:

. नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥
અધ્યાય ૨ શ્લોક ૬૬

શબ્દાર્થ :—અયુક્ત પુરૂષની બુદ્ધિ (સ્થિર) હોતી નથી. તેવા અયુક્તને ભાવના (મોક્ષ ભાવના-આત્મજ્ઞાન ભાવના) હોતી નથી. ભાવના રહિતને શાંતિ હોતી નથી. અશાંતને સુખ ક્યાંથી?

વિવેચન :- આટલું નક્કી થયું કે ભોગેચ્છાવાળું ચિત્ત અશાંત અસુખી હોય છે. ભોગેચ્છા રહિત ચિત્ત સ્થિર ને શાંત હોય છે. ચિત્તમાં ભોગની ઇચ્છા એ જ અશાંતિ છે. માટે ભોગની ઇચ્છાના ત્યાગ શિવાય ચિત્તની શાંતિ—સાચું સુખ થવાનું નથી.

ભગવાન તે જ બતાવે છે :—

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥
અધ્યાય ૨ શ્લોક ૪૨

कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥
અધ્યાય ૨ શ્લોક ૪૩

भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥
અધ્યાય ૨ શ્લોક ૪૪

શબ્દાર્થ :—હે અર્જુન! વેદના અર્થવાદમાં પ્રીતિવાળા, (એટલે ભોગોમાં પ્રીતિવાળા), (ભોગો શિવાય) બીજું કાંઇ

(પ્રાપ્તવ્ય) નથી એમ બોલનારા અવિવેકીઓ, કામનાવાળી બુદ્ધિવાળા, સ્વર્ગને જ શ્રેષ્ઠ માનનારા પુરૂષો કર્મના ફળરૂપ જન્મ દેવાવાળી, ભોગ ને ઐશ્વર્યની પ્રાપ્તિ માટે જુદી જુદી ક્રિયાઓ બતાવનારી જે આ મીઠી મધુર વાણી બોલે છે તેવી વાણીથી મોહિત થએલાં ચિત્તવાળા અને ભોગ અને ઐશ્વર્યમાં આસક્ત પુરૂષોની નિશ્ચય કરનારી બુદ્ધિ સમાધિમાં ટકતી નથી.

વિવેચન :– ભોગ બે પ્રકારના છે. આ લોકના ભોગ ને પરલોકના ભોગ. જેવા આ લોકના ભોગ છે તેવા જ પરલોકના છે. મનુષ્ય લોકના ભોગ કરતાં પરલોકના એટલે સ્વર્ગલોક, બ્રહ્મલોક વિગેરેના ભોગ વિશેષ આકર્ષક લેખાય છે.

સમાધિ એટલે સમાહિત ચિત્ત, જેમાં ચિત્તની વૃત્તિ શાંત હોય, સંકલ્પ વિકલ્પ રહિત સ્થિર હોય તે સમાધિ.

ઇચ્છાનું માબાપ ચિત્ત છે. ચિત્ત ઇચ્છાવાળું હોય તો તે સમાધિ સુખ ચિત્તની સમાહિતપણાનું સુખ ભોગવી શકતું નથી. જેવું પરલોકના ભોગની વાસનાથી પ્રવૃત્ત થએલું ચિત્ત સમાહિત થઇ શકતું નથી તેવું જ આ લોકના ભોગની વાસનાથી પ્રવૃત્ત થએલું ચિત્ત સમાહિત થઇ શકતું નથી.

ભોગની વાસનાથી ભોગ માટે પ્રવૃત્તિ. તેથી શ્રમ, કલેશ, રાગ ને દ્વેષ જન્મ પામે છે. એટલે ભોગની પ્રાપ્તિ માટે શ્રમ, પ્રાપ્ત થયા પછી ભોગ જાતે વિકારી ને વિનાશી છે, છતાં તે વિકાર ને વિનાશ ન પામે એવી મિથ્યા ઇચ્છા પૂર્ણ કરવા શ્રમ ને ચિંતા ને ભોગ નાશ પામતાં કલેશ ને ચિંતા, એમ ભોગ પ્રાપ્તિની ઇચ્છાથી માંડી ભોગ નાશ પામ્યા પછી પણ શ્રમ, કલેશ ને ચિંતા જ રહે છે. તેથી ભોગ અર્થે પ્રવૃત્તિ અગર કર્તવ્ય તે સુખની ઇચ્છાવાળાને ત્યાજ્ય છે.

ભોગથી સુખ થાય છે એમ આપણે કહીએ છીએ. તે

ભોગ પ્રાપ્તિના કાળમાં અપ્રાપ્ત ભોગની પ્રાપ્તિ અર્થે પ્રવૃત્તિથી અશાંત થએલું ચિત્ત ઇચ્છિત ભોગ પ્રાપ્ત થતાં શાંત થાય છે તે શાંત ચિત્તજ સુખ અનુભવે છે. એટલે ચિત્તની શાંતિ એ જ સુખ છે. શાંત ચિત્તમાં ઇચ્છા ઉત્પન્ન કરી શ્રમ વેઠી ઇચ્છાની પૂર્તિની એક ક્ષણમાં શાંતિ અનુભવવી એ સારૂં કે સદાય ઇચ્છા રાહિત્યપણાથી શાંતિ અખંડ અનુભવવી એ સારૂં એ નિશ્ચય સહેજે થાય તેવો છે.

વળી ભગવાન કહે છેઃ—

त्रैविद्या मां सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकः
मश्नन्ति दिव्यन्दिवि देव भोगान् ॥

અધ્યાય ૯ શ્લોક ૨૦

શબ્દાર્થ :—ત્રણ વેદમાં કહેલાં કર્મ કરનારાં, સોમરસનું પાન કરનારા, નિષ્પાપ મનુષ્યો યજ્ઞથી મારૂં (ભગવાનનું) યજન કરી સ્વર્ગની ગતિની પ્રાર્થના કરે છે તે પુણ્ય, (૩૫) ઇંદ્ર લોક પ્રાપ્ત કરી સ્વર્ગમા દિવ્ય દેવ ભોગો ભોગવે છે.

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभन्ते ॥

અધ્યાય ૯ શ્લોક ૨૧

શબ્દાર્થ :—તે લોકો તે વિશાળ સ્વર્ગલોક ભોગવીને પુણ્ય ખલાસ થતાં મૃત્યુલોકમાં પાછા આવે છે. એ પ્રમાણે

ત્રણ વેદના ધર્મને પાળનારા ને કામનાની ઇચ્છાવાળા આવ જાને (પૃથ્વીથી સ્વર્ગમાં—ને સ્વર્ગથી પૃથ્વીમાં એમ જન્મ મરણને) પ્રાપ્ત કરે છે.

વિવેચન:- આ બન્ને શ્લોક બહુ વિચારવા જેવા છે. જેમ બાજીગરનો ખોરો રૂપીઓ તેના સંકલ્પ સુધી જ દેખાય છે ને સંકલ્પ મટતાં તે માટી જ છે તેમ પુણ્ય પહોંચે ત્યાં સુધી ભોગ રહે છે, તે પછી નાશ પામે છે. ભોગ માત્ર પુણ્ય રચિત છે.

વેદમાં સકામ કર્મ, ને મોક્ષ કર્મ બન્ને બતાવેલાં છે. જેને ભોગની ઇચ્છા હોય તે સકામ કર્મ કરે. ને મોક્ષની ઇચ્છા હોય તે ઇચ્છા રહિત યજ્ઞાર્થે કર્મ કરે.

કીડીથી માંડી બ્રહ્માના શરીર સુધી પ્રાણી માત્રનાં શરીર પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ એ પાંચ તત્વનાં જ ઓછા વધતા પ્રમાણનાં બનેલા છે ને વિકારી ને વિનાશી છે. આખા બ્રહ્માંડમાં કોઇ પણ લોકમાં શબ્દ. સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ વિષયોથી છઠ્ઠો વિષય નથી. ને પ્રાણીમાત્રનું ચિત્ત સત્વ, રજસ ને તમસ એ ત્રણ ગુણથી ચોથા ગુણનું નથી. આ લોક કે પરલોકના ભોગનું ગમે તેવું ચિત્તાકર્ષક વર્ણન સાંભળીએ પણ શ્વાનના ભોગમાં જેટલું તેને સુખ છે તેટલું જ ઇંદ્રના ભોગમાં ઇંદ્રને છે. ઇચ્છિત **ભોગની પ્રાપ્તિકાળમાં ચિત્તની શાંત વૃત્તિ એ જ સુખ.** સૌથી વિશેષ સુખી એ છે કે જેને કશી કદી ઇચ્છા જ થતી નથી, તે નિરિચ્છ છે. તેની ચિત્તવૃત્તિ સદા શાંત છે. તે સદા સુખી છે.

ભગવાન કહે છે:-

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥

અધ્યાય ૨ શ્લોક ૪૫

શબ્દાર્થ:-ત્રણ ગુણની બાબત જેમાં છે તેવા વેદો છે. હે અર્જુન! તું ત્રણ ગુણથી રહિત થા (સુખ દુઃખાદિ) દ્વંદ્વ રહિત, નિત્ય સત્ત્વમા સ્થિત કરનારો, યોગ ને ક્ષેમની ચિંતા વિનાનો ને આત્મ નિષ્ઠ થા.

વિવેચનઃ-સ્વસ્વરૂપનો ને જગતનો નિશ્ચય કર્યા પછી શું કર્તવ્ય છે તેનો આ ઉત્તર આપે છે. ત્રણ ગુણમય ભોગ પદાર્થ છે. વેદનો ભાગ તે ભોગ પ્રાપ્તિના માર્ગ બતાવનારો છે. તે ભોગોની ઇચ્છા વિનાનો થા. એ પ્રથમ વાત છે. આ ઉપરથી પ્રાયશઃ પરલોક ને આ લોકના ભોગની પ્રાપ્તિ અર્થે પ્રવૃત્તિ બંધ કરવી. વળી કહે છે કે આ લોકમાં પ્રારબ્ધથી આવી પડેલા સુખ દુઃખ ટાઢ તડકો જે અનિવાર્ય છે તેને સહન કરતો થા. સત્ત્વ એટલે વાસના વિનાનું ચિત્તઃ એવા વાસના વગરના ચિત્તમાં સ્થિતિ કરતો થા. એટલે શાંત ચિત્ત વાળો રહી નિત્ય શાંતિ-આત્યંતિક શ્રેષ્ઠ સુખનો ઉપભોગ લેતો રહે. આ જગતમાં આ જન્મના યોગ ક્ષેમ માટે યત્ન રહિત થા. તાત્પર્ય કે પ્રારબ્ધ અનુસાર તે થયે જશે. માટે તેની પણ ચિંતા રહિત થા ને હું આત્મ સ્વરૂપ છું, સત્ ચિત્ત આનંદ સ્વરૂપ છું, હું અસંગ છું એ ભાવના વાળો તે સ્થિતિમાં રહે.

મનુષ્યને જીવનના નિભાવ અર્થે અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ જેને યોગ કહે છે, ને પ્રાપ્ત થયેલાનું રક્ષણ જેને ક્ષેમ કહે છે એ નડે છે. મનુષ્ય પરલોકના ભોગની ઇચ્છા સજે, આ લોકના વિશેષ ભોગની ઇચ્છા સજે, બાકી જીવનના નિર્વાહની ઇચ્છા તેને સહેજે છૂટતી નથી, તે માટે જ્ઞાની એમ સમજે છે કે પ્રારબ્ધ પ્રમાણે જીવનના જરૂરી ભોગો મળે જ જવાના છે. તેથી ચિંતા કરવી વ્યર્થ છે. ચિંતા કરે મળવાનાં નથી. આ આશ્રયે જ્ઞાની નિશ્ચિંત રહે છે.

અથવા તો ભગવાન વિશ્વંભર પ્રાણીમાત્રનું પાલન પોષણ કરે છે માટે તેમાં વિશ્વાસ રાખી પ્રાણી નિશ્ચિંત રહે.

ભગવાન કહે છેઃ—

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

અધ્યાય ૯ શ્લોક ૨૨

શબ્દાર્થઃ—જે મનુષ્યો અનન્ય ભક્તિથી ચિંતન કરતા મારી ભક્તિ કરે છે તેવા હંમેશ યોગમાં જોડાએલ મનુષ્યોનું યોગક્ષેમ હું ચલાવું છું.

વિવેચનઃ—આ આખા પ્રકરણનો ભાવાર્થ એ છે કે મુમુક્ષુએ ભોગેચ્છા રહિત કર્મ કરવા. ને આ લોકના, પરલોકના ભોગની ઇચ્છા તેમ જ જીવન નિભાવની ચિંતા ત્યજી ઇચ્છા રહિત કર્મ કર્યે જવાં. ઇચ્છા એ જ બંધ છે. નિરિચ્છા એ જ મોક્ષ છે. તે વાત ભગવાન સ્પષ્ટ કરે છેઃ—

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते सङ्गोऽस्त्वकर्मणि ॥

અધ્યાય ૨ શ્લોક ૪૭

શબ્દાર્થઃ—તારો અધિકાર કર્મમાં (કર્મ કરવામાં) છે, ફળમાં કદી નહીં. કર્મના ફળનો હેતુવાળો તું થા નહિં; તારી પ્રીતિ અકર્મમાં (કર્મ ન કરવામાં) ન હો.

વિવેચનઃ—આત્માના સ્વરૂપનો નિશ્ચય કર્યા પછી કર્તવ્યનો નિશ્ચય એ થાય કે ફલેચ્છા રહિત કર્મ કરવાં. વાસ્તવિક રીતે આત્મા અકર્તા છે. શરીર ને ઇંદ્રિયો તથા ચિત્ત કર્મ કરે છે. છતાં તે કર્મ હું કરું એમ આત્મા માની કર્મ ન કર્યા છતાં કર્યા માની કર્મનું ફળ પોતે ચિત્ત દ્વારા ભોગવે

શબ્દાર્થ :–કર્મથી ઉત્પન્ન થતા ફળને ત્યજીને (સામ્ય) બુદ્ધિથી યુક્ત મનને કર્બજે રાખનારા પુરૂષો જન્મરૂપ બંધનથી મુક્ત થઇને દુઃખ વિનાના (મોક્ષ) પદને પામે છે.

વિવેચન :–અત્યાર સુધીના ભગવાનના બોધથી એમ સમજાયું કે ઇચ્છા રહિત સ્વધર્મરૂપી કર્મ કરવાથી જ ચિત્તની આત્યંતિક શાંતિ–મોક્ષ પ્રાપ્ત થાય છે. આની રીતે જેનું ચિત્ત શાંત થયું છે ને જેની બુદ્ધિ તેથી સ્થિર થઇ છે તેવાનો આચાર અર્જુન પૂછે છે. જે આચરણ સ્થિર બુધ્ધિનું હોય તેનું જો સાધક આચરે તો સાધક તેવો થઇ શકે, માટે તે જાણવું જરૂરી છે. તેથી ભગવાન સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ–આચરણ કહે છે.

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

અધ્યાય ૨ શ્લોક ૫૫

શબ્દાર્થ :–હે પાર્થ ! જ્યારે મનમાં રહેલી સર્વ કામનાઓને તે ત્યજે છે અને પોતામાં જ પોતે સંતુષ્ટ રહે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

વિવેચન :–પ્રથમ આપણે વિચાર્યું છે કે ઇંદ્રિયો સહિત શરીર, ચિત્ત ને આત્મા ત્રણ છે. આત્મા નિર્વિકાર ને અભોક્તા હોવાથી તેના અર્થે કોઇ કામનાજ હોતી નથી. તે પૂર્ણકામ છે. શરીરની સ્વાભાવિક ઇચ્છા ભુખ, તરશ, ટાઢ, તડકો વિગેરેની નિવૃત્તિ હોય છે. તે ત્યાજ્ય નથી. ભુખ લાગે ત્યારે ખાવાની ઇચ્છા એ સ્વાભાવિક ઇચ્છા છે તે અનુસાર ખાવું જોઇએ. પણ અમુક જ ખાવુ છે એ મન કામના છે. ને બાકી રહી મન કામના તે અસ્વાભાવિક છે. તે ત્યાજ્ય છે. મનની કામનાઓ પરિપૂર્ણ પણે કદી પુરી કરી શકાય

અશુભ પ્રાપ્ત થતાં હર્ષ તેમ જ દ્વેષ કરતો નથી તેની બુદ્ધિ સ્થિર થએલી છે.

વિવેચન :—સ્નેહ વસ્તુ આધીન છે. ને અસ્થિર છે. સ્થિતપ્રજ્ઞની દૃષ્ટિ જગતના પદાર્થ ઉપર નથી. તેની દૃષ્ટિ આત્મા તરફ છે. સ્થિતપ્રજ્ઞ વસ્તુ ને ગુણથી તેની કિંમત આંકતો નથી તેથી તે સ્નેહ કરતો નથી. તેને તો સર્વ આત્મ સ્વરૂપ હોવાથી તેને સર્વ ઉપર નિર્મળ પ્રેમ–આનંદ જ થાય છે.

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

અધ્યાય ૨ શ્લોક ૫૮

શબ્દાર્થ :—જેમ કાચબો સર્વ બાજુથી અંગોને ખેંચી લે છે, તેમ આ (પુરૂષ) જ્યારે, ઇંદ્રિયોના વિષયોમાંથી ઇંદ્રિયોને ખેંચી લે છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય છે.

વિવેચન :—જેમ તૃપ્ત એ કહેવાય કે જે ભોજન ઇચ્છે નહિં. ને ભોજન ઇચ્છે તો તે અતૃપ્ત જ લેખાય. તેમ જે જાતે આનંદસ્વરૂપ છે તે વિષયભોગમાં આનંદ ઇચ્છે નહિ ને ઇચ્છે તો તે આનંદ સ્વરૂપ પોતાને જાણતો નથી. વિષયોમાંથી ઇંદ્રિયો પાછી ન વળેલી તેની બુદ્ધિમાં ભોગની ઇચ્છા હોય છે. ઇચ્છા હોવાથી બુદ્ધિ અસ્થિર થાય છે.

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥

અધ્યાય ૨ શ્લોક ૫૯

શબ્દાર્થ : નિરાહારી પુરૂષના વિષયો રસ સિવાય નિવૃત્ત થાય છે. પણ એનો (એટલે સ્થિતપ્રજ્ઞનો) (વિષય) રસ પરમાત્માનો અનુભવ થવાથી નિવૃત્ત થાય છે.

વિવેચન :—આ શ્લોક વિચારવા જેવો છે. શરીરથી

તેમ નથી. સો કામનાઓ પુરી પાડતાં તે લાખ ઉભી કરે તેમ છે. મન કદી તૃપ્ત થતુ જ નથી. **તેથી મનની કામના ત્યજે તે જ સ્થિતપ્રજ્ઞ.** ને મન કામના તે જ ત્યજી શકે કે જેણે સ્વસ્વરૂપનો નિશ્ચય કર્યો છે ને જે જાણે છે કે હું જ સત્ ચિદ્ આનંદરૂપ છું, સુખ સ્વરૂપ હું છું, આનંદ સ્વરૂપ હું છું, તેથી તે સ્વસ્વરૂપમાં જ સંતુષ્ટ છે. ઇતર કોઇ વસ્તુની તે પોતાના સુખ માટે ઇચ્છા કરતો નથી. જેમ બળતો દીપક પોતાના માટે બીજા દીપકની ઇચ્છા કરતો નથી.

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

અધ્યાય ૨ શ્લોક ૫૬

શબ્દાર્થ :— દુઃખમાં જેનું મન ઉદ્વેગ પામતું નથી. સુખમાં જે સ્પૃહા વિનાનો છે. જેના રાગ, ભય ને ક્રોધ ગયેલાં છે તે સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે.

વિવેચન :— જગતમાં ક્રિયાઓ બન્યા કરે છે. તેની અસર બુદ્ધિ સુધી થાય છે. સૌ પ્રવૃત્તિનું કેન્દ્ર બુદ્ધિ છે. ગમે તેવા સંજોગોમાં બુદ્ધિ ચલિત થઇ તો તે અસ્થિર બુદ્ધિવાળો લેખાય. જેમ બુદ્ધિ દુઃખમાં વિકારી બને છે તેમ સુખમાં પણ વિકારી બને છે. સુખમાં વિકારી બનતાં તે મોહ ને અહંકાર વશ થઇ ભાન ભુલે છે. વિકાર વિનાની શાંત સ્થિર બુદ્ધિ રહે તે જ સ્થિતપ્રજ્ઞપણાની નિશાની છે.

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

અધ્યાય ૨ શ્લોક ૫૭

શબ્દાર્થ :— જે સર્વત્ર સ્નેહ વિનાનો છે, જે શુભ અને

(સ્થિર બુદ્ધિએ) મારે વિષે પરાયણ રહેવું જોઇએ. જેની ઇંદ્રિયો વશમાં છે તેની બુદ્ધિ સ્થિર થયેલી છે

વિવેચન — ચિત્તની વૃત્તિ કાં તો ભોગ તરફ ને કાં તો મોક્ષ તરફ હોય છે. ભોગમાંથી ખેંચાયલી ચિત્તવૃત્તિને આલંબનની જરૂર છે તેથી ભગવાન કહે છે તેને મત્પર એટલે મારા પરમાત્મા પરાયણ કરવી નિરાહારીની ચિત્ત વૃત્તિ વિષયોમાંથી ખેંચાય છે પણ તેને પરમાત્માનું આલંબન ન મળવાથી પાછી વિષયોમાં ઢળે છે જગતમાં બે વસ્તુ છે. કાં તો પરમાત્મા ને કાં તો ભોગસ્વરૂપ જગત. ભોગસ્વરૂપ જગતને છોડી પરમાત્મામાં ન ચોટે તો તે જગત તરફ જ જાય છે.

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥

અધ્યાય ૨ શ્લોક ૬૨

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो [illegible] ॥
२

१ — [illegible]

છે ત્યારે જ તે ઇચ્છીએ છીએ. તેનું પણ મૂળ કહે છે કે વસ્તુનું ચિંતવન કરે તો જ વસ્તુમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે. એટલે ભોગેચ્છાનું મૂળ ચિંતવન છે. ને ચિંતવનથી પ્રીતિ છે. માટે ભોગેચ્છા ત્યજનારે ભોગનું ચિંતવન ને ભોગમાં પ્રીતિ ત્યજવાં. ભોગનું ચિંતવન ત્યજવા ઇચ્છનારે ભોગ ચિંતવન બદલે ઇશ્વર ચિંતવન કરવું. ને ભોગમાં પ્રીતિને બદલે ઇશ્વરમાં પ્રીતિ કરવી, ને ભોગમાં દોષ જોવા. સબંધથી ચિંતવન થાય છે. માટે ભોગ ને ભોગીનો સહવાસ ત્યજવો. ભોગમાં દોષ દૃષ્ટિથી ભોગ પ્રત્યે રાગને બદલે વૈરાગ્ય થાય છે. સ્મૃતિ વિભ્રમ એટલે હું કોણ છું એ વાતનો અવિવેક. ને એ અવિવેકથી બુદ્ધિની સ્થિરતા નાશ પામે છે. ને તેથી ઉત્તરોત્તર પતન થાય છે. માટે ભોગો ત્યજ્યા શિવાય કદી સાચું સુખ, સ્થિર બુદ્ધિ, આત્યંતિક શાંતિ થવાનાં નથી

ઇંદ્રિયો ભોગને જોતાં કે જાણતાં તેના માટે ઇચ્છા ને પ્રવૃત્તિ કરે તે પાશવ વૃત્તિ છે. પણ ભોગ જોતાં તેમાં યોગ્યાયોગ્યનો વિચાર કરે, અણ હક કે હકનો વિચાર કરે, શ્રેય અશ્રેયનો વિચાર કરીને પ્રવૃત્તિ કરે તે જ મનુષ્યત્વ છે. ભોગના દાસ થતાં મનુષ્યત્વ નષ્ટ થાય છે. પશુત્વ આવતું જાય છે. ને ભોગ ત્યાગ કરતાં દેવત્વ આવતું જાય છે. ભોગ ત્યાગ, ઇચ્છા ત્યાગ એ જ સુખનું નિધાન છે.

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥

અધ્યાય ૨ શ્લોક ૬૪

શબ્દાર્થ:—જેના તાબામાં પોતાનું મન છે તેવો રાગ ને દ્વેષથી રહિત થએલી ને પોતાને સ્વાધીન એવી ઇંદ્રિયો વડે વિષયોને ભોગવતો હોય છતાં ચિત્તની પ્રસન્નતાને ( શાંતિને ) પામે છે.

## કર્મત્યાગ કે કર્મયોગ ?

ઇચ્છા વિના કર્મ કરવાં, આસક્તિ વિના મમતા રહિત પ્રકૃતિ અનુસાર કર્મ કરવાં એવું આપણે ગયા પ્રકરણમાં જાણ્યું. ત્યારે પ્રશ્ન એ થાય કે એ બધા કરતાં કર્મ જ ન કરવાં, જેથી બંધન ન થાય. આ પ્રશ્નના ઉત્તર ભગવાન આપે તે પહેલાં આપણે વિચારીએ કે કર્મ કરનાર કોણ છે ? ઇંદ્રિયો સહિત શરીર, વાણી તથા અંતકરણથી કર્મ થાય છે. શરીરનો સંયમ રાખી તેને કદાચ કાષ્ટની પેઠે અક્રિય રાખી શકીએ. તેને વસિષ્ટ ભગવાને કાષ્ટ મૌન કહ્યું છે. ઇંદ્રિયોને રોકી રાખીએ, ને તેને અક્રિય કરીએ તે અક્ષ મૌન કહેલું છે. વાણીને રોકી રાખીએ તે વાડમૌન કહેવાય છે. હાવે બાકી રહ્યું મન. આ ત્રણે શરીર, ઇંદ્રિયો ને વાણી રોકાતાં છતાં જો મન ન રોકાય તો એ ત્રણે રોકાયાં શા કામનાં ? કર્મનો ઉત્પાદક, સંકલ્પનો કર્તા, બંધ મોક્ષનો ભોગવનાર એ મન છે. મનને રોકવું એટલે મનને સંકલ્પ વિકલ્પ રહિત કરવું. જ્યારે મનમાંથી ભોગેચ્છા મટી જાય છે. જ્યારે મન હર્ષ શોક, રાગદ્વેષ રહિત થઇ શાંત, નિઃસંકલ્પ, નિષ્ક્રિય થાય છે, ત્યારે જ તેને સુખ અનુભવ થાય છે. શરીર, ઇંદ્રિયો ને વાણી બંધ હોય ને મન ક્રિયાત્મક હોય તો સુખ થતું નથી. મૂળ વસ્તુ તો મન છે. શરીર, ઇંદ્રિય ને વાણી ક્રિયાવાળાં હોય તો પણ જો મન નિરીચ્છ, નિષ્ક્રિય હોય તો સુખ થાય છે. એટલે બધો ઝોક મનને નિષ્ક્રિય કરવાના પ્રયત્ન ઉપર છે. હાવે ત્યારે પ્રશ્ન એ થાય કે શરીર, ઇંદ્રિયો ને વાણીને પણ રોકે ને મનને પણ રોકે તો ? અભ્યાસી માટે આ બનવું સહેલું નથી. મનને રોકવા માટે, નિષ્ક્રિય કરવા માટે પ્રથમ તેને ઇચ્છા રહિત કાર્યમાં પરોવવાથી તે નિઃસંકલ્પ થઇ શકે છે.

તે વાત ભગવાન કહે છે :—

न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च सन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥

અધ્યાય ૩ શ્લોક ૪

શબ્દાર્થ :–કર્મનો આરંભ ન કરવાથી પુરુષ નૈષ્કર્મ્યને પ્રાપ્ત કરતો નથી. અને (કર્મનો) ત્યાગ કરવાથી સિદ્ધિ એટલે મોક્ષને મેળવતો નથી.

વિવેચન :–આખા શરીરની પ્રવૃત્તિનું મૂળ ચિત્ત છે. ચિત્તમાં પ્રાણ ને પ્રકૃતિ એ છે. પ્રકૃતિ અનુસાર પ્રાણી ઇચ્છે અગર ન ઇચ્છે પણ ક્રિયા થાય છે જ. નિષ્ક્રિય શરીર જીવતું હોય ત્યાં સુધી રહી શકતું નથી તે વાત ભગવાન કહે છે :–

न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥

અધ્યાય ૩ શ્લોક ૫

શબ્દાર્થ :–કોઈ પણ પુરુષ એક ક્ષણ પણ કદાપિ કર્મ કર્યા વગર રહી શકતો નથી. પ્રકૃતિથી ઉત્પન્ન થએલ ગુણો વડે પરવશ એવાં સર્વ પ્રાણીથી કર્મ કરાય છે.

कर्मेन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।
इंन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥

અધ્યાય ૩ શ્લોક ૬

શબ્દાર્થ :–કર્મેદ્રિયોનો સંયમ કરી જે મનથી ઇન્દ્રિયોના વિષયોને સ્મરતો બેસી રહે છે તે મૂઢ બુદ્ધિવાળો મિથ્યાચાર અગર દાંભિક કહેવાય છે.

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥

અધ્યાય ૩ શ્લોક ૭

શબ્દાર્થ :—જે ઇંદ્રિયોને (જ્ઞાન ઇંદ્રિયોને) મન વડે નિયમમાં રાખી કર્મ ઇંદ્રિયો વડે આસક્તિ વિનાનો કર્મ-યોગ આચરે છે તે શ્રેષ્ઠ છે.

વિવેચન :—હાથ, પગ, મુખ, ગુદા ને લિંગ એ કર્મેંદ્રિયો છે. આંખ, કાન, નાક, જીભ ને ત્વચા એ જ્ઞાનેંદ્રિયો છે. કર્મેંદ્રિયોથી કર્મ થાય છે. જ્ઞાનેંદ્રિયો દ્વારા વસ્તુ સમજાય છે, ને ભોગ ભોગવાય છે. ભોગબુદ્ધિ કાઢવાથી જ્ઞાનેંદ્રિયોનો સંયમ મનથી કરી કર્મ કરતાં બંધનમાંથી છૂટે છે.

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।

शरीरयात्रापि च ते न प्रसिद्धयेदकर्मणः ॥

અધ્યાય ૩ શ્લોક ૮

શબ્દાર્થ :—તું વિહિત કર્મ કર. અકર્મ કરતાં કર્મ વધારે સારૂં છે. કર્મ ન કરવાથી શરીરનો નિર્વાહ પણ સફળ થશે નહિં.

વિવેચન :—શરીર જીવતું છે ત્યાં સુધી તેને ભુખ, તરશ, ટાઢ, તડકો વિગેરે બાધ કરે છે. ને તેના નિવારણ માટે તે જગતના પદાર્થોનો ઉપયોગ કરે છે. જો તે પોતે કશું કામ ન કરે ને પદાર્થોનો ઉપયોગ તે કરે તો તે ચોર છે. આપવું ને લેવું એ ન્યાય છે. કરવું કશું નથી ને ઉપયોગ કરવો છે એ અન્યાય છે. ભોગ માત્ર કાર્ય છે. કોઇનું પણ તે કરેલું છે. જો સર્વે પ્રાણી કર્મો ન કરે તો પદાર્થ ઉત્પન્ન જ ન થાય. ને તેથી શરીર જ ન જીવી શકે. કોઇ કહે કે જગત ભલે કર્મ કરે પણ હું કર્મ નહીં કરૂં પણ હું જગતના પદાર્થોનો ઉપભોગ કરીશ (જે ઉપભોગ કર્યા સિવાય તેનું શરીર જીવી જ ન શકે) તો તે તો અધર્મી, અણહકનું ભોગવનાર ચોર જ છે. સૌએ શરીરથી પોતાની પ્રકૃતિ અનુસાર કર્મ કર્યે જ જવાં. જે કર્મ પોતાના ભોગ માટે નથી તે જગત અર્થે

છે. જગત અર્થે એટલે યજ્ઞ અર્થે. એક વસ્તુનો નાશ ને બીજાની ઉત્પત્તિ એમ જગતમાં ક્રિયા થયે જ જાય છે. આવી કૃતિ જે સ્વભોગાર્થે ન હોય તે જગત હિતાર્થે હોય. ને એ જગત હિતાર્થની કૃતિ તે યજ્ઞ કહેવાય છે.

જીવન ટકાવવાની અને તેના અંગે જગત્ અર્થના કર્મની એટલે નિયત કર્મની આ વાત કરી. હવે મોક્ષ અર્થના કર્મનો ખ્યાલ કરીએ તો ચિત્ત નિઃસંકલ્પ કરવા ચિત્તની આત્યંતિક શાંતિ કરવા બે જ ધોરી માર્ગ છે.

૧. ચિત્તની વૃત્તિને પ્રાધાન્યત : સ્વસ્વરૂપના વિચારમાં નિમગ્ન રાખતાં વૈરાગ્યને સેવવો. ને વૃત્તિ ઉત્થાન પામે તો ઇચ્છા વિના પ્રકૃતિ અનુસાર કર્મ કરવાં.

૨. ઇચ્છા વિના પ્રકૃતિ અનુસાર શરીર ધર્મ જાણી કર્મ કર્યે જવાં, વૈરાગ્ય સેવવો. ને આમ કરતાં વૃત્તિ સ્થિરતાને પામતાં સ્વસ્વરૂપનું ચિંતન કરવું.

એકમાં સ્વસ્વરૂપનું ચિંતન પ્રધાન છે, બીજામાં ઇચ્છા-રહિત કર્મ પ્રધાન છે. પ્રાયશ : જગતમાં બે પ્રકારની ચિત્ત વૃત્તિના મોક્ષ ઇચ્છાવાળા મનુષ્યો હોય છે. સત્વ ગુણ પ્રધાન. બીજા રજોગુણ પ્રધાન, તમોગુણ પ્રધાન તો મોક્ષનો ખ્યાલ પણ લાવતા નથી. સત્વગુણ પ્રધાન ને તેમાં પણ જેનું ચિત્ત સ્થિર રહેવાના અભ્યાસવાળું છે, જેનું મન નિગૃહિત શાંત રહી શકે છે, તેને સ્વસ્વરૂપનું ચિંતન સારૂં છે. ને બીજાને ઇચ્છા વિના કર્મ કરવાં સારાં છે. પહેલો માર્ગ ગમે તેટલો મોહક લાગતો હોય છતાં શક્તિ વિના છુરવાય નહિ તેવો છે. કેટલાક મનુષ્યથી શાંત નિષ્ક્રિય બેસી રહેવું એ મહા કઠિન હોય છે.

હાવે ભગવાન કહે છે :–

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।
तदर्थं कर्म कौन्तेय मुक्तसङ्गः समाचर ॥

અધ્યાય ૩ શ્લોક ૯

શબ્દાર્થ :–યજ્ઞ કાજ શિવાયનાં બીજાં કર્મોથી આ લોક કર્મબંધન ( થાય છે. ) હે કૌંતેય ! તું આસક્તિ વિના થઇ તેના એટલે યજ્ઞના અર્થે કર્મ કર.

વિવેચનઃ–કર્મ માત્ર બે પ્રકારનાં છે. કાં તો ભોગાર્થે ને કાં તો મોક્ષાર્થે. જે કર્મ ભોગાર્થે છે તે જન્મમરણને દેવાવાળાં છે. તે સુખનાં તથા દુઃખનાં આપવાવાળા છે તેથી બંધનકારક છે. ને જે મોક્ષાર્થેથી થતાં કર્મ કર્તા માટે નથી, તે થતા કર્મનું ફળ જગત ભોગવે છે. તે કર્મ જગત અર્થે હોય છે. જગત અર્થે કર્મ, પ્રાણી સેવા અર્થે કર્મ, ઘટઘટમાં વસતા ભગવાનની સેવા અર્થેના કર્મ તેનુ નામ યજ્ઞાર્થે કર્મ.

યજ્ઞનો અર્થ રૂઢ માન્યતા પ્રમાણે ગમે તેવો થાય પણ તેનો વ્યાપક અર્થ એ છે કે સ્વશક્તિ અગર સાધનને પરમેશ્વર પ્રીત્યાર્થે–અગર પ્રાણી શરીરમાં રહેતા નારાયણની સેવા અર્થે વાપરવાં તેનું નામ યજ્ઞ છે. હોમ, હવન નામથી ઓળખાતા યજ્ઞ પણ જો નિષ્કામ હોય તો આ વ્યાપક અર્થમાં તે સમઇ જાય છે.

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥

અધ્યાય ૩ શ્લોક ૧૭

શબ્દાર્થ :–જે મનુષ્ય આત્મામાં આનંદ અનુભવનારો, આત્માથી જ તૃપ્ત ( અન્ય ભોગોને નહિ ઇચ્છનારો ), આત્મામાં જ સંતુષ્ટ રહેનારો છે તેને કાર્ય ( કરવાનું ) હોતું નથી.

વિવેચન :–તેને કાર્ય કરવાનું હોતું નથી. એટલે તેને પોતાના માટે કોઇપણ પદાર્થની વાંછના કે કોઇ ઇચ્છા ન હોવાથી પોતાના ભોગ કે સુખ માટે તે કશું કરતો નથી. તેના શરીરની ક્રિયા કોઇ આશય વિના શરીરની પ્રકૃતિ અનુસાર થયા જાય છે. આ શ્લોક આત્મતૃપ્ત મનુષ્યનું શરીર હેતુ વિના શી રીતે ક્રિયા કરે છે તે જણાવે છે.

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥

અધ્યાય ૩ શ્લોક ૧૮

શબ્દાર્થ :–તેને કરેલા (કર્મ)થી અહીં (જગતમાં) કાંઇ પ્રયોજન નથી. તેમ જ (કર્મ) ન કરવાથી તેને કાંઇ પ્રયોજન નથી. આને સર્વ પ્રાણીમાત્રમાં કાંઇપણ પ્રયોજનનો આશ્રય નથી.

વિવેચન :–જ્ઞાનીનું શરીર પ્રયોજન વિના પણ શરીર પ્રકૃતિ અનુસાર કર્મ કરે છે. જો કે તેમને કશું પણ સ્વહિતાર્થે પ્રયોજન નથી.

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥

અધ્યાય ૩ શ્લોક ૧૯

શબ્દાર્થ :–તેથી આસક્તિ વિના તું હંમેશ કર્તવ્ય કર્મ કર. આસક્તિ વિના કર્મ કરતાં પુરુષ પરમ ગતિ પામે છે.

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥

અધ્યાય ૩ શ્લોક ૨૫

શબ્દાર્થ. હે ભારત ! જેવી રીતે અજ્ઞાની કર્મમાં આસક્તિ રાખતા કર્મ કરે છે તેવી રીતે લોક સંગ્રહ અર્થે આસક્તિ વિના જ્ઞાનીએ કર્મ કરવું જોઇએ.

વિવેચન:-જેવી રીતે મોટા મનુષ્યો વર્તે છે તેવી રીતે તેમનાથી નીચી કોટીના વર્તે છે. જન સમાજને રસ્તે દોરવવા માટે જ્ઞાની પુરૂષોને પોતાને તે કર્મની પોતા માટે જરૂર ન હોય તો પણ કર્મ કરવાં જરૂરી છે. કે જેથી લોક કલ્યાણ સધાય. તે વાત ભગવાને મહાત્મા જનકનો ને પોતાનો દાખલો આપી ગીતામા કહેલ છે.—

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥

અધ્યાય ૩ શ્લોક ૨૭

શબ્દાર્થ:-કર્મો સર્વ પ્રકારે પ્રકૃતિના ગુણોથી કરાય છે. અહંકારથી મોહિત ચિત્તવાળો પુરૂષ હું કર્તા છું એમ માને છે.

વિવેચન:-આ વાત વિચારવા જેવી છે. કર્મમાત્રનું મૂળ ચિત્ત છે. ક્રિયા શરીરથી થાય છે. વિચારી જોતાં જણાય છે કે આત્માનો કોઇપણ હિસ્સો કોઇ કાર્યમા નથી. કારણ આત્મા અવિકારી ને અવિનાશી છે. હા, તેના સાનિધ્ય-માત્રથી ચિત્ત ને શરીર ક્રિયા કરી શકે છે. શરીરમા શક્તિ છે તે તો પ્રાણથી છે. પ્રાણ, શરીર ને ચિત્ત સિવાય કોઇ કર્તા નથી. ચિત્ત પ્રેરણા કરે છે, પ્રાણ શક્તિ આપે છે ને ઇંદ્રિયો સહિત શરીર ક્રિયા કરે છે. આમાં આત્માના કર્તાપણું શી રીતે મનાય ? છતા આપણે મોહથી-ભોક્તાપણાની અભિલાષાથી હું કર્તા ને હું ભોક્તા છું એમ માનીએ છીએ. અવિચારથી જ આ મંતવ્ય હોય છે. વિચારથી એ મોહ દૂર થાય છે. યથાર્થ જ્ઞાન વિના, યથાર્થ વિચાર વિના મોહ કદી દૂર થતો નથી. મનુષ્ય ડાહ્યો ને શાણો હોય છે.

તે ભાંગ કે દારૂ પીએ છે તો જેમ તેમ બકે છે. બ્રાહ્મણ હોય છતાં તે બોલે છે હું ભંગી છું. માણસ સનેપાતમા પણ જેમતેમ બોલે છે. એ એ જ જણાવે છે કે ચિત્ત પ્રકૃતિ આધીન છે. ચિત્ત વિકારી છે. ને પુરૂષ તો ચિત્તથી પર છે. ચિત્ત જ કર્મમાત્રનું પ્રેરક છે. ને ચિત્ત પ્રકૃતિ વશ છે. એટલે કાર્ય માત્ર પ્રકૃતિ અગર ગુણથી જ થાય છે. આત્માને કર્તાપણું સંભવતું નથી આત્મા તો દ્દષ્ટા, સર્વને સત્તા ને સ્ફુર્તિ આપનાર, સાક્ષી રૂપે છે. ને તે આત્મા તેજ આપણે છીએ એવો દઢ બોધ થાય તો કર્મમાત્રથી, બંધન માત્રથી છૂટી મોક્ષ પમાય.

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।

प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥

અધ્યાય ૩ શ્લોક ૩૩

શબ્દાર્થ:—જ્ઞાની પુરૂષ પણ પોતાની પ્રકૃતિ અનુસાર વર્તે છે. પ્રાણીઓ પ્રકૃતિ તરફ વળે છે. (તો) (પ્રકૃતિનો) નિગ્રહ કેમ થશે ?

વિવેચન:—પ્રાણ ને પ્રકૃતિનું ચિત્ત બનેલું છે. પ્રકૃતિ ત્રણ ગુણમય હોય છે. ત્રણ ગુણ અનુસાર પ્રાણીઓના ચાર મુખ્ય ભાગ પાડયા છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર. તે ચારેયનાં પ્રકૃતિ અનુસાર જુદાં જુદાં કર્મ છે. આ મૂળ પ્રકૃતિ અનુસાર જ્ઞાનીઓ પણ કર્મ કરે છે. એટલે બ્રાહ્મણ નિજ કર્મ કરે તો પણ તે જ્ઞાની હોય. તે પ્રમાણે બીજા ગુણ વર્ણના. એટલે જ્ઞાની થયા પછી ગમે તે વર્ણનો હોય છતાં સૌનાં શરીર કર્મ એક સરખા હોતા નથી. સૌનાં કર્મ પોતાની પ્રકૃતિ અનુસાર જ હોય છે. જ્ઞાનથી સમજણ ફરે છે, ભાવના ફરે છે, શરીર કે પ્રકૃતિ ફરતી નથી. પ્રકૃતિ એટલે સ્વભાવ નહિં. મનુષ્યનો જે સ્વભાવ છે તે તો સમજણથી

કરે છે. પણ પ્રકૃતિ એટલે જે મૂળ તત્ત્વોથી શરીર બંધાયું છે તે તત્વો. તે તત્વો અમુક ગુણવાળા હોય છે. ને ગુણથી અમુક કાર્ય સહેલાઇથી થઇ શકે છે. આ જે મૂળ તત્વોવાળી પ્રકૃતિ તે કદી ફરે જ નહિં. આ પ્રકૃતિ અનુસાર કર્મ કરવું સુગમ છે. ને પ્રકૃતિ વિરૂદ્ધ કર્મ કરવું કઠિન છે.

પ્રકૃતિનો નિગ્રહ ન થઇ શકે એવું જણાવવાથી કોઇ એમ સમજે કે ઇંદ્રિયોનો નિગ્રહ ન થઇ શકે માટે ઇંદ્રિયોને રોકવી નહિ. ને તેને તો તેના ભોગોમાં મહાલવા દેવી. આવો અયોગ્ય વિચાર ન સ્ફુરે માટે,

ભગવાન કહે છે :—

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपन्थिनौ ॥

અધ્યાય ૩ શ્લોક ૩૪

શબ્દાર્થ :—ઇંદ્રિયોને ઇંદ્રિયોના ભોગમાં (અનુકૂળમાં) રાગ, (પ્રતિકુળમાં) દ્વેષ એમ વ્યવસ્થા છે. તે (રાગદ્વેષને) વશ ન થવું. તે જ (રાગદ્વેષ) એના શત્રુ છે. (વિઘ્નકર્તા છે.)

વિવેચન :—ઇંદ્રિયોનો તો નિગ્રહ કરવો જ જોઇએ. ઇંદ્રિયોને ફાવતા વિષયમાં રાગ કરવા દે ને ન ફાવતામાં દ્વેષ કરવા દે તો તો પછી જ્ઞાન સંપાદન થાય શી રીતે ? ચિત્તને શાંતિ આવે જ શી રીતે ? ચિત્ત શાંતિ માટે, આત્યંતિક સુખ શાંતિ, માટે ઇંદ્રિયોનો નિગ્રહ મન તથા ઇંદ્રિયોને સ્વવિષયમાંથી વાળી નિગૃહિત કરવી જરૂરી છે. ને તે શક્ય પણ પ્રયત્નથી છે. હવે જે પ્રકૃતિ અનુસાર કર્મ કરવા કહ્યું ને પ્રકૃતિનો નિગ્રહ કરવા મહેનત કરવી વૃથા છે, તે વાત સ્પષ્ટ કરતાં કહે છે કે એક પ્રકૃતિવાળાએ સ્વપ્રકૃતિ અનુસાર જ કર્મ કરવાં. પર પ્રકૃતિ અનુસાર કર્મ કરવા ઇચ્છા ન કરવી.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

અધ્યાય ૩ શ્લોક ૩૫

શબ્દાર્થ :—ન્યુન ગુણવાળો પણ સ્વધર્મ, સારી રીતે ગુણવાળા પરધર્મ કરતાં ઉત્તમ છે. સ્વધર્મમાં મરણ શ્રેયસ્કર છે, (પણ) પરધર્મ (તો) ભયાવહ છે.

વિવેચન :—એટલે શરીરની પ્રકૃતિ જે હોય તે અનુસાર જ શરીરથી કર્મ કરવાં. શારીર કર્મને ને મોક્ષને કાંઇ સબંધ જ નથી. મોક્ષ તો મનના નિગ્રહ ઉપર, ફળેચ્છાના ત્યાગ ઉપર જ આધાર રાખે છે. ચારે વર્ણના જુદા જુદા પુરુષો જુદાં જુદાં કર્મ શરીરથી કરે પણ મનથી તે કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ કરે તો કર્મ જુદાં છતાં તે ચારેય ફળેચ્છાના ત્યાગથી ત્યાગરૂપ એક જ ફળ મોક્ષને પ્રાપ્ત થાય. પણ આ કર્મ સારૂં નહિં ને અમુક કર્મ સારૂં છે એ વિચાર જ એ સુચવે છે કે કર્મનું ફળ તેને જોઇએ છે. ને તેથી તે કર્મફળ ભોગવવા જન્મમરણ પામ્યા જ કરવાનો. મોક્ષ પામે જ નહીં. માટે પ્રકૃતિ અનુસાર સ્વાભાવિક કર્મ કરવાં. અસ્વાભાવિક કર્મ ફળેચ્છા વિના, કોઇ વિશેષ પ્રયોજન વિના બનતાં જ નથી. સત્ય બોલવું જેમ સ્વાભાવિક છે, પણ જુઠું બોલવું જેમ કોઇ વિશેષ કામના સિવાય બનતું નથી. તેમ જ પ્રકૃતિ અનુસાર કર્મ તે સ્વાભાવિક છે ને પ્રકૃતિ વિરૂદ્ધ—અન્યથા કર્મ તે કામના વિશેષથી જ થાય છે. તે મોક્ષદાતા નથી. કામના ત્યાગ શિવાય કદી ચિત્તની આત્યંતિક શાંતિ મોક્ષ મળે જ નહિં.

પ્રકૃતિ અનુસાર ફળેચ્છા રહિત શરીરધર્મ જાણી શરીરથી કર્મ કર્યા કરવાથી ચિત્ત શુદ્ધિ ને તે દ્વારા આત્યંતિક શાંતિ—

મોક્ષ પ્રાપ્ત થાય છે. તો હવે કયી પ્રકૃતિએ કયું કર્મ કરવું અનુકુળ છે ને કયું પ્રતિકુળ છે તે વિચારતાં પહેલાં સૃષ્ટિમાં પ્રાણીઓના વિભાગ જોઈએ.

આખા બ્રહ્માંડમાં ભોગ ને ભોક્તા બે વસ્તુ છે. ભોગ માત્ર વિકારી ને વિનાશી છે, કાર્ય છે ને ભોક્તા શરીરથી જુદો છે. હવે આ જગતમાં મનુષ્ય સમુદાયમાં પ્રાયશઃ ૪ ભાગ છે. એક સમુદાયનું કામ ભોગ ને ભોગનાં સાધનને ઉત્પન્ન કરવાં ને તેને ભોકતા પાસે પહોંચાડવાં. આ કાર્યમાં રજોગુણની વિશેષ આવશ્યકતા છે. આ વર્ગ મોટો છે. તેને શાસ્ત્રમાં વૈશ્ય એ નામથી ઓળખાય છે.

૨ જો સમુદાય સૌને સૌના હક પ્રમાણે ભોગ મળે ને અણહકના ન લે, ન ઝુંટવે, ન લુંટે, ન ચોરે. સૌ પોતાના કાર્યમાં નિર્ભય મશગુલ રહે આ કામ કરનારો બીજો સમુદાય છે તે ક્ષત્રિય કહેવાય છે. આ સમાજ આખા સમાજનું સ્વસક્તિ પ્રમાણે સત્ય ને ન્યાય અનુસાર નિયમન ને વ્યવસ્થા કરે છે.

૩ જો સમુદાય ભોગ ઉત્પન્ન કેમ થાય, તેની વ્યવસ્થા કેમ થાય, સમાજ નિયમન કેમ થાય, સમાજની સુખ, સગવડ, શાંતિ વિગેરેની વ્યવસ્થા શી રીતે થાય, આખો સમાજ શું કરે તો સુખ ને આનંદમાં જીવન વ્યતીત કરે તે તટસ્થપણે રહી જોનાર તથા તેના માર્ગ દર્શાવનાર ને પોતે અલ્પ જીવન નિર્વાહ ગ્રહી આખું જીવન સમાજના હિતાર્થે ગુંજારનાર, સમાજને સુખ શાંતિનો સત્ય માર્ગ નિર્ણય કરી બતાવનારનો છે તે બ્રાહ્મણ કહેવાય છે.

૪ થો સમુદાય જે પોતે જાતે સ્વશકિત કે બુદ્ધિથી કશું સ્વતંત્ર કરી નથી શકતો પણ સૌને સહાય કરે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય એ ત્રણે વર્ણને પોતાની શકિતથી જે સહાય

કરે છે તે શુદ્ર કહેવાય છે. આ શુદ્ર વિના ત્રણે વર્ણ પાંગળા છે. આ ઉપરથી જણાશે કે શું હિંદુસ્તાન કે શું અમેરીકા હર કોઇ દેશમાં આ ચાર પ્રકારના મનુષ્યો હોય છે.

જે સમાજનાં આ ચારે અંગ મજબુત હોય તે સમાજ સુખી થાય છે. ચારેયમા એક અંગ વિશેષ ને એક અગ હીન એમ નથી. એક વિના બીજું ટકી શકે જ નહિં. વર્ણાશ્રમ હોય કે ન હોય પણ જે પ્રજા ઉત્પન્ન થઇ છે તેના આ ચાર જ ભેદ પડે છે. એટલે મનુષ્ય માત્ર સુષ્યત્વે આ ચારમાંથી એક વિભાગમાં કાર્ય અનુસાર આવી જાય છે. એટલે હરેક મનુષ્યે તે વર્ણ વ્યવસ્થા વાળા સમાજમા હોય કે ન હોય પણ પોતે એ ચારમાના કયા વિભાગમા આવી શકે એમ છે તે જોઇ અથવા બીજા જ્ઞાની પાસે તપાસાવી પોતે પોતાની પ્રકૃતિ નક્કી કરી તે અનુસાર ફળ ઇચ્છા રહિત–મોગેચ્છા રહિત કર્મ કર્યા કરવાં તે જ મોક્ષપ્રદ છે.

હવે ચારેય વર્ણના ભગવાન પ્રકૃતિ અનુસાર કર્મ કહે છે.–

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥

અધ્યાય ૧૮ શ્લોક ૪૧

શબ્દાર્થ:– હે પરંતપ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય ને શુદ્રના કર્મો સ્વભાવથી ઉત્પન્ન થએલા ગુણ અનુસાર વહેચાયલા છે.

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्राह्मकर्म स्वभावजम् ॥

અધ્યાય ૧૮ શ્લોક ૪૨

શબ્દાર્થ: શમ એટલે મનનો નિગ્રહ, દમ એટલે ઇંદ્રિયોનો નિગ્રહ, તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, વિજ્ઞાન ને શ્રદ્ધા એ બ્રાહ્મણનાં સ્વભાવજન્ય કર્મ છે.

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥
અધ્યાય ૧૮ શ્લોક ૪૩

શબ્દાર્થ:–પરાક્રમ, તેજ, ધીરજ, કાર્યકુશળતા, યુદ્ધમાંથી પાછા ન હઠવું તે, દાનવૃત્તિ ને પ્રજા નિયમન એ ક્ષત્રિયનાં સ્વભાવજન્ય કર્મ છે.

कृषिगौरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥
અધ્યાય ૧૮ શ્લોક ૪૪

શબ્દાર્થ:– ખેતી, ગૌ એટલે પશુમાત્રનું પાલન, વેપાર એ વૈશ્યનું સ્વભાવજન્ય કર્મ છે, તે સેવા કરવી તે શુદ્રનું સ્વભાવજન્ય કર્મ છે.

વિવેચન:– રબારી, ખેડૂત, કડીઆ, સુતાર, લુવાર, વ્યાપારી, સોની, દરજી, મોચી વિગેરે જાતિ વૈશ્યમાં આવે છે. જે મનુષ્યો ભોગ ને ભોગનાં સાધન ઉત્પન્ન કરનારા તથા તેને વહન કરનારા છે તે સૌ વૈશ્યમાં આવે છે.

બ્રાહ્મણ જ પોતાના કર્મથી મોક્ષ પામે ને બીજા ન પામે તેવું નથી. અથવા શુદ્ર, વૈશ્ય કે ક્ષત્રિય આ જન્મમાં કર્મ કરી મરે ને ફરી બ્રાહ્મણ અવતરે ત્યારે જ મોક્ષ થાય એવું નથી. મોક્ષ શી રીતે થાય તે ભગવાન કહે છે:–

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥
અધ્યાય ૧૮ શ્લોક ૪૫

શબ્દાર્થ:–પોતપોતાના કર્મમાં રચ્યો પચ્યો રહેતો મનુષ્ય મોક્ષ પામે છે. પોતાના કર્મમાં રત રહેલો જે રીતે મોક્ષ પામે છે તે સાંભળ.

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् :
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥

અધ્યાય ૧૮ શ્લોક ૪૬

શબ્દાર્થ :– જે (પરમાત્મા) માંથી પ્રાણીમાત્રની ઉત્પત્તિ છે, જે (પરમાત્મા) વડે આ સર્વ વ્યાપ્ત છે, તે (પરમાત્મા) ની પોતાના કર્મ વડે પૂજા કરવાથી મનુષ્ય મોક્ષ પામે છે.

વિવેચન :– આ શ્લોક બહુ જ સુંદર છે, ને કર્મયોગમાં તે મુકુટ રૂપ છે. સ્વકર્મ કરી મનુષ્ય એ જ ઇચ્છે કે આ કર્મથી પરમાત્મા પ્રસન્ન થાઓ. ફળેચ્છા રહિતનું સ્વકર્મ **એ જ પરમાત્માની પૂજા. જે કર્મ પોતા માટે ભોગની ઇચ્છા વિનાનું છે તે પરમાત્માની પ્રસન્નતા અર્થે છે. તે પરમાત્માની** પૂજા છે. આવી પૂજાથી જરૂર મોક્ષ મળે. પ્રતિમાની પૂજાથી ચિત્ત શાંતિ થતી નથી. જ્યાં સુધી પ્રાણીમાત્રમાં રહેલા પરમાત્માને જાણી સ્વકર્મથી પ્રાણીમાત્રની સેવા રૂપી કર્મ ન થાય ત્યાં સુધી ચિત્તની આત્યંતિક શાંતિ, નિર્મળ આનંદ કદી થશે જ નહિં. પ્રાણીનો દ્વેષ કરતાં, વૈર કરતાં, તિરસ્કાર કરતાં, તેમની અવગણના કરતાં પ્રતિમાનું પૂજન કદી ન જ ફળે. ને જે પ્રાણીમાત્રમાં રહેલા પરમાત્માને ઓળખી પ્રાણીમાત્રની પરમાત્મ ભાવે સ્વપ્રકૃતિ અનુસાર કર્મથી પૂજા કરે છે તેની પૂજાને પગલે પગલે તેને આત્યંતિક શાંતિ, અનહદ આનંદ, જીવનમુક્તિનો અનુભવ થાય છે.

અસારનો સમાજ કહે છે કે તે પેટ ભરવા કર્મ કરે છે. એ વાત સાચી નથી. સૌ ભોગ અર્થે કર્મ કરે છે. પ્રાણીમાત્રની પ્રવૃત્તિ ભોગ અર્થે છે. ભોગ અર્થે કર્મમાં સુખ મળે જ નહિં. એમ જણાય કે આથી સુખ મળશે,

ષણુ જ્યાં વસ્તુ મળે ત્યારે તેથી સુખને બદલે દુઃખ, ક્લેશ, શ્રમ ને ચિંતા જ અનુભવાય.

જે ભગવાને કહ્યા પ્રમાણે સ્વકર્મથી પ્રભુ સેવા કરે છે તેનો જીવન નિર્વાહ તો શ્રીહરિ કરે છે. જે કર્મનું ફળ મોક્ષ છે તે કર્મ પેટ ભરવા માટે છે; એમ કહેવાય શી રીતે? એક વકીલ રોજની હજાર રૂપીઆ ફી લે છે, બીજો તેટલો જ શક્તિવાળો જન સેવા માટે રોટલો ખાય દુઃખી નિર્વાહનું કામ કરે છે, તે તેનું કામ પેટ ભરવા છે એમ શી રીતે કહેવાય?

મનુષ્ય સમાજને પ્રકૃતિ અનુસાર કર્મ કરવાનું બંધારણ હોય તો પછી મનુષ્યની કયી પ્રકૃતિ છે એ જાણવું મુશ્કેલ ન પડે. પ્રાયશઃ જેવી માતા પિતાની પ્રકૃતિ તેવી બાળકની પ્રકૃતિ તેવા સમાજમાં હોય છે. જેવા માતા પિતા તેવા જ પછી સંસ્કાર પડે છે. તેથી જ હજુ પણ કેટલેક ઠેકાણે જન્મથી જ પ્રકૃતિ નક્કી થાય છે. પણ હાલ પ્રકૃતિ અવસ્થા વટી છે. એટલે જે તે ઘણું ખરું કામના વશાત કર્મ કરે છે. પણ હિતેચ્છુએ આ બંધન કાળમાં પણ ભગવાને કહેલાં લક્ષણોથી પોતાની પ્રકૃતિ નક્કી કરી તે પ્રમાણે કર્મ કરવું સારું છે, તે અનુકુળ છે. તેમાં દંભ નથી, તેમાં શ્રમ નથી. તેમાં લાભ ઓછો હોય તો પણ ચિત્તની સ્વસ્થતાને જ લાભ માનનાર મુમુક્ષુને તે બાહ્ય લાભથી નિરાશા ન જ થાય. પ્રાણીનું સાચું ધન ચિત્તની સ્વસ્થતા—આનંદ છે, બાહ્ય ધન વિનાશી છે. તેથી જે રીતે ચિત્તની સ્વસ્થતા રહે તે પ્રમાણે પ્રકૃતિ નક્કી કરી કર્મ ફલેચ્છા રહિત કર્યા કરવું એ જ સિદ્ધાંત ઠરે છે.

આ કર્મયોગમાં પ્રીતિ જ્ઞાન સિવાય ટકતી નથી. ભોગેચ્છાનો ત્યાગ 'હું અસંગ આત્મા છું, અવિકારી અવિનાશી છું' એ ખ્યાલ સિવાય ટકી શકતો જ નથી.

કર્મયોગનું મળ જ્ઞાન છે. કર્મયોગ જ્ઞાનનું રક્ષક છે. કર્મનો કર્તા ચિત્ત છે. ને ચિત્ત પ્રકૃતિ અનુસાર આત્મ શક્તિ દ્વારા કર્મ કરે છે. તે પ્રકૃતિ ત્રણ પ્રકારની છે. (૧) જન્મ પ્રકૃતિ. (૨) સંસ્કાર પ્રકૃતિ (૩) સાધન પ્રકૃતિ. જન્મ પ્રકૃતિ પ્રમાણે કર્મ ફળેચ્છા રહિત કરવાથી ને તે કર્મથી પરમાત્માની હું પ્રાણી દ્વારા સેવા કરૂં છું એ ભાવનાથી પ્રાણી મોક્ષ પામે છે, એ કહી એ જન્મ પ્રકૃતિનો ઉકેલ ભગવાને કર્યો.

શ્રી અર્જુને જ્યારે પૂછ્યું કે મનુષ્ય ઇચ્છા વિના બળાત્કારે પાપ કર્મ કરે છે તે શાથી? તેના ઉત્તરમાં ભગવાન કહે છેઃ-

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।

महाशनो महापाप्मा विद्धयेनमिह वैरिणम् ॥

અધ્યાય ૩ શ્લોક ૩૭

શબ્દાર્થઃ- એ કામ છે. એ ક્રોધ છે. એ રજોગુણથી ઉત્પન્ન થએલો છે. તે મહાભક્ષી, મોટો પાપી છે. આ લોકમાં તેને જ વૈરી જાણ.

વિવેચનઃ- શ્રેય માર્ગમાં આડે આવનાર કામ અને ક્રોધ છે. તેને જીત્યા સિવાય શાંતિ કદી વળવાની નથી. સ્વસ્વરૂપના જ્ઞાનનો આશ્રય લઇ સ્વધર્મ જાણી ફળેચ્છા રહિત થઇ કર્મ કરવાથી જ શાંતિ વળે છે. આ કામ ને ક્રોધ પ્રાયશઃ સંસ્કાર પ્રકૃતિ ને સાધન પ્રકૃતિનાં ફળ છે. જો સંસ્કાર ને સાધન સત્વગુણી હોય તો કામ ને ક્રોધનો નાશ સહેજે થાય.

ઉચ્ચ પુરૂષના, ભગવાનની વિભુતીરૂપ સત્વગુણી પદાર્થના સેવનથી કામ ને ક્રોધનો ભય ઓછો રહે છે. તેવી જ રીતે સાધન પ્રકૃતિ રૂપી ખાન પાન સત્વગુણી હોય તો પણ શાંતિ રહે છે.

આ બન્ને પ્રકરણો આગળ વિભુતિયોગમાં ને ગુણ ત્રણ વિભાગ યોગમાં ચર્ચાશે.

## જ્ઞાન કર્મ સંન્યાસ યોગ

સચ્ચિદાનંદ સ્વરૂપ પરમાત્મા સામાન્ય રૂપે સર્વત્ર વ્યાપક છે. જેમ દૂધમાં ઘી સામાન્ય રૂપે વ્યાપક છે પણ તેનું દહીં કરી મંથન થતાં વિશેષ રૂપે પ્રત્યક્ષ થાય છે, તેમ પરમાત્મા ભક્તની ઇચ્છાથી સાકાર રૂપે દસ્ય થાય છે. આજ સુધીના થએલા ભક્તોનો અનુભવ એ જ છે. તે અસત્ય નથી. જેમ જળની જમાવટ વાયુથી જેવા વાસણમાં કરે તેવો આકાર જળ ધરી બરફ રૂપે દસ્ય થાય છે. તેમ વ્યાપક ચેતન પોતાની માયા શક્તિનો આશ્રય કરી સાકાર રૂપ ધરે છે. ને ઇચ્છીત કાર્ય ભક્તનાં કરી તે આકાર અદસ્ય થાય છે. જેમ સાગરનું જળમાંનો અમુક અંજલી જળ તે જ સાગર નથી. પણ તે સાગરનું સ્વરૂપ છે. તેમ આવા અવતારોનાં શરીર એ જ પરમાત્મા નથી પણ એ પરમાત્મ સ્વરૂપ છે. એવા અવતારનું પણ અનન્ય ભાવથી ભજન કરવાથી મૂળ પરમાત્માને પમાય છે. અવતારના સમયમાં પણ એ અવતારી પુરૂષોએ પરમાત્માનું ધ્યાન, યજન, ભજન કરેલાં છે. ને તે અવતારી પુરૂષોએ પણ બીજાને ઉપદેશ આપેલો છે, જેમાં સ્પષ્ટ જણાવ્યું છે કે આવું આલંબન કર્યાથી તમે પરમાત્માને પ્રાપ્ત થશો. પોતાના પ્રયત્ન વિના, પોતાની સમજણ વિના આત્યંતિક શાંતિ થતી નથી. શ્રી રામચંદ્ર, શ્રીકૃષ્ણ ભગવાન વિગેરેના દર્શન તે સમયના જનોએ કરેલાં, પણ તેવા દર્શનથી મુક્તિ થઇ જાણી નથી. અર્જુનની દર્શનથી જ મુક્તિ થઇ હોત તો ગીતા શા માટે કહેવી પડત? શ્રીકૃષ્ણે ઉદ્ધવને ઉપદેશ આપ્યો, ને તેનું મનન ને અભ્યાસ કરી અક્ષય પદ પ્રાપ્ત કરવા બદરીકાશ્રમ મોકલ્યા. દર્શનમાત્રથી મુક્તિ નથી, પણ તેનું મનન કરી વૈરાગ્ય ધારણ કરી આચરણથી કસોટી કરવાથી જ તે ફળે

છે. વૈરાગ્ય વિના જ્ઞાન મપાતું નથી. જ્ઞાન થવાનો પુરાવો જ વૈરાગ્ય છે. ભોગોમાં મનથી ને તનથી અરૂચી એ જ વૈરાગ્ય. જ્ઞાન ને વૈરાગ્ય સેવ્યા સિવાય કોઇ કાળે આત્યંતિક શાંતિ–મુક્તિની આશા રાખવી જ નહિં.

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥

અધ્યાય ૪ શ્લોક ૬

શબ્દાર્થ :– હું અજન્મા છું છતાં, અવ્યય આત્મા છતાં, પ્રાણીમાત્રનો ઇશ્વર છતાં મારી પ્રકૃતિનો અધિષ્ટાતા થઇ મારી માયા વડે હું સંભવું છું એટલે ઉત્પન્ન થઉં છું.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

અધ્યાય ૪ શ્લોક ૭

શબ્દાર્થ :– હે ભારત! જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે અને અધર્મનું (જોર) બધતું જાય છે, ત્યારે હું પોતે જ અવતાર લઉં છું.

વિવેચન :– મૂળ જે વ્યાપક ચૈતન્ય પરમાત્મા છે તેમની માયા શક્તિથી આદિપુરૂષ ઉત્પન્ન થયા. તેને વિષ્ણું કહે છે. જે અવતારો છે તે સીધી રીતે શ્રીવિષ્ણુ ભગવાનના છે, ને પરંપરા જોતાં પરમાત્માના છે. જે પરમાત્મા પરબ્રહ્મ છે તે તો નિરાકાર છે. તેને સાકાર કહેવા એ જ ભૂલ છે. જે જે પદાર્થ સાકાર છે તે વિકારી ને વિનાશી છે. તેથી જ એકે અવતારનાં શરીર કદી ચિરસ્થાયી રહ્યાં નથી. તે શરીરો જે કાર્ય માટે પ્રગટ્યાં હોય તે કાર્ય કરી રહે એટલે અદૃસ્ય થાય છે. તેમનો જન્મ ને તેમનું અદૃસ્ય થવું અલૌકિક

રીતિએ હોય છે. લોકમાં ચાલતી રીતિએ તે શરીરનું જન્મવું મરવું થતું નથી. એકેય અવતારોનાં શરીરનો નાશ પ્રાકૃત રીતિએ જણ્યો નથી.

ચેતન તો સર્વ શરીરોમાં વ્યાપક છે. સામાન્ય પ્રાણીનાં શરીરનું ચેતન વાસનાવાળા ચિત્ત દ્વારા પ્રકાશે છે, ને અવતારી શરીરનું ચેતન શુદ્ધ ચિત્ત દ્વારા, અલૌકિક ચિત્ત દ્વારા પ્રકાશે છે, તેટલી તેમાં વિશેષતા છે. ને તેથી જ તે ભગવદવતાર ઓળખાય છે. જ્યોતિ એક જ છતાં જેમ મલીન ચીમનીથી ઝાંખું ને સાફ ચીમનીથી ઉજ્વળ પ્રકાશે છે તેવું જ મલીન ચિત્ત દ્વારા ને શુદ્ધ ચિત્ત દ્વારા ચેતનના પ્રકાશનો ફરક સમજવો. આવાં શુદ્ધ ચિત્ત દ્વારા પ્રકાશતા ચૈતન્યની ઉપાસના કરવાથી ઉપાસકનું ચિત્ત પણ શુદ્ધ થાય છે. ને શુદ્ધ ચિત્તમાં ભોગની ઇચ્છા હોય તો તે, ને મોક્ષની ઇચ્છા હોય તો તે-પરમાત્માથી મળે છે. આવાં જે ચિત્ત અને શરીરમાં ચૈતન્ય વિરાજે છે તે શરીરો પરમાત્માની વિભૂતિ કહેવાય છે. એ વિભૂતિનું સેવન કરવાથી મન નિર્મળ થાય, શાંતિ થાય, રજોગુણ નિવૃત્ત થાય, સત્વગુણ વૃદ્ધિ પામે. વળી કહે છેઃ—

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

અધ્યાય ૪ શ્લોક ૮

શબ્દાર્થઃ— સાધુજનનું રક્ષણ કરવા ને દુષ્ટોનો નાશ કરવા માટે તથા ધર્મનું સ્થાપન કરવા માટે હું યુગે યુગે જન્મ લઉં છું.

વિવેચનઃ— પરમાત્માનો આવો અવતાર એક જ દેશમાં કે એક જ કાળમાં થાય છે તેમ નથી. હિન્દુસ્તાનમાં જ

અવતાર થયા છે ને બીજામાં નહિં એમ નહિં. પણ આ દેશમાં અત્રેના અવતારની જ કથા હોય. બીજાની તેને માહિતીથી ફળ શું ? પ્રાણીઓના જન્મ પ્રાયશઃ ભોગ અર્થે હોય છે. આવા અવતારો સાધુજન એટલે સાધુ ચરિત્ર પુરૂષોના રક્ષણ અર્થે, અધર્મનો નાશ કરવા ને ધર્મનું સ્થાપન કરવા હોય છે. તેથી તે દિવ્ય કહેવાય છે. જગતમાં સૌ પ્રાણીઓ ઓછું આપી બધુ લેવા ઇચ્છે છે. દેવાળીઆ દેવાળુ કાઢે ને તેનો ધક્કો તો સાહુકાર જ ખમે છે. ચોર ચોરી કરે તે તો અચોર જ ખમે છે. **તેમ આ જગતમાં સૌનો ધક્કો સાધુ-પરોપકારી-પરાર્થે જીવનાર જ ખમે** છે. પણ સ્વાર્થ પરાયણ દુષ્ટો જ્યારે હદ મૂકી સાધુઓને અન્યાય કરી દુઃખ દે, ને જ્યારે તે દુઃખ સાધુ સહન ન કરી શકે તેટલાં વૃદ્ધિ પામે ત્યારે સાધુ તો તેનો શરીરથી પરાભવ કરવા ઇચ્છતા નથી, મનથી પણ દુષ્ટોને શ્રાપ દેતા નથી, તે તો દુષ્ટોનું પણ કલ્યાણ ઇચ્છે છે. દુઃખ ખમતાં ખમતાં પણ દુઃખ દેનારનું ભલું ઇચ્છે છે. પણ વિશ્વવ્યાપી ચૈતન્ય શકિત એ સાધુનાં દુઃખ, એ અધર્મનો વિજય સહન નથી કરતી. તેથી વિશેષ શક્તિ ધારણ કરેલું દિવ્ય શરીર ઉત્પન્ન થઇ તે અધર્મીઓનો નાશ કરે છે. સાધુ એટલે ભગવાં કપડાં પહેરેલા નહિં. જટાધારી નહિં. સત્ય, અહિંસા, અસ્તેય, અપરિગ્રહ સેવનાર, જગતમાં પોતાના ભોગ માટે જીવનાર નહિં પણ જે પરોપકાર અર્થે, પ્રાણી સેવા અર્થે જીવે છે તે સાધુ. પોતાની સર્વ શકિત ને સાધનને પરહિત રૂપી-પ્રાણી સેવા રૂપી યજ્ઞમાં હોમે છે તે સાધુ. તેવા સાધુ પાછળ એ દિવ્ય શકિત, એ ચૈતન્યધન પરમાત્મા સદા તેની રક્ષા કરવા તત્પર રહે છે. ઘણીવાર સામાની બુદ્ધિ ફેરવી એ શકિત કામ કરે છે. ને જ્યારે વિધર્મીઓનું અતિ પ્રબળ-

પણું થાય છે ત્યારે તે તેનો નાશ કરવાનું ધરતું રૂપ ધારણ કરી અવતરે છે.

ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન ઉંચી કોટીથી બોલે છે. જેને આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થયો છે, જે પરમાત્મ સ્વરૂપ થયો છે, ને જે આરૂઢ સ્થિતિમાંથી બોલે છે તેના આવા જ બોલ હોય છે. અત્યારે શ્રીકૃષ્ણ અર્જુનના સખા નથી. તેના દૂત નથી. યાદવોના પતિ નથી. તે તો સાક્ષાત પરમાત્મ સ્વરૂપમાં જ સ્થિતિ કરી પરમાત્મ સ્વરૂપે બોલે છે. તેથી ગીતામાં પરમાત્મા વિષે કહેતાં 'હું' 'મને' એ શબ્દ બોલાયેલા છે.

ઘણાય સાધુઓ પરમપદને પામ્યા છે તે કહે છે:-

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥

અધ્યાય ૪ શ્લોક ૧૦

શબ્દાર્થ:- રાગ, ભય ને ક્રોધથી મુક્ત થએલા, મારા પરાયણ, મારો આશ્રય કરેલા, જ્ઞાનરૂપી તપથી પવિત્ર થએલા ઘણા મારા સ્વરૂપને પામ્યા છે.

વિવેચન:- **પરમાત્માને પામવા રાગ, ભય ને ક્રોધનો નાશ જરૂરી છે.** જગતમાં અન્ય કશાની ઇચ્છા ને આશ્રય ન સેવતાં પરમાત્મા પરાયણ તેનો જ આશરો રાખનાર થવું જોઇએ. ને જ્ઞાનનું સેવન કરતાં પવિત્ર થવું જોઇએ.

काङ्क्षन्तः कर्मणां सिद्धिं यजन्त इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥

અધ્યાય ૪ શ્લોક ૧૨

શબ્દાર્થ :– કર્મોના ફળની ઇચ્છા રાખનાર આ લોકમાં દેવતાનું યજન કરે છે. કારણ મનુષ્ય લોકમાં કર્મથી ઉત્પન્ન થનારૂં ફળ જલદી આવે છે.

વિવેચન :– ફળની આકાંક્ષાવાળાએ કર્મ કરવાં પરમાત્માનું રટણ કરી ભોગની આશા રાખવી નહિ. પરમાત્મા રટતાં ભોગ મોડા મળે છે, કે નથી પણ મળતા. ભોગ જોઇએ તો દેવતાનું યજન ને લૌકીક રીતે કર્મ જરૂરી છે. ને મોક્ષ અર્થે પરમાત્મા પરાયણતા, ઇચ્છા, ભય ને ક્રોધ માત્રનો ત્યાગને જ્ઞાનનું સેવન જરૂરી છે.

આ જગતમાં યજ્ઞ ચાલ્યા જ કરે છે. પોતાની શકિત ને સાધનને અમુક રીતિથી યોજવાં–વાપરવાં તે યજ્ઞ. ને યજ્ઞનાં બે ફળ, કાં તો ભોગ પદાર્થની પ્રાપ્તિ ને કાં તો મોક્ષ જેવી ઇચ્છાથી સાધન ને શકિત યોજે તેવું ફળ મળે, ભોગની ઇચ્છા હોય તો તેવી રીતે યોજવાં. મોક્ષની ઇચ્છા હોય તો તે રીતે યોજવાં કેવી ક્રિયાથી શું ફળ છે તે શાસ્ત્રોમાં વર્ણવેલું છે. શાસ્ત્ર એટલે અનુભવથી નક્કી કરેલી વાતો જેમાં છે તે. જ્ઞાન એટલે સમજણ–બોધ.

સ્વદ્રવ્યને પરાર્થે વાપરવું તે પણ યજ્ઞ છે. આમાં દેવ અર્થે કરેલા યજ્ઞ આવી જાય છે. પોતાની શકિતને પર સેવા અર્થે વાપરવી તે પણ યજ્ઞ છે. ઇંદ્રિયોને તેના વિષયોમાંથી ખેંચી લઇ ઇંદ્રિય દમન કરવું તે પણ યજ્ઞ છે.

બધી શકિતઓ કરતાં પ્રાણ શક્તિ શ્રેષ્ટ છે. ચિત્ત વાસના ને પ્રાણ એનું બનેલું છે. વાસના ક્ષીણ થયે પ્રાણ ક્ષીણ થાય છે. ને પ્રાણ ક્ષીણ થયે વાસના ક્ષીણ થાય છે. મનનો સંયમ કરવામાં પ્રાણાયામ સારૂં સાધન છે. યોગમાં

પ્રાણ ને અપાનની ગતિને ધીમે ધીમે મંદ પ્રવાહ કરવો, ને તેમ કરતાં તદ્દન શિથિલ કરવાની રીતને પ્રાણાયામ કહે છે, આ પણ યજ્ઞ કહેવાય છે.

સ્વાધ્યાય એટલે વેદનું પારાયણ હંમેશ કરવું તે પણ યજ્ઞ છે. **સ્વાધ્યાય એટલે પરમાત્માના નામનો જપ કરવો તે પણ યજ્ઞ છે.** સ્વાધ્યાયને કોઇક સ્વકર્મ એવો અર્થ કરે છે. યોગ સૂત્રમાં स्वाध्यायात् इष्टदेवता संप्रयोगः આ સૂત્ર છે. એટલે સ્વાધ્યાયથી ઇષ્ટ દેવતાનાં દર્શન થાય છે. આ સૂત્રથી સ્વાધ્યાય એટલે દેવના નામનો જપ એ વિશેષ સુગમ અર્થ છે. તેમ સ્વાધ્યાય એટલે વેદનું પારાયણ એ પણ રૂઢ અર્થ છે.

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥
અધ્યાય ૪ શ્લોક ૩૨

શબ્દાર્થ:– એ પ્રમાણે બહુ રીતના યજ્ઞો બ્રહ્મના મુખમાં એટલે વેદમાં વિસ્તરેલા છે. તે સર્વને કર્મથી થએલા જાણ, એમ જાણવાથી તું મુક્ત થઇશ.

વિવેચન:– વેદ અપૌરૂષેય એટલે અમાનુષી વાણી કહેવાય છે. પૂર્વાપરના વિચાર વિના જ્યારે મન તદ્દન શાંત થાય ને જે અંતરમાં રાગ દ્વેષ નથી, જેનું મન શુદ્ધ થયેલું છે તેવા મહાપુરૂષના મુખથી તાલ, સ્વર, માત્રા, રાગ કે કોઇ પણ ગોઠવણની અપેક્ષા વિના અપ્રયોજન જે વાણીનો પ્રવાહ લોક એમ અર્થે વહેલો તેને મંત્ર કહે છે. આ વસ્તુ બહુ વર્ણવી શકાય તેવી નથી. એક શુદ્ધ મનનો તપસ્વી કહે છે કે કાળ પડશે. તેને પૂછે કે શાથી? તે કહે મને ખબર નથી.

પણ આમ થાશે એમ લાગે છે. આ અપૌરૂષેય વાણી કહેવાય કહેવાય છે. જેમાં મન કે બુદ્ધિ વિચાર કરી બોલતું નથી, પણ જ્યારે મન ને બુદ્ધિ શાંત હોય ત્યારે મુખથી બોલાઇ જવાય છે. આવી સ્થિતિ નિરીચ્છ તપ ને સમાધિ યોગના પરિપાકથી થાય છે તેવાના મુખથી નિકળેલા મંત્રોનો સમૂહ તે વેદ. તે મંત્રોના ઘણા રૂષિઓ છે. એવા વેદમાં પ્રાણી-માત્રનું કલ્યાણ શી રીતે થાય, ભોગ પ્રાપ્તિ શી રીતે થાય તેનું વર્ણન છે. કેટલીક વસ્તુઓ અનુભવથી જણાય છે. કેટલીક વસ્તુઓ અમુકને યોગ કે તપ બળથી જણાય છે. આવા યોગ કે તપ બળથી જે ભોગ ને મોક્ષ પ્રાપ્તિના માર્ગો જેમાં નક્કી કરેલા ને વર્ણવેલા છે તે વેદ છે. તેમાં દલીલો કે દૃષ્ટાંતો ન મળે. તેમાં તો ફક્ત વિધાન કે અમુક કરો એ જ હોય. હવે ભગવાન કહે છે સાધન, શક્તિ ને શરીરથી થઇ શકે એવા ઘણા યજ્ઞો વેદમાં છે. તે કર્મથી થાય છે. આ યજ્ઞો ઇચ્છા સહિત કરાય તો ભોગ મળે. ઇચ્છા વિના કરાય તો મોક્ષ મળે. ઇચ્છા ન થવી એ શી રીતે બને? ઇચ્છા તો રાત દિવસ થયા કરે છે. આ શરીર હું છું એવું જાણી ઇચ્છા થાય છે. મન, બુદ્ધિ કે જીવ હું છું એવું જાણી ઇચ્છા થાય છે. એ સૌથી પર સૌથી અસંગ ચેતન આત્મા હું છું એવું જાણ્યાથી, એ જ્ઞાન થવાથી જ ઇચ્છા રહિત કર્મ થાય છે. કારણ ચેતન સત્ ચિત્ ને આનંદ સ્વરૂપ છે. તે ચેતન સૌને સુખ ને આનંદ આપી રહ્યો છે. તેના વડે સૌ પદાર્થ સુખરૂપ ભાસે છે. તેથી ચેતન થએલો કોઇ ક્રિયા કે કોઇ વસ્તુ પોતાના સુખને અર્થે ઇચ્છતો નથી. તેથી તેનું શરીર જે ક્રિયા કરે તે પોતાના સુખ અર્થે નથી. તેથી તેની ક્રિયા યજ્ઞાર્થે જ થયા જાય છે. ઇચ્છા વિના કર્મ સ્વસ્વરૂપના જ્ઞાન વિના બનતું નથી.

તેથી ભગવાન કહે છેઃ—

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥

અધ્યાય ૪ શ્લોક ૩૩

શબ્દાર્થ:–હે પરંતપ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેયસ્કર છે. હે પાર્થ! સર્વ કર્મો સંપૂર્ણ રીતે જ્ઞાનમાં પરિપૂર્ણ થાય છે.

વિવેચન:–ઇચ્છા વિનાના કર્મ કરવામાં જ્ઞાન જ આધાર છે. ને એવાં ઇચ્છા રહિત સ્વધર્મરૂપી કર્મનું ફળ પણ જ્ઞાન જ છે. એટલે આવાં તમામ ઇચ્છા રહિત કર્મ જ્ઞાનમાં જ પરિણામ પામે છે. કર્મમાત્ર મનુષ્યને નિર્વેદ પમાડવા છે. જેમ જેમ ઇચ્છા રહિત કર્મ થાય છે તેમ તેમ વૈરાગ્ય–એટલે ભોગમાત્ર તરફ અરૂચી થતી જાય છે. ને મન શાંત થતું જાય છે. પોતાના સ્વરૂપનું જ્ઞાન ને તેથી થએલો ભોગમાત્ર તરફ અરૂચી રૂપી વૈરાગ્ય એ જ મોક્ષ કહેતાં આત્યંતિક શાંતિનું સાધન છે. જેમ એક શહેર જોઈ આવેલો મનુષ્ય જ બીજાને શહેર જોવા જનારને માર્ગ બતાવી શકે છે, તેમ સ્વસ્વરૂપનું જ્ઞાન એવા સ્વસ્વરૂપનો જ્ઞાનવાળો જ બતાવી શકે છે. તેથી જ્ઞાન પ્રાપ્તિ માટે જ્ઞાનીની સેવા કરવી જોઇએ, તે કહે છે:—

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

અધ્યાય ૪ શ્લોક ૩૪

શબ્દાર્થ:–પ્રણિપાતથી (એટલે નમસ્કાર વિગેરેથી), (વિનીત રૂપે) પ્રશ્ન પૂછવાથી ને સેવાથી તત્ત્વવેત્તા જ્ઞાની પુરૂષો તને ઉપદેશ આપશે.

વિવેચનઃ—આ શ્લોક થોડો વિચિત્ર છે. શ્રીકૃષ્ણ ભગવાન જેવા સમર્થ જ્ઞાની છતાં અર્જુનને તેઓશ્રી કહે છે કે તું જ્ઞાની પાસે જઇ તેમની સેવાથી, તેમને નમ્ર રીતે પ્રશ્ન કરીને, નમસ્કાર વિગેરેથી પ્રસન્ન કરવાથી તે જ્ઞાનીઓ તને તે જ્ઞાનનો ઉપદેશ આપશે. જ્યાં સુધી ચિત્ત અનેક પ્રકારની વાસનાથી ભરેલું અક્કડ, અભિમાની, કઠણ હોય ત્યાં સુધી જ્ઞાન હૈયામાં વસતું નથી. અનેક રીતે ઇચ્છા રહિત સ્વધર્મ કર્મ થાય ત્યારે ચિત્ત શુદ્ધ થાય. ને તેવા શુદ્ધિ થયેલા ચિત્તમાં જ બોધ ઠરે. જ્ઞાન તો પુસ્તકોમાં ભરપુર છે. વિદ્વાનોની વાક્ચાતુરીમાં ભરેલું છે. પણ સાચું જ્ઞાન એ છે કે જે હૈયામાં વજ્ર જેવું દૃઢ થયું હોય. એની નિશાની એ કે એ જ્ઞાનથી ભોગ માત્રનો ત્યાગ હોય, ભોગમાત્રની અનિચ્છા હોય, જે જ્ઞાનથી તે આત્મારામ થાય, પોતાના સુખ માટે ઝંખના રહિત હોય, જેને કદી ઇચ્છા જ ઉત્પન્ન ન થાય, જેની મુખકાંતિ સદા સૌમ્ય, પ્રસન્ન, નિશ્ચીંત હોય.

ઘણા પંડિતો વાદ કરી જીતે છે. તેમને પૂછે કે આપની નિષ્ટા શામાં છે તો તેવાઓને કોઇ નિશ્ચય જ થયો હોતો નથી. તે વાણી કુશળ હોય છે, સમજણ કુશળ નથી. જ્ઞાની તો ઇચ્છા, ભય, સંશય રહિત હોય. એ જ્ઞાન ઉદ્ધતાઇથી જ્ઞાની પાસેથી ન મળે. વીતંડાવાદથી ન મળે, સેવા વિના હુંપદથી, અકડાઇથી ન મળે. જ્ઞાનીને જગતની શક્તિ કે વસ્તુ દબાવી ન શકે. એનું ચિત્ત તો નમ્રતાથી, સેવાથી, વિવેકથી, ડહાપણથી પ્રસન્ન થાય. ઢોરને માર મારવાથી બહુ દૂધ નથી દેતું. પંપાળવાથી તે દૂધ છોડે છે. આશિર્વાદ ભયથી અંતરથી ન દેવાય. એ તો હૈયું પ્રસન્ન થાય ત્યારે જ નિકળે. તેમ જ્ઞાની તરફથી જ્ઞાન ઉપર કહ્યા પ્રમાણે કરવાથી જ મળે. અત્યારે ભગવાનનું જ્ઞાન અર્જુન ઝીલે તેવી અર્જુનની

હૈયાની સ્થિતિ નથી. જ્ઞાનીથી મેળવેલા એવા જ્ઞાનનું ફળ કહે છેઃ–

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥

અધ્યાય ૪ શ્લોક ૩૫

શબ્દાર્થઃ– જે જ્ઞાન જાણ્યા પછી હે પાંડવ! ફરીથી તને આ પ્રમાણે મોહ થશે નહિ. ને જે જ્ઞાન વડે ભૂતમાત્રને આત્મામાં ને મારામાં તું જોઇશ.

વિવેચનઃ– વાક્ ચાતુરી એ જ્ઞાન નથી. બહુ શ્લોકનું જ્ઞાન, બહુ શાસ્ત્રનું જ્ઞાન એ જ્ઞાન નથી. જ્ઞાન એ છે કે જે મોહમાત્રનો નાશ કરે. જેથી ઇચ્છામાત્રનો ત્યાગ થાય. જેમાં છળ, દંભ, ભોગેચ્છા માત્ર ન હોય તેવું વર્તન તે જ જ્ઞાન. જે જ્ઞાનથી વ્યાપક ચેતન રૂપ પરમાત્મામાં પ્રાણીમાત્ર જણાય. ને ચેતન તે જ હું છું એ સમજાય, જે સમજણથી જેમ ચિતારાને પોતે ચિત્રેલા ચિત્રમાંની સ્ત્રીની ભોગાર્થે ઇચ્છા થતી નથી તેમ વસ્તુમાત્રની તેને ઇચ્છા થતી નથી.

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥

અધ્યાય ૪ શ્લોક ૩૬

શબ્દાર્થઃ– આ લોકમાં જ્ઞાન જેવું પવિત્ર બીજું કાંઇ નથી. તે જ્ઞાન પોતાની મેળે યોગથી સિદ્ધ થએલ પુરૂષ મેળવે છે.

વિવેચનઃ– જ્ઞાન એ ફળ છે. ખેડ, ખાતર, પાણી, તાપ ને સાવજત ને સંજોગો અનુકુળ હોય તો વાવેલું બીજ એની મેળે ફળે છે તેમ યોગ બરાબર સેવાય તો

તેની મેળે જ્ઞાન થાય છે. કર્મમાર્ગનાં બે ફળ કાં તો ભોગ ને કાં તો જ્ઞાન. જેમાં ઇચ્છા કર્મ ફળની છે તેમાં ભોગ મળે ને જે કર્મ ફલેચ્છા રહિત છે તેથી જ્ઞાન ને તેથી મોક્ષ ફળે. પવિત્ર એ છે કે જે બીજાથી અપવિત્ર થતું નથી. ને બીજાને પવિત્ર કરે છે. આ જ્ઞાન ઉદ્ધતોનો અહંબ્રહ્માસ્મિ કહેવાનો બકવાદ નથી. આ જ્ઞાન ભોગના કીડાઓ હું અસંગ છું, હું નિર્વિકાર આત્મા છું, ઇંદ્રિયો ઇંદ્રિયોના ભોગમાં પ્રવર્તે તેમાં મને કાંઇ નથી એવું કહેતા પાપીઓનો વાણી વિલાસ નથી. આ જ્ઞાન પુસ્તક વાંચ્યાથી પોપટની પેઠે બડબડાટ કરવામાં નથી. આ જ્ઞાન તો યોગથી પાકેલું છે. જેમ પાકેલા ફળમાંથી વિના પ્રયત્ને ગંધ નીકળે છે તેમ પાકેલા કર્મયોગમાંથી આપોઆપ જ્ઞાન ઉદ્ભવે છે. કર્મયોગ આચર્યા શિવાય કદી જ્ઞાન થાય જ નહિં. કર્મયોગ વૃક્ષનું ફળ જ્ઞાન છે, ને તે વૃક્ષનું જ્ઞાન જ બીજ છે. ઇચ્છા રહિત કર્મ કરવાં તે જ્ઞાન વિના ન જ બને. દૃઢતા ન જ રહે. આવા જ્ઞાનનું સ્વરૂપ ભગવાન આગળ તેરમાં અધ્યાયમાં કહેશે. જ્ઞાન પ્રાપ્તિનો ઉપાય વળી કહે છેઃ—

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥

અધ્યાય ૪ શ્લોક ૩૯

શબ્દાર્થઃ–જ્ઞાનપરાયણ, શ્રદ્ધાવાળો ને ઇંદ્રિયોને સંયમમાં રાખનાર જ્ઞાન પામે છે. જ્ઞાન પામીને તરત જ પરમ શાંતિને તે પ્રાપ્ત થાય છે.

વિવેચનઃ–ઇંદ્રિયોને પોતાના ભોગોમાંથી પાછી વાળવા રૂપી સંયમ એટલે વૈરાગ્યની જ્ઞાન પ્રાપ્તિમાં ખાસ જરૂર

છે. વૈરાગ્ય સાધકનું મુખ્ય સાધન છે. ને જ્ઞાન પામેલાનો તો તે દેહ જ છે. શ્રદ્ધા એટલી જ જરૂરી છે. ને બધી પ્રવૃત્તિઓનો નિરોધ કરી જ્ઞાન મેળવવા મગ્ન થવું તે તત્પરતાની જરૂર છે. વિદ્યાર્થીને ગણિતનો દાખલો બેસાડવા તે મગ્ન થવું પડે છે તો જે જ્ઞાન આ આખા બ્રહ્માંડની સમગ્ર સંપત્તિ કરતાં પણ વિશેષ છે તે માટે તન્મયતાની જરૂર હોય એમાં નવાઇ શી? મન જે જે પદાર્થ પરાયણ થાય છે તે તે પદાર્થ મેળવે છે. મનની નિર્વિચાર અવસ્થાના ગર્ભમાં જે ઇચ્છા હોય તે વસ્તુ મળે છે. જ્ઞાનની ઇચ્છાવાળો જ્ઞાન પામે. ભોગની ઇચ્છાવાળો ભોગ પામે. ને જેટલી આચરણમાં તલ્લીનતા જલદ તેટલી પ્રાપ્તિ સત્વર.

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥

અધ્યાય ૪ શ્લોક ૪૦

શબ્દાર્થ.—અજ્ઞાની, અશ્રદ્ધાળુ ને સંશયવાળો નાશ પામે છે. સંશયવાળાને આ લોક, પરલોક કે સુખ મળતું નથી.

વિવેચનઃ— શ્રદ્ધા વ્યવહારમાં તેમ જ પરમાર્થમાં જરૂરી છે. શ્રદ્ધા રાખ્યા શિવાય છૂટકો જ થતો નથી. નાનું બોલવા શીખતું બાળક માતાને પૂછે આ શું? માતા કહે ઘોડો. એ ઘોડા શબ્દમાં બાળક વિશ્વાસ ન કરી ગ્રહણ ન કરે તો તે તે વસ્તુ જાણે નહિં. તેવી જ રીતે સઘળામાં. આ ઉપરથી સૌમાં શ્રધ્ધા ધરવી, જેને અંધ શ્રદ્ધા કહે છે તેવી ધરવી એમ પ્રાપ્ત થતું નથી. હિતકારક જાણવા પછી શ્રદ્ધા ધરવી. ને પછી સંશય ન કરવો. શ્રદ્ધા ધર્યા પછી સંશય ન કરવો. જ્ઞાનનો માર્ગ શાસ્ત્રમાં બતાવેલો હોય, હેતસ્વીએ કહ્યો હોય, આપણે તે ગ્રહણ કર્યો તેને આચરતાં શ્રદ્ધા ત્યજીએ તો

તે ફળે નહિં. વસ્તુ નિર્ણય કર્યા પહેલાં બધી તપાસ કરવી. બધી દલીલોથી તે તાવવી, પણ નિશ્ચય કર્યા પછી તેને વળગી રહી આચરે તો જ શ્રેયને પામે. પરગામનો રસ્તો નક્કી કરતા પહેલા બધી વાતોથી રસ્તો નક્કી કરવો. ને નક્કી કર્યા પછી તો મજલ કરે તો જ ઠેકાણે પહોંચાય. ઘડીમાં ચાલે, ઘડીમાં પાછો વળે, પાછો હીડે, પાછો પાછો ફરે આમ કરનાર કેવળ શ્રમ ને નાશને જ પ્રાપ્ત થાય

योगसन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥

અધ્યાય ૪ શ્લોક ૪૧

શબ્દાર્થઃ– યોગથી કર્મ સન્યાસ કરી, જ્ઞાનથી સંશય છેદી આત્મસ્વરૂપ થએલાને કર્મો હે ધનંજય! બંધન કરતાં નથી.

વિવેચન.–આખી ગીતાનો સારભૂત આ શ્લોક છે. જ્ઞાનથી સંશયને છેદવો એટલે હું કોણ છું એ સંશય ત્યજી હું આત્મસ્વરૂપ છું એવો સ્વસ્વરૂપનો નિશ્ચય જ્ઞાનથી કરવો આ જ્ઞાન થયા છતા શરીર રહેવાનું, ને તેથી શરીરથી કર્મ થવાના કર્મમાત્રનો ત્યાગ થઇ શરીર કેવળ નિશ્ચેષ્ટ ન જ રહી શકે; તેથી યોગ એટલે કર્મફળના ત્યાગ રૂપ ત્યાગ કરવો. આ રીતે જ્ઞાન ને ત્યાગથી સ્વસ્વરૂપને પામેલો કર્મ કરતા પણ બંધનમા પડતો નથી.

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥

અધ્યાય ૪ શ્લોક ૪૨

શબ્દાર્થઃ–તેથી (તારા) હૈયામાં અજ્ઞાનથી ઉપજેલા આ સંશયને જ્ઞાનરૂપી તલવારથી કાપીને યોગ આદર. હે ભારત! ઉઠ.

વિવેચનઃ–આ શ્લોક ભગવાનનો આદેશ છે. શ્રુતિ માતાએ જેમ કહ્યું છે ઉત્તિષ્ઠત જાગ્રત ઉઠો, જાગો, તેમ ભગવાને અર્જુનને આ પ્રેરક વચનો કહ્યાં છે. સમજાવ્યા પછી સમજી લેનારને આવાં જ હેતસ્વી વચન કહે છે. ભગવાન પરમ કૃપાળુ, દીનદયાળ અર્જુનને પ્રોત્સાહિત વચનોથી સ્વશ્રેયમાં લીન થવા આગ્રહ કરે છે. પરમાત્મા પરમ કૃપાળુ સૌના હૃદયમાં વિરાજેલા છે. તે અંતર્યામી સૌને એવાં જ અંતરમાં વચન કહી નિજ કલ્યાણમાં પ્રાણી માત્રને પ્રવૃત્તિ કરાવે એ જ પ્રરછા.

હરિઃ ૐ તત્ સત્ પરમાત્મને નમઃ



# સન્યાસ યોગ

પ્રથમના ૪ અધ્યાયમાં એમ નક્કી થયું કે સમૂળગો કર્મનો ત્યાગ શક્ય નથી. કર્મના ફળનો ત્યાગ કરી પ્રાપ્ત સ્વપ્રકૃતિ અનુસાર કર્મથી પરમાત્માનું અર્ચન કરી પ્રાણી મોક્ષ પામે છે. ત્યારે પ્રાધાન્યતઃ વૈરાગ્યને સેવી સ્વસ્વરૂપમાં રહેવાના પ્રયત્નમાં આત્મચિંતન કરતા સાંખ્ય યોગી, ને ફળેચ્છા ત્યજી કર્મ પ્રકૃતિ અનુસાર પ્રાધાન્યતઃ કરતાં તે કર્મ ઈશ્વરાર્પણ કરનારા, ઇચ્છા માત્ર સજનારા ને સાથે સાથે ચિત્તની શાંતિ કરનારા કર્મયોગી એમ બે પ્રકારમાં વિશેષ કોણ ? આ વિશેષના સુલભતા ઉપર કહેલી છે. ફળ તો બન્નેનાં સમાન છે. તે વાત કહે છે.–

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥

અધ્યાય ૫ શ્લોક ૨

શબ્દાર્થઃ–સન્યાસ ને કર્મયોગ બન્ને મોક્ષ આપનારા છે. પણ તે બન્નેમાં કર્મસન્યાસ કરતાં કર્મયોગ ચઢે છે.

સાચો સન્યાસી કોણ છે તે કહે છે.

ज्ञेयःस नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥

અધ્યાય ૫ શ્લોક ૩

શબ્દાર્થઃ–જે દ્વેષ કરતો નથી, જે ઇચ્છા કરતો નથી તેને નિત્ય સન્યાસી જાણવો. હે મહાબાહુ અર્જુન ! તે નિર્દ્વંદ્વ થએલો સુખથી બંધનથી છૂટે છે.

વિવેચનઃ–ભગવાં લુગડાં ધર્યાથી સન્યાસી થવાતું નથી, જટા ધરે, ઘર ત્યજે સન્યાસ નક્કી થતો નથી. ઇચ્છા ને

દ્વેષ ત્યજ્યા સિવાય કદી સાચી શાંતિ થવાની નથી. જ્યાં સુધી જગતના પદાર્થથી ને ક્રિયાથી ચિત્ત વિકારવશ વરતે ત્યાં સુધી ગમે તેવા વૈભવવાળો હોય, ગમે તેવી સિદ્ધિ ને ચમત્કારવાળો હોય છતાં તે આત્યંતિક શાંતિથી વિમુખ છે. મોક્ષ આત્યંતિક ચિત્તની શાંતિ કોઇના આશિર્વાદથી મળવાનો નથી, મોટા દેવતાના દર્શનથી પણ મળવાનો નથી. એ તો જેમ સ્વપ્નવશ જીવનુ સ્વપ્ન દુ:ખ તેના જાગ્યા શિવાય જતું નથી, **તેમ રાગદ્વેશ ને દ્વંદ્વથી થતા વિકારના ત્યાગ સિવાય કદી અખંડ સુખ મળવાનું નથી જ.** ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે દયા કરી મુમુક્ષુને ટુંકામા શ્રેયનો માર્ગ બતાવ્યો છે. મુમુક્ષુએ એક જ ધ્યાન રાખવું કે ઇચ્છા, દ્વેષ ને સુખ, દુ:ખ, માન અપમાન, ટાઢ તડકો વિગેરેથી ચિત્તને થતી વિકળતા આમ આ ત્રણેનો ત્યાગ કરવા અભ્યાસ કરવો.

कायेन मनसा बुद्धया केवलैरिंद्रियैरपि ।
योगिनः कर्म कुर्वंति सङ्गं त्यक्त्वात्मशुद्धये ॥

અધ્યાય ૫ શ્લોક ૧૧

શબ્દાર્થ:-શરીરથી. મનથી, બુદ્ધિથી, કેવળ ઇંદ્રિયોથી પણ કર્મયોગી પુરૂષો પોતાના આત્મા (ચિત્તની) શુદ્ધિ અર્થે સંગ એટલે આસક્તિ ત્યજી કર્મ કરે છે.

વિવેચન:-શરીર, મન, બુદ્ધિ ને ઇંદ્રિયોથી જ કર્મ થાય છે. આ ચારેયને નિશ્ચેષ્ટ રાખી શકાય એમ નથી જ. કોઇ કહેશે કે કર્મ કરવામાં કરનારનો કંઇક આશય તો હોય છે. ભગવાન કહે છે ચિત્તની શુદ્ધિ એ જ આશય છે. ઇચ્છા રહિત કર્મનું ફળ ચિત્ત શુદ્ધિ જ છે. જે ફળ છે તે જ આશય છે. તેથી આશય બંધનકર્તા નથી. તે જે ચિત્તશુદ્ધિ ફળ છે તે જ જ્ઞાનને જન્મ આપે છે; જે જ્ઞાન મોક્ષદાતા છે.

પોતાનું મંતવ્ય ગીતા પ્રમાણે જણાવે છે. આ વાદ જીજ્ઞાસુ માટે નકામો છે. જેય સાધનાર માટે તો ભગવાને ટુંકાણમાં જ કહેલું છે. પરમ તત્વને પામવા શું કાર્ય છે તે કહે છે.

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥

અધ્યાય ૫ શ્લોક ૧૭

શબ્દાર્થ—જેઓની બુદ્ધિ તે પરમ તત્વમય થઇ છે, જેઓનો આત્મા પરમ તત્વમય થએલો છે, તે પરમ તત્વમાં જ જેની નિષ્ઠા લાગેલી છે, ને તે પરમ તત્વ પરાયણ જ જે છે, ને જેઓનાં પાપ જ્ઞાનથી હટી ગયા છે, તેવા પુનર્જન્મ પામતા નથી.

વિવેચનઃ—દ્રવ્ય ઇચ્છાવાળા જેમ દ્રવ્યમય પોતાની બુદ્ધિ, નિષ્ઠા ને તમામ વૃત્તિને કરે છે. હરતાં, ફરતાં, કામ કરતાં, ને ઉંઘમાં જેમ દ્રવ્યની જ ઝંખના કરે છે ને ત્યારે જ તે સ્થુળ, નાશવંત દ્રવ્યને પામે છે તે જ રીતે બ્રહ્મ પ્રાપ્તિ માટે છે.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥

અધ્યાય ૫ શ્લોક ૧૮

શબ્દાર્થ—વિદ્યા ને વિનયથી સંપન્ન બ્રાહ્મણ, ગાય, હાથી, કુતરા ને ચંડાલ પ્રત્યે પંડિતો સમદર્શી હોય છે.

વિવેચનઃ—પ્રાણી માત્રનાં શરીર જે વિકારી ને વિનાશી છે તે નાનાં મોટાં હોય છે પણ સૌના શરીરમાં રહેલો આત્મા સરખો હોય છે. દેહ દૃષ્ટિ પુરૂષ શરીરોને જોઇ વિષમ દૃષ્ટિ કરે છે, ને આત્મસ્વરૂપ થએલ પંડિતો દેહ દૃષ્ટિ ત્યજવાથી

સૌને આત્મસ્વરુપ સમાન જુવે છે આત્મ દ્દષ્ટિથી સમાનતા છે, દેહ દ્દષ્ટિથી વિષમતા છે. આત્મ દ્દષ્ટિવાળાને સૌ પર અત્યંત અહેતુક પ્રેમ થાય છે.

इहैव तैर्जितः सर्गो येषा साम्ये स्थितं मनः ।

निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥

અધ્યાય ૫ શ્લોક ૧૯

શબ્દાર્થ -જેઓનુ મન સામ્ય અવસ્થામાં રહેતુ છે તેઓએ અહીં જ સંસાર (જન્મ મરણ રૂપ) જીતેલો છે. બ્રહ્મ નિર્દોષ ને સમ છે તેથી તે (સામ્ય અવસ્થામા મનવાળા) બ્રહ્મમા જ સ્થિતિ કરેલા છે

વિવેચન -મનની શાંત નિર્વિકાર સામ્ય સ્થિતિવાળા બ્રહ્મ-સ્વરૂપજ છે **મનને વિકાર રહિત નિરંતર સામ્ય રાખવા જ સર્વ શાસ્ત્રોનો ઉપદેશ છે**

न प्रहृष्येत्प्रिये प्राप्य नो द्विजेत्प्राप्य चाप्रियम् ।

स्थिरबुद्धिरसमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥

અધ્યાય ૫ શ્લોક ૨૦

શબ્દાર્થ -પ્રિય પ્રાપ્ત થતા ખુશી થવું ન જોઇએ. અપ્રિય પ્રાપ્ત થતા દુઃખી થવુ નહિ. જેની બુદ્ધિ સ્થિર છે ને જે મોહ રહિત છે તે બ્રહ્મને જાણનારો ને બ્રહ્મમા સ્થિત છે.

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।

स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षयमश्नुते ॥

અધ્યાય ૫ શ્લોક ૨૧

શબ્દાર્થ -બહારના સ્પર્શથી જેનો આત્મા અનાસક્ત છે તે જે આત્મામાં સુખ છે તે મેળવે છે. તે જેનો આત્મા યોગથી બ્રહ્મમા યુક્ત થએલો છે તે અક્ષય સુખ ભોગવે છે

વિવેચનઃ—સુખ બે પ્રકારનાં છે. એક પદાર્થ સુખ ને બીજું અપદાર્થ સુખ. પદાર્થ સુખ ભોગવનાર અપદાર્થ સુખથી વિમુખ રહે છે, ને અપદાર્થ સુખ ભોગવનાર પદાર્થ સુખને તુચ્છ ગણે છે. સમગ્ર વિશ્વમાં પ્રાણી પદાર્થથી મળતું સુખ પદાર્થ સુખ છે. તે વિકારી, વિનાશી ને આદિ અંતવાળું છે. જે પરમ તત્વ છે તે અપદાર્થ છે, ઉત્પત્તિ, વિકાર ને વિનાશ રહિત છે. એમાં લીન રહેનાર તેનો સુખ સ્વાદ જાણે છે. બે રસ્તા છે કાં તો તુચ્છ, વિકારી, વિનાશી પદાર્થ સુખ માટે મથે કે કાં તો સર્વોત્કૃષ્ટ, વિકાર ને વિનાશ રહિત આત્મ સુખ માટે મથે. પદાર્થ સુખ કૃત્રિમ ને વિશેષ કષ્ટ સાધ્ય છે. આત્મ સુખ સ્વાભાવિક ને સહજ સાધ્ય છે. જેમ સત્ય બોલવામાં શ્રમ નથી ને અસત્ય બોલવામાં શ્રમ છે. તેમજ આત્મ સુખ ને પદાર્થ સુખનું છે. પણ પ્રાણીને બહુ વખતનો અભ્યાસ થયો છે એટલે સહજ ને શ્રેષ્ઠને કઠિણ ને હલકું માને છે, ને કઠિણ ને નિકૃષ્ટને સુલભ ને શ્રેષ્ટ માને છે. આ ભ્રમણા ટાળવામાં જ શાસ્ત્રનું તાત્પર્ય છે. તેથી=

ये हिं संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यन्तवन्तः कौन्तेय न तेषु रमते बुधः ॥
અધ્યાય ૫ શ્લોક ૨૨

શબ્દાર્થઃ—જે ભોગો સ્પર્શ વિગેરેથી ઉત્પન્ન થાય છે તે આદિ ને અંતવાળા ને દુઃખ સ્વરૂપ છે (દુઃખનું કારણ છે) હે કુંતી પુત્ર! ડાહ્યા માણસો તેમાં રમતા નથી.

शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥
અધ્યાય ૫ શ્લોક ૨૩

શબ્દાર્થ–શરીર છુટ્યા પહેલાં (એટલે શરીર જીવતું છે તે સમયમાં પણ) જે કામ એટલે ઇચ્છા ને ક્રોધના વેગને સહન કરવા શક્તિમાન છે તે પુરૂષ યોગયુક્ત ને સુખી છે.

વિવેચનઃ–આ શ્લોક સમજવા ભગવાન વસિષ્ટે રામજીને કહેલો નીચેનો શ્લોક સમજવા જેવો છે.

प्राणे गते यथा देहः सुखं दुःखं न विंदति ।
तथा चेत् प्राणयुक्तोऽपि स कैवल्याश्रमे वसेत् ॥

અર્થઃ-પ્રાણુ ગયેથી દેહ જેમ સુખ દુઃખ પામતો નથી તેમ પ્રાણુયુક્ત છતાં જેને થાય તે કૈવલ્ય પદમાં જ રહેલ છે. વળી કહેલ છે કે वृक्ष इव तिष्ठेत न कुप्येत न कंपेत छिद्यमानो विद्यमानोऽपि પીડાતા છતાં, છેદાયા છતાં વૃક્ષની પેઠે ન કંપવું ન ક્રોધ કરવો બ્રહ્મજ્ઞાનીની આ શ્રેષ્ટ દશા છે.

ઇચ્છા ને ક્રોધથી મન ચલિત થાય છે મનમાં જ્યાં સુધી તે ઉભાં નથી થતાં ત્યાં સુધી મન શાંત સુખ અનુભવે છે. ઇચ્છા માત્ર ને ક્રોધ માત્રનો ત્યાગ એ જ જીવનમુક્તિનું લક્ષણ.

योऽन्तः सुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥

અધ્યાય ૫ શ્લોક ૨૪

શબ્દાર્થ–જે અંતરાત્માથી સુખી છે, જે અંતરાત્મામાં આરામ ભોગવે છે, જેના અંતરાત્મામાં પ્રકાશ થએલો છે તે યોગી બ્રહ્મરૂપ થઇ બ્રહ્મ નિર્વાણુને પામે છે.

लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥

અધ્યાય ૫ શ્લોક ૨૫

શબ્દાર્થ—જે પ્રાણીમાત્રના હિતમાં રત કહેતાં નિમગ્ન હોય છે, જેની ભેદ બુદ્ધિ જતી રહી છે, જેમનું મન તેમના વશ છે, જેમનાં પાપ નાશ પામ્યા છે એવા ઋષિઓ બ્રહ્મ નિર્વાણને પામે છે.

વિવેચનઃ—જેના પાપ નાશ પામ્યાં હોય, જેનું મન તેને કબજે હોય ને જે પ્રાણીમાત્રના કલ્યાણમાં રચ્યા પચ્યા રહે તે ઋષિ કહેવાય આટલાં જેનામાં હોય તે ઋષિ. ઋષિ હોય તેને આટલું લક્ષણ હોવું જોઇએ. ઋષિ એટલે જાતિ બ્રાહ્મણ જ મોક્ષ પામે તેમ નહિ હર કોઇ જાતનો હોય પણ આટલા લક્ષણ તેમનામાં હોય તો તે ઋષિ કહેવાય ને તે બ્રહ્મ નિર્વાણ પામે.

काम क्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥

અધ્યાય ૫ શ્લોક ૨૬

શબ્દાર્થઃ—જેમનું મન તેમને વશ છે, જેણે સ્વસ્વરૂપને જાણ્યું છે, જે ઇચ્છા—કામના ને ક્રોધથી મુક્ત છે તેવા યતિઓને બ્રહ્મ નિર્વાણ પાસે છે.

વિવેચન—મુક્તિનાં ચાર સાધન (૧) કામના—ઇચ્છા ને ક્રોધનો ત્યાગ (૨) મન વશ (૩) સ્વસ્વરૂપનું જ્ઞાન (૪) ને પ્રાણીમાત્રના હિત અર્થે ક્રિયા.

મુક્તની આ સ્વાભાવિક ક્રિયા અથવા સ્થિતિ છે ને સાધકનાં આ ચાર સાધન છે.

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः ।
प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ ॥

અધ્યાય ૫ શ્લોક ૨૭

यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥

અધ્યાય ૫ શ્લોક ૨૮

શબ્દાર્થ:—બાહ્ય પદાર્થ જે સ્પર્શ વિગેરે આપનાર છે (સ્પર્શ, શબ્દ, રૂપ, રસ ને ગંધ એ પાંચ ભોગ દ્વારા જે સુખ દુઃખ આપનાર છે) તેમને બહાર રાખી (તેમની અભિલાષા અંતરમાં ન પ્રવેશવા દઇ), ચક્ષુ વૃત્તિને બે ભ્રમર વચ્ચે રાખી નાસામાં જતા આવતા પ્રાણ અને અપાનને સમ કરી ઇંદ્રિય, મન ને બુધ્ધિને કબજામાં રાખે છે, ઇચ્છા, ભય ને ક્રોધ જેનાં જતાં રહ્યાં છે, ને જે મોક્ષ પરાયણ છે, જે મૌન સેવનાર મુનિ છે તે સર્વદા મુક્ત જ છે.

વિવેચનઃ—દીન દયાળ ભગવાન મહા દયાળુ છે. મોક્ષ છભનો બકવાદ નથી પણ અનેક પ્રયત્નના અંતે મેળવેલી સ્થિતિ છે, તે આખા અધ્યાયના સારને આ બે શ્લોકમાં ભગવાને ગોઠવી બતાવ્યું છે. આ બે શ્લોકમાં જે વર્ણન છે તે જીવન મુક્તાની સ્વાભાવિક સ્થિતિ છે, ને તેથી જ તેવા થવાની ઇચ્છા રાખનારને સાધન છે. તે લક્ષણ કહે છે.

(૧) જગતના પદાર્થો અંતરમાં અભિલાષા સુખાર્થે ઉત્પન્ન ન કરે (૨) બહારના પદાર્થને રસ પુર્વક જોવાની વૃત્તિ ન થાય. ને તેથી દષ્ટિ દ્વારા જતી વૃત્તિ બહાર પદાર્થ પર સ્થિર ન થતાં અંતરમાં સ્થિર થાય. આપણી દષ્ટિ કંઇ નિમિત્ત કે રસ વિના કશા પર સ્થિર નથી થતી, ને જ્યારે આપણા અંતરમાં કંઇ બીજો-વિચાર ઉઘાડી આંખે ચાલતો હોય છે ને તેમાં તલ્લીન હોઇએ છીએ ત્યારે ઉઘાડી આંખ આગળ થઇ જનારને આપણે જાણતા નથી, આંખ તો ઉઘાડી છે પણ ચિત્ત વૃત્તિ આંખમાં નથી; એ ચિત્ત વૃત્તિ તે સમયે

# અધ્યાય ૬

પાંચમા અધ્યાય સુધી સાંખ્યયોગ ને કર્મયોગનું વર્ણન ચાલ્યું. શરીરનો વિચાર કરતાં શરીરની તમામ પ્રવૃત્તિનું મૂળ ચિત્ત છે; ને તે ચિત્ત દ્વારાજ બંધ ને મોક્ષ અનુભવાય છે. સુખ દુઃખનો અનુભવ કર્તા તે જ છે. ને જે ચેતન વડે ચિત્ત, પ્રાણ, શરીર ને ઇંદ્રિયોની પ્રવૃત્તિ છે, સ્થિતિ છે તે ચેતન તો અસંગ છે. હવે મોક્ષ એટલે દુઃખમાત્રની આત્યંતિક નિવૃત્તિ. જેમ બ્રાહ્મણે દારૂ પીધો હોય ને તે જેમ આવે તેમ બકે, ને ગમે તે ક્રિયા કરે તે જેમ નિશાના બળે છે ને જ્યાં સુધી નિશો ન ઉતરે ત્યાં સુધી તે બ્રાહ્મણને છાજતી ક્રિયા કરી શકતો નથી; તેમ ચિત્તમાં જ્યાં સુધી વાસના હોય છે ત્યાં સુધી વાસના આધારે જ કામ થાય છે. વાસના એટલે ઘાટી થએલી ઇચ્છા એ વાસનાનો ક્ષય થાય ત્યારે જ આત્માના સ્વભાવ અનુસાર ક્રિયા થાય. હવે ચિત્તને વાસના રહિત કરવાના બે ધોરી- માર્ગ છે.

(૧) હું આત્મા અસંગ સત્ ચિત્ આનંદ સ્વરૂપ છું ને તેથી મારે કશી ઇચ્છા નથી એ પ્રયત્નથી વાસના ક્ષય ને પરમ તત્વની પ્રાપ્તિ કરવી. આ ક્રિયામાં મુખ્ય સાધન વિચાર, શ્રવણ ને આત્મચિંતન છે. ને આ ક્રિયા કરનાર શરીર, મન, વાણીથી ક્રિયા કરતાં છતાં એ ક્રિયા કરનાર મન, વાણી, શરીર ને ઇંદ્રિયો કર્તા છે ને હું તેથી અસંગ દ્રષ્ટા છું, નિર્વિકાર છું, એ ભાવના જાગ્રત રાખી વાસના ક્ષય ને પરમ તત્વની પ્રાપ્તિ કરે છે. તેનો છેલ્લો અભ્યાસ જે હું અસંગ આત્મા છું તે જ પરમાત્મા છું એ ભાવના છે. તે પોતાને પરમાત્માથી અભિન્ન છું એ ભાવનાનો અભ્યાસ કરતાં પરમાત્મ સ્વરૂપ થાય છે. શરીર જીવતા છતાં

એ આત્મા પરમાત્મ સ્વરૂપ હું છું એવો અનુભવ કરે છે. આ સાંખ્યયોગની ટુંકી રૂપરેખા. આમાં વૈરાગ્ય પરેજી છે, ને સ્વસ્વરૂપાનુસંધાન એ ઔષધ છે. શરીર, મન, બુદ્ધિ ને ઇંદ્રિયોથી હું જુદો છું એ ભાવના એનો પાયો છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવી કઠીણ છે. અનેક જન્મના યત્ને આ સ્થિતિ આવે છે.

(૨) બીજામાં વાસના ક્ષય ને પરમાત્માની પ્રાપ્તિ કરવા માટે ફળ ઇચ્છા ત્યાગ પૂર્વક કર્મ કરાય છે એટલે એ પણ એમ સમજે છે કે, હું આ શરીર, મન, બુદ્ધિ કે ઇંદ્રિય નથી તેથી જુદો છુ. હું આત્મા છું પણ હું શરીરમાં રહી શરીર દ્વારા કર્મ કરનાર તથા ભોગવનાર છું. તેથી કર્મમાત્ર જે કંઇ થાય તે પરમાત્મા પ્રીત્યર્થે, યજ્ઞાર્થે થાય. એનું પ્રાપ્તવ્ય પરમાત્મા છે. એ પરમાત્મા પામવા માટે જ તેની તમામ ક્રિયા થાય છે. શાસ્ત્રમાં અનેક સંકલ્પોમાં કર્મના છેડે "પરમેશ્વર પ્રિયતામ્ ન મમ" એ વાક્ય જોડાયું છે; તે, તે ભાવથી જ છે. જેમ વધુ નીશો ચઢેલો શરીરથી, મનથી ને વાણીથી સંયમહીન થાય છે ને અવશ થઇ ક્રિયા કરે છે તેમ જેને વાસનાનો વેગ વિશેષ છે તેવાં શરીર ક્રિયાહીન રહી શકતાં નથી. તેથી તેવાં શરીર પ્રકૃતિઅનુસાર કર્મ કરે પણ તેનાં ફળ પરમાત્માને અર્પણ કરે; એ સુંદર રસ્તો ભગવાને વાસના ક્ષયનો ગીતામાં બતાવ્યો છે. પ્રથમના સાંખ્ય યોગીને હું પરમાત્માથી ભિન્ન છું એ અંતરમાં શ્રદ્ધા જ બેસતી નથી. ને આ બીજા કર્મયોગીને હું ને પરમાત્મા એક જ છીએ એ ભાવના ગમે તેટલી સુંદર લાગે પણ તેમાં શ્રદ્ધા ચોટતી જ નથી. કર્મયોગી પણ કર્મ માત્ર ઇશ્વરાર્પણ, બ્રહ્માર્પણ, યજ્ઞાર્થ, સ્વધર્મ રૂપ કરી બંધનમાંથી છુટી અનન્ય ભાવે પરમાત્માની ભક્તિ કરતાં પરમાત્માને પામે છે. સાંખ્ય યોગી હું પરમાત્મ

સ્વરૂપ છું એ ભાવથી પરમાત્મ સ્વરૂપ થાય છે. કર્મયોગી કર્મ માત્ર ઇશ્વરાર્પણ કરતો પરમાત્માની અનન્ય ઉપાસના કરી પરમાત્મામાં ભળી એક થાય છે, એટલે પરમાત્મ રૂપે થાય છે. બન્ને આખર તો પરમાત્મા રૂપે જ થાય છે. જ્યાં સુધી બીજા રૂપે રહે ત્યાં સુધી મુક્તિ નથી. શરીર ધારણ એ જ બંધન. શરીર ધારણ સ્વઇચ્છા સિવાય થતું નથી. ને ઇચ્છા માત્ર બંધ છે. ઇચ્છા નાશ સિવાય કદી મુક્તિ થાય જ નહીં.

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥

અધ્યાય ૬ શ્લોક ૧

શબ્દાર્થઃ—જે કર્મફળનો આશ્રય ન રાખતાં સ્વકર્તવ્ય રૂપ કર્મ કરે છે તે સન્યાસી છે, અને તે જ યોગી છે. અગ્નિથી થતા કર્મ ત્યજનાર કે નિષ્ક્રીય બેસનાર (સન્યાસી કે યોગી) નથી

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥

અધ્યાય ૬ શ્લોક ૨

શબ્દાર્થઃ—હે પાંડવ! જેને સન્યાસ કહે છે તે જ કર્મયોગ જાણ. સંકલ્પનો ત્યાગ કર્યા સિવાય કોઇ યોગી થઇ શકતો નથી.

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥

અધ્યાય ૬ શ્લોક ૩

શબ્દાર્થ:—યોગારૂઢ થવાની ઇચ્છાવાળા મુનિને કર્મ એ કારણ છે. ને યોગારૂઢને તેને માટે શમ એટલે મનની શાંતિ એ કારણ છે.

વિવેચનઃ—આ શ્લોક બહુ જ સુંદર તેમજ સ્ફુટ છે. ને તેમાં જે આ અધ્યાયની શરૂમા જે સમજ આપી છે તેનો આખો પાયો છે. કર્મ કોણે કરવાં? જેનુ મન શાંત નથયું હોય, જેનામાં ઇચ્છા, ભય, ને ક્રોધ હોય, જેનું મન જગતના પદાર્થ, ક્રિયા ને પ્રાણીથી વિકળતાને પ્રાપ્ત થઇ ઇચ્છા ઉત્પન્ન કરતું હોય. આવા ચિત્તની શાંતિ અર્થે ફળેચ્છા રહિત કર્મયોગ જ સારો છે. ને જેનું મન શાંતિ પામ્યું, જેનું મન આ જન્મની કે પૂર્વ જન્મની ફળેચ્છાના ત્યાગપૂર્વકની ક્રિયાથી ઇચ્છા—વાસના રહિત થયું, તેણે પછી નવા સંકલ્પો મનમાં ન ઉઠે તે અભ્યાસ કરવાનો, એટલે મનને શમના માર્ગમાં જોડવું. જે સંકલ્પ ઉઠે તેને જ્ઞાનના બળથી (સ્વસ્વરૂપના જ્ઞાનથી) શમાવવો.

હવે યોગારૂઢની સ્થિતિનું વર્ણન કરે છે. તેવું લક્ષણ જે સાધકમાં ન હોય તેણે પોતાની સ્થિતિ આરૂરૂક્ષમાં લેખવી. ને કર્મ ફળેચ્છાના ત્યાગ પૂર્વક પ્રકૃતિ અનુસાર કરવાં.

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारुढस्तदोच्यते ॥

અધ્યાય ૬ શ્લોક ૪

શબ્દાર્થ:—જ્યારે ઇંદ્રિયોના વિષયોમાં અને કર્મમાં જે આસક્ત થતો નથી, ને જેણે સર્વ સંકલ્પોનો ત્યાગ કર્યો છે તે યોગારૂઢ કહેવાય છે.

વાસ્તવિક રીતે આત્મા તો નિત્ય મુક્ત સૌનો છે, તે બંધાએલ કદી નથી. બંધ અથવા મોક્ષ ચિત્તનો છે. છતાં

લક્ષણ છે. આવી સ્થિતિ ન આવે ત્યાં સુધી સાધકે પ્રકૃતિ અનુસાર કર્મ ત્યજવા નહિં.

કલ્યાણનો માર્ગ જણાવે તે શાસ્ત્ર. તેનો આધાર લઇ સ્વકલ્યાણનો માર્ગ ને વર્તન નક્કી કરવાં; ને તેમાંથી ચલાયમાન ન થવું. તે વર્તનવાળું મન જીતાયેલું કહેવાય.

જેમ દુ:ખમાં ને અપમાનમા મન ચલીત થાય છે તેમ સુખમાં ને માનમાં પણ મોહિત થઇ સ્વસ્વરૂપનાં ભાન વિનાનું થાય છે. માટે સર્વ સંજોગોમાં મન સદા એકરૂપ રહેવું જોઇએ, જે હર્ષ કરે તે શોક પણ કરે. જે સુખથી પ્રસન્ન થાય તે દુ:ખથી અપ્રસન્ન થાય જ. માટે સર્વ કાળમાં સર્વ સંજોગોમા એકરૂપ રહેવાનો અભ્યાસ જ કરવો જરૂરી છે.

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥

અધ્યાય ૬ શ્લોક ૮

શબ્દાર્થ:-જે જ્ઞાન ને વિજ્ઞાન બન્નેથી તૃપ્ત થએલ છે, (એટલે તેની પણ ઇચ્છા વિનાનો છે) જે સ્થિર અવિકારી છે, જે જીતેંદ્રિય છે, જેને માટી, સોનું ને પથર સમાન છે એવો યોગી યુક્ત કહેવાય છે.

વિવેચન.—આમા સમ બુદ્ધિ જડ પદાર્થો માટે કહી. હવે પ્રાણી માટે કહે છે.—

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥

અધ્યાય ૬ શ્લોક ૯

શબ્દાર્થ –જેની બુદ્ધિ સુહૃત, મિત્ર, ઉદાસી, શત્રુ, મધ્યસ્થ, દ્વેષ્ય, ને બંધુમાં તેમજ સાધુમા અને પાપીમાં સમ થઇ છે

(એટલે તેવાના પ્રસંગમાં સ્થિર બુદ્ધિ રહે છે) તે ઉત્તમ છે.

વિવેચનઃ—જેથી ચિત્તની વૃત્તિ બાહ્ય પદાર્થમાં સુખ બુદ્ધિ સજી અંતર આત્મામાં વળે તેનું નામ યોગ. ચિત્તની વૃત્તિ આ પ્રમાણે બાહર જગતથી વળી અંતરાત્મામાં મગ્ન ન થાય ત્યાં સુધી સાચી શાંતિ, સાચો આનંદ ન થાય. આત્મા એ જ પરમ આનંદનું ધામ છે. પદાર્થમાં આનંદ જે અલ્પ જણાય છે તે આત્માને લીધે જ છે. હાવે ભગવાન ચિત્ત વૃત્તિને અંતરમુખ કરવાનો અભ્યાસ બતાવે છે. આ અભ્યાસ સૌથી શ્રેષ્ટ છે, નિત્ય કરવા યોગ્ય છે. જેમ નિશો કરેલ મનુષ્ય નિશાની ખુમારી ઝાઝો વખત અનુભવે છે, તેમ ભગવાને કહેલો અભ્યાસ રોજ કરવાથી મન અત્યંત શાંતિને પામે છે. મન પછી તેનું વ્યસની થાય છે. ભોગમાં પ્રીતિ ઘટે છે, ક્રોધ, ભય ને કામ મોળાં પડે છે. માટે આ અભ્યાસ રોજ જરૂર એક કે બે વખત કરવો જ.

ચેતન સર્વ શક્તિમય છે. દરેક શરીરમાં ચેતન વિરાજીત છે. તે ચેતન તે જ પરમાત્મા છે. જેમ પાણી કે પેટ્રોલમાં રહેલ શક્તિ એંજીન દ્વારા જ વ્યકત થઇ કામ કરે છે, તેમ ચેતનની શકિતને ચિત્ત જ ઝીલે છે. ચિત્ત દ્વારા જ ચેતન પ્રકાશે છે. જેમ વિદ્યુત તારમાં વ્યાપક છતાં કાચના ગોળા સિવાય પ્રકાશતી નથી, તેમ ચિત્ત વિના ચેતન પ્રકાશતું નથી. ચિત્તના સંકલ્પો—ચિત્તની ઇચ્છાઓ એ ચેતનથી જ સિદ્ધ થાય છે. જગતના માયીક, મિથ્યા પદાર્થોથી સુખ થશે એમ જાણી ભોગના સંકલ્પો કરી માયીક પદાર્થો મેળવે છે, ભોગવે છે ને સુખને બદલે દુઃખ અનુભવે છે. ચિત્તને ઇચ્છા સુખની છે, પણ સુખ પદાર્થથી મળશે એવું જાણી પદાર્થ જે દુઃખ દાતા છે તે ઇચ્છે છે એ તેની ભુલવણી છે. એ અનુભવતાં છતાં ચિત્તને બહુ વખતનો અભ્યાસ હોવાથી એ ભુલવણીમાંથી

પાછું વળતું નથી. તેને પાછું વાળવાના અભ્યાસની જરૂર છે. તે અભ્યાસ ભગવાને આ અધ્યાયમાં બતાવ્યો છે. તેથી સંકલ્પનો ક્ષય કરી ચિત્ત પોતે ચેતન–પરમાત્મા જે અખંડ ને પરમ સુખ સ્વરૂપ છે તેમાં લીન થાય છે, પરમ સુખ પરમ આનંદનો અનુભવ કરે છે. પરમ સુખ પરમ આનંદની ઇચ્છાવાળાએ આગ્રહ પુર્વક આ સેવવા યોગ્ય છે.

योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।

एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥

અધ્યાય ૬ શ્લોક ૧૦

શબ્દાર્થઃ–યોગીએ એકાંતમાં એકલા બેસી ચિત્ત ને દેહ ઇંદ્રિય વિગેરેને વશ કરી આશા માત્રનો ત્યાગ કરી અપરિગ્રહ એટલે જગતના કોઇપણ પદાર્થ–સ્ત્રીપુત્ર ધન મારા નથી એ ભાવ રાખી આત્માને સતત (સ્વરૂપમાં) યોજવો.

વિવેચનઃ–જેમ જેમ નિઃસંકલ્પ અવસ્થાનો અભ્યાસ વધે છે તેમ તેમ ચિત્ત જે જે ઇચ્છે તે સત્વર પ્રાપ્ત કરે તેવી તેની શકિત આવે છે. પણ જેમ જેમ ચિત્ત ભોગ ઉત્પન્ન કરે ને ભોગવવા જાય તેમ તેમ પાછી તેની નિ.સંકલ્પપણાથી ઉપજેલ શકિત નાશ પામે છે. યોગની કુંચી જ એ છે કે ગમે તેવા ભોગ સુલભ થાય તો પણ તે દુઃખ રૂપ છે તેમ જાણી તથા પોતાનું પ્રાપ્તવ્ય પરમ સુખરૂપ આત્મા છે તેમ સમજી આ યોગ આરંભવાનો છે. જે ક્રિયાથી ચિત્તની વૃત્તિનો નિરોધ થાય તેનું નામ યોગ. તેના અનેક રસ્તા છે. તે સૌમાં શ્રેષ્ટ નિઃસંકલ્પ મનને કરવાનો ભગવાન કહે છે તે રસ્તો છે.

આ સિદ્ધ કરવા આ શ્લોક કહેલ છે ને તેથી આવો યોગ કરનાર યોગીએ સ્વસ્વરૂપમાં સ્થિતિ કરવાની ઇચ્છા સિવાય કોઇ ઇચ્છા ન જ કરવી.

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥

અધ્યાય ૬ શ્લોક ૧૧

શબ્દાર્થઃ—અતિ ઉંચું નહિં તેમ અતિ નીચું નહીં તેવું પવિત્ર જગામાં દર્ભ ઉપર મૃગચર્મ તે ઉપર વસ્ત્ર બીછાવેલું પોતાનું આસન સ્થિર કરીને.

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥

અધ્યાય ૬ શ્લોક ૧૨

શબ્દાર્થઃ—ત્યાં આસને બેસીને મનને એકાગ્ર કરીને ચિત્ત ને ઇંદ્રિયોની ક્રિયાને રોકીને અંતઃકરણની શુદ્ધિ માટે યોગાભ્યાસ કરવો.

વિવેચનઃ—આત્મા ચેતન, નિત્ય શુદ્ધ ને મુક્ત છે પણ તેને અનુભવ કરનાર ચિત્ત છે. જેમ કામથી મોહિત થએલો પુરૂષ સ્ત્રીરૂપને યથાર્થ જાણતો નથી; તેમ અંતઃકરણ વાસનાવાળું હોય તે આત્માનંદ અનુભવી સકતું નથી. શરીર અત્યંત મલીન છે, વિકારી ને વિનાશી છે. એટલે અંતઃકરણની શુદ્ધિ એ જ કર્તવ્ય છે; તે થયે આત્માનંદનો અનુભવ થાય છે. અંતઃકરણ વાસનાથી મલીન થાય છે વાસના એટલે ભોગેચ્છા. મનને નિઃસંકલ્પ, વાસના રહિત કરવાનો આ અભ્યાસ છે. આસન માટે ગણાવ્યાં તેમાં સાધન ન હોય તો આ અભ્યાસ ન કરવો એમ નહિં. જે પ્રાપ્ત હોય તેથી નભાવવું ને એ સાધન હોય તો તેથી ચિત્ત શુદ્ધિને સહાયક છે એ નક્કી છે. હાવે શરીર કેમ રાખવું તે કહે છે. જે રીતે સુખ પુર્વક બેસાય તે જ આસને. પદ્માસન અનુકુળ વધારે છે.

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥
प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥

અધ્યાય ૬ શ્લોક ૧૩–૧૪

શબ્દાર્થ:–શરીર, માથું, ડોકને સીધાં તથા અચલ રાખી સ્થિર થઈ પોતાના નાકની અગ્ર તરફ જોતાં, દિશાઓ તરફ ન જોતાં, મનને શાંત કરી, નિર્ભય થઈ, બ્રહ્મચારી વ્રતમાં સ્થિતિ કરી, મનનો સંયમ કરી, ચિત્ત ને મારામય કરી, મારા પરાયણ થઈ. યુક્ત થઈ બેસવું.

વિવેચન:–આંખ મીંચીને બેસે તો મન નિદ્રાધીન થવાનો સંભવ છે. આંખ ઉઘાડી રાખે તો પદાર્થો તરફ દૃષ્ટિ જાય, ને ચિત્તની અંતરમુખ વૃત્તિ થવાને બદલે બહિર વૃત્તિ થાય.. તે માટે નાકની અણી તરફ નજર રાખવા કહેલ છે. જ્યારે શરીર, માથું, ને ડોક સીધાં હોય ને આંખ ખુલ્લી હોય, છતાં કોઈ પદાર્થ તરફ ન હોય તો તે દૃષ્ટિ નાકના અગ્ર ઉપર જ રહે છે. ભગવાને આ જે બધું કહેલ છે તે તમામ આવશ્યક છે; છતાં નાસિકાના અગ્ર તરફ દૃષ્ટિ ન જ રહે તો આંખો મીંચીને પણ આ યોગ સાધવો. શરીર ઢીલું ને ગૂંચળું કરવાથી નુકસાન છે; માટે કહ્યા પ્રમાણે જ રાખવું.

બ્રહ્મચારી વ્રત એટલે બ્રહ્મ જે પરમાત્મા તે પ્રત્યે ગતિ કરાવનારું વ્રત. એટલે પરમાત્મા સિવાય અન્ય કશું મારે પ્રાપ્તવ્ય નથી એ વ્રત. જેમ ધન લોભી ધનના ભોગે કશું ખરચતો નથી, તેમ બ્રહ્મને પામવાને મથનારો અન્ય કશાની પરવા ન જ કરે. પરમાત્માને પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં આ લોકના ને પરલોકના અનેક દુર્લભ ભોગો પણ આવી

ખડા થાય છે, લલચાવે છે, અનેક દસ્યો જણાય છે, અનેક નાદ સંભળાય. એ બધાને વિઘ્નરૂપ જાણી પરમાત્માની પ્રાપ્તિ અર્થે તેમાંના કોઇની ઇચ્છા ન જ કરવી. જેમ ભગવાનને વરવા માટે શોધતી લક્ષ્મીજી આ નહિં આ નહિં એમ તમામ દૈત્ય ને દાનવનો ત્યાગ કરી ભગવાનને વર્યાં તેમ પરમાત્માને–પરમઆનંદને પામવાની ઇચ્છાવાળા યોગીએ તે સિવાય અન્ય કોઇમાં ઇચ્છાવાળા ન થવું તેનું નામ બ્રહ્મચારી વ્રત.

આ અભ્યાસ નિત્ય કરવો.

युञ्जन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥

અધ્યાય ૬ શ્લોક ૧૫

શબ્દાર્થઃ–એ પ્રમાણે સ્વાધીન મનવાળો યોગી સદા આત્માને જોડતો મારા વિષે રહેલી પરમ નિર્વાણની શાંતિને પામે છે.

વિવેચનઃ–ગીતામાં ભગવાન ઘણે પ્રસંગે મારામાં, હું એમ કહે છે. એ શબ્દો પરમાત્મા વાચક છે, શ્રીકૃષ્ણના શરીરના વાચક નથી. જે પરમ તત્વ, જે ચેતન દેવ કીડીના, બ્રહ્માના, શ્રીકૃષ્ણના, રામના, વિષ્ણુના ને તમામના દેહમાં રહે છે છતાં જેને કોઇ દેહ જાણતો નથી, જે ચર ને અચરમાં પ્રવેશ કરી તેને સત્તા ને સ્ફુર્તિ આપે છે છતાં જેને કોઇ જાણતું નથી તે પરમાત્મા વાચક 'મારા વિષે' એ શબ્દ છે. જ્યાં જ્યાં ગીતામાં 'હું', મારું,' વિગેરે ભગવાન બોલે ત્યાં તેનો અર્થ પરમાત્મા જાણવો. શ્રીકૃષ્ણ ગીતા કહેતાં પોતાની યોગની ઉચી અવસ્થામાં રહી બોલે છે. પોતાના પરમ શુદ્ધ મુક્ત

સ્વરૂપમાં સ્થિતિ મનની કરીને બોલે છે. જીવન્મુક્ત, ને તેમાં પણ યોગેશ્વર એવા શ્રીકૃષ્ણને એ સ્થિતિ સુસાધ્ય હોય તેમાં શી નવાઈ ? હવે આ યોગ સાધવાના બહીર સાધન કહે છે.

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः ।
न चाति स्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥

અધ્યાય ૬ શ્લોક ૧૬-૧૭

શબ્દાર્થ:—હે અર્જુન ! આ યોગ બહુ ખાનારથી થતો નથી તેમ કેવળ નહિં ખાનારથી પણ બનતો નથી. અતિ ઉંઘનારથી પણ નથી બનતો તેમ અતિ જાગનારથી પણ નથી બનતો. યોગ્ય આહાર વિહારવાળાથી, ને કર્મ વિષે યોગ્ય પ્રવૃત્તિવાળાથી, નિદ્રા ને જાગ્રતને યોગ્ય રીતે સેવનારથી દુઃખનો નાશ કરનાર આ યોગ બને છે.

વિવેચન:—આ યોગ સેવનારે સાત્વિક આહાર ગીતામાં કહેલ છે તે લેવો ને રાજસ તામસ આહાર ત્યજવો. બહુ શ્રમવાળું, ચિંતાવાળું, અતિશય પ્રવૃત્તિવાળું જીવન ન ગુજારવું. રોજ ૬-૭ કલાક ઉંઘવું જ જે રીતે ચિત્ત અશાંત ન થાય તે રીતે જીવનક્રમ ઘડવો. આ યોગમાં ચિત્તની વૃત્તિઓ ખેંચવાની છે; તેથી ચિત્તને તે કઠણ છે. ને સાથે સાથે મહેનત, ઉજાગરા, વિષમ આહાર, વ્યસન, ઉન્માદ કરે તેવાં ખાનપાન હોય તો અભ્યાસીને ભયંકર રોગ થવા સંભવ છે. ચિત્ત ભ્રમ થવા સંભવ છે. માટે જે રીતે ચિત્ત શાંત, નિર્વિક્ષેપ, ક્લેશ વિનાનું રહે તે રીતે તે જીવનનો કાર્યક્રમ ગોઠવવો. ચિત્ત પ્રાણ ને વાસના ભેગું બનેલું છે. ચિત્તનો નિગ્રહ બળવાને કરો તે રીતે કરતાં જેમ જેમ ચિત્ત

નિર્વિચાર અવસ્થામાં રૂઢ થતું જાય છે તેમ તેમ પ્રાણની ગતિ મંદ થતી જાય છે. આ અભ્યાસ કરતાં પ્રાણ થાકેલ ન હોવો જોઇએ અતિશય શારીરિક શ્રમથી, ચિંતાથી, કલેશથી, વિષયભોગથી, ભારે ખોરાક ખાવાથી, દોડવાથી ને બીજી જે કોઇ ક્રિયા જેમાં શ્વાસોશ્વાસ બહુ ચાલે છે તે કરવાથી પ્રાણશ્રમ ને તેથી પ્રાણક્ષય વિશેષ થાય છે. એવો પુરૂષ એ બધું સેવતાં આ અભ્યાસમાં હઠ કરે તો જરૂર તેને નુકશાન થાય. માટે શાંતિથી, ધીમે ધીમે, આહાર વિહારની પરેજી પાળી બહુ સંભાળ પૂર્વક અભ્યાસ કરવો. મૈથુન, ભારે આહાર, ચિંતા, ને શારીરિક શ્રમ એ ચાર તો અવશ્ય આ અભ્યાસીએ ત્યજવાં. તેમજ ભોગ માત્રની કામના ત્યજવી.

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥

અધ્યાય ૬ શ્લોક ૧૮

શબ્દાર્થઃ—જ્યારે નિગૃહિત થએલું ચિત્ત આત્મામાં જ સ્થિતિ કરે ને સર્વ કામનાઓથી નિઃસ્પૃહ થાય ત્યારે તે યોગ યુક્ત કહેવાય છે.

વિવેચનઃ—જેનું ચિત્ત તેના વશ વરતી આત્મામાં સ્થિત થતું નથી તે યુક્ત નથી, તે જ્ઞાની નથી. ચિત્તનાં આલંબન બે છે; એક જગત ને બીજું આત્મા. જો ચિત્તને જગતમાં રસ છે તો તે આત્મા તરફ ઢળતું નથી, આત્મામાં સ્થિર થતું નથી. ને જે ચિત્તને આત્મામાં રસ છે તે જગતમાં પ્રીતિ ધરાવતું નથી. ઘણાં મૂર્ખ મનુષ્યો પોતે જ્ઞાની હોવાનો ને સમાધિના અભ્યાસનો—અનુભવનો દંભ કરે છે ને જગતના, જીભના, ને વિષય ભોગના દુષ્ટ વાસનાવાળા હોય છે, દુરાચાર સુદ્ધાં આચરે છે; છતાં કહે છે અમે તો

સદા મુક્ત છીએ, અમને કશું વળગતું નથી. એવા મિથ્યા દંભી છે, પાખંડી છે, વાસનાવાળા છે, નરકના અધિકારી છે. જેમ સાચી કેરીને પ્રાપ્ત થએલો મનુષ્ય લાકડાની મિથ્યા કેરીને રસાસ્વાદ માટે ન જ ઇચ્છે તેમ પરમસુખનું ધામ આત્માને પ્રાપ્ત થયા પછી જગતના તુચ્છ પાંચ વિષયોને ચિત્ત ન જ ઇચ્છે. ઇચ્છે તો જાણવું કે તે ભોગનો કીડો છે, આત્માનંદનો અનુભવી નથી, જ્ઞાની નથી, સમાધિસ્થ નથી જ.

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।

योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥

અધ્યાય ૬ શ્લોક ૧૯

શબ્દાર્થઃ—જેમ વાયુ રહિત સ્થાનમા દિવો હાલતો નથી, તે ઉપમા યોગ અભ્યાસ કરનાર ને વશ ચિત્ત રાખનાર યોગીના આત્માને અપાયેલ છે.

વિવેચનઃ-દિવાની જ્યોત વાયુથી ડગમગે છે. ચિત્ત સંકલ્પથી ડગમગે છે. વાયુ વિનાના સ્થાનમાં દિવાની જ્યોત સ્થિર ઝળઝળાટ પ્રકાશ કરે છે, તેમ સંકલ્પ વિકલ્પ રહિત ચિત્ત સીધું આત્મા તરફ ગતિ કરે છે. વાયુ વિનાના સ્થાનમાં સામાન્ય વાયુ તો હોય છે, વાયુના ઝપાટા નથી હોતા. સામાન્ય વાયુ ન હોય તો દીપક બળે જ નહિં. સામાન્ય વાયુ તો દીપકને બળવામાં સહાય રૂપ છે, તે વાયુ દીવાની જ્યોતને ડગમગાવતી નથી, પણ સુંદર પ્રકાશમાન કરે છે. તેમ ચિત્તને જગતના સંકલ્પ વિકલ્પો વિનાનું કરી પરમાત્મ પ્રાપ્તિના સામાન્ય એક સીધા વિચારમાં લીન કરવાથી તે સત્વર આત્મ પ્રાપ્તિ કરે છે વશ કરેલ ચિત્તવાળા યોગીના ચિત્તની વાયુ વિનાના સ્થાનના દીવાની સરખામણી બહુ સુંદર છે

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥

सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिंस्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥

અધ્યાય ૬ શ્લોક ૨૦-૨૧-૨૨-૨૩

શબ્દાર્થ:-જ્યાં યોગ સેવનથી નિરૂદ્ધ ચિત્ત ઉપરામ પામે છે, ને જ્યાં આત્માને આત્મા વડે જોતો આત્મામા સંતુષ્ટ રહે છે, (૨૦) જ્યાં ઇંદ્રિયોથી પર બુદ્ધિથી ગ્રહણ થાય તેવું જે અત્યંત સુખ તેને અનુભવે છે ને જ્યાં સ્થિર થયેલો તત્વથી ચલિત થતો નથી, (૨૧) જેને મેળવીને તેનાથી બીજો અધિક લાભ માનતો નથી ને જેમાં સ્થિર થયેલો મોટા દુઃખથી પણ ચલાયમાન થતો નથી, (૨૨) એવા તેને દુઃખના સ્પર્શનો વિયોગ એ 'યોગ' જાણવો. તે યોગ નિશ્ચયપુર્વક કંટાળા વિનાના ચિત્તથી અભ્યાસ કરવા યોગ્ય છે.

વિવેચનઃ-બ્રહ્માંડ માત્રમાં બે પદાર્થ છે. એક જડ બીજું ચેતન. ચેતન પરમ આનંદ સ્વરૂપ છે. જડ વિકારી વિનાશી હોવાથી દુઃખરૂપ છે. ચિતને જગત તરફથી ખેંચી પરમાત્મ ચેતન સ્વરૂપમાં આ યોગના અભ્યાસથી જોડવાથી ચિત્ત તે પરમાત્મ પ્રાપ્તિ કરતાં બીજું કંઇ વિશેષ મેળવવા યોગ્ય સમજે જ નહિં. પરમાત્મ સ્વરૂપમાં દુઃખ માત્રનો અભાવ

રજોગુણ શાંત થયેલ છે તેવા બ્રહ્મભૂત ને પાપ રહિત યોગીને ઉત્તમ સુખ આવી મળે છે.

વિવેચનઃ—ભગવાનના દરેક શબ્દો પ્રયોજનથી યોજાએલા ને વિચાર કરવા યોગ્ય છે. પરમ સુખ કેવા યોગીને પ્રાપ્ત થાય છે, તો કહે છે જેનું મન શાંતિ પામ્યું હોય, જે પાપ માત્રથી રહિત થયો હોય, જેનો રજો ને તમોગુણ શાંત થઇ કેવળ સત્વગુણ પ્રધાન હોય, ને જેને નિશ્ચય થયો હોય કે સત્ ચિત્ આનંદ સ્વરૂપ જે અખંડ ચેતન આત્મા તે જ હું, જે બ્રહ્મ તે જ હું; આવું નક્કી થયું હોય તેને જ પરમાનંદ—પરમસુખની પ્રાપ્તિ છે. આ ચાર જેને ન પ્રાપ્ત હોય તે તે પરમસુખનો ભાગી ન જ થઇ શકે.

युञ्जन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥

અધ્યાય ૬ શ્લોક ૨૮

શબ્દાર્થઃ—આ પ્રમાણે સદા આત્માને યોગાભ્યાસમાં જોડતો યોગી પાપ માત્રથી નિવૃત્ત થઇ સુખથી બ્રહ્મ સંસ્પર્શ અત્યંત સુખ ભોગવે છે.

વિવેચનઃ—આત્માને એટલે મનને યોગાભ્યાસમાં જોડવું. આત્માનો અર્થ મન, શરીર, ને ચેતન સાક્ષી એમ ત્રણ અર્થ થાય છે, જ્યાં જે ઘટે ત્યાં તે ગ્રહણ કરવો.

હવે પરમાત્મા જેને યોગ સિદ્ધ થયો છે તેનાં લક્ષણ કહે છે. ચિત્તને જ કર્તાપણું છે, ચિત્તને જ ભોક્તાપણું છે. આત્મા કલ્પવૃક્ષ છે, તેની સમીપ જઇ ચિત્ત જે જે સંકલ્પ કરે છે તે તે પામે છે. આ ભગવાને જે યોગ કહ્યો છે તે ચિત્તને આત્મા સમીપ લઇ જવાનો કહ્યો છે. ચિત્ત અનેક સંકલ્પો કરે છે તો તેથી તેની ચકિત દશાઇ જવાથી વસ્તુ

સિદ્ધ જલદી કરી શકતું નથી; તેથી સંકલ્પ માત્રને છોડી નિર્વિચાર કરવાના અભ્યાસથી ચિત્તની શક્તિ વધે છે. આ શક્તિથી ચિત્ત જો ભોગ ઇચ્છે તો તેમાં પણ તે સફળ નીવડે છે. જગતના પદાર્થની કામનાવાળાને પણ આ ચિત્ત નિગ્રહ યોગ સાધવા જેવો છે. અનેક પ્રકારની વિદ્યા ચિત્ત નિગ્રહમાંથી જ ઉદ્ભવે છે. વરદાન, શ્રાપ, મેસ્મેરીઝમ, વશીકરણ, મંત્ર સર્વે વિદ્યા આ નિગૃહિત ચિત્તને એક માર્ગમાં યોજવાની વિદ્યાના ફળ છે. નવી નવી શોધો પણ નિગૃહિત ચિત્તથી જ બને છે. આ બધાં સંસાર સબંધી સુખ જે વાસ્તવિક દુઃખસ્વરૂપ છે, જન્મ મરણ દેવાવાળા છે તેને ન ઇચ્છતાં જે કૈવલ્યપદને ઇચ્છતો, ચિત્ત નિગ્રહને વધાવ્યે રાખી જેનું ચિત્ત આત્મામાં સ્થિર થાય છે તેના લક્ષણ ભગવાન કહે છે.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥

અધ્યાય ૬ શ્લોક ૨૯

શબ્દાર્થઃ-સર્વત્ર સમદર્શી યોગ યુક્ત થએલ આત્મા સર્વ પ્રાણીને આત્મામાં ને સર્વ પ્રાણીમાં રહેલ આત્માને જુવે છે.

વિવેચન -યોગાભ્યાસથી ચિત્ત સંકલ્પ રહિત થતાં વાસના ભોગેચ્છા માત્રથી રહિત શુદ્ધ થાય છે. તેથી જે સત્ય વસ્તુ છે તે તેને સમજાય છે. પ્રાણીમાત્રના શરીરમાં શરીર, ઇંદ્રિયો, ને અંતઃકરણ જડ, વિકારી ને વિનાશી છે. ને તે સૌનો આધાર ચેતન આત્મા છે; તેવું જ પોતાના શરીર વિષે, એટલે પ્રાણીમાત્રના હૃદયમાં રહેલ ચેતન આત્મા તે અનુભવે છે. ને તેમ અનુભવતાં જેમ વિધ વિધ ઘડામાં રહેલ આકાશ જુદું જણાતાં છતાં એક અખંડ આકાશ છે તેમ વિધ વિધ શરી-

રમાં પૃથક જેવા જણાતા ચેતન દેવ એક અખંડ તેને સમજાય છે. ને તે ચેતન સત ચિત્ આનંદ સ્વરૂપ હું છું એવું તે સમજે છે. જેમ સાગરમાં વિધ વિધ તરંગ ઉપજે છે, રહે છે ને શમે છે તેમ એક અખંડ ચેતન સાગરમાં શરીર રૂપી અનેક તરંગ ઉઠે છે, રહે છે ને શમે છે. આ સ્થિતિ જ્યાં સુધી ન અનુભવાય ત્યાં સુધી યોગાભ્યાસીએ મંડ્યા રહેવાનું છે.

यों मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

અધ્યાય ૬ શ્લોક ૩૦.

શબ્દાર્થ:—જે મને સર્વત્ર દેખે છે ને સર્વ મારામાં દેખે છે તેથી હું દૂર થતો નથી, ને તે મારાથી દૂર થતો નથી.

વિવેચન:—અહીં મારામાં શબ્દ છે, તેનો અર્થ પરમાત્મામાં સમજવું. શ્રીકૃષ્ણના ચતુર્ભુજ શરીરમાં નહીં. ચતુર્ભુજ શરીર તો નાશવંત છે, પણ તે શરીર ભીતર જે ચેતન પરમાત્મા રહ્યા છે તે હું છું એવો પરમાત્મા ભાવ ધરી શ્રીકૃષ્ણ આ બોલી રહ્યા છે. કીડીથી બ્રહ્મા સુધી સર્વના હૃદયમાં સત્ ચિત્ આનંદ સ્વરૂપ પરમાત્મા ચેતન દેવ છે, ને તે જ સૌના આત્મા છે.

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थित ः
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥

અધ્યાય ૬ શ્લોક ૩૧

શબ્દાર્થ:—સર્વ પ્રાણીમાં રહેલા મને જે એકત્વ ભાવથી ભજે છે તે યોગી સર્વથા (વ્યવહારમાં) વર્તતો છતાં મારામાં જ વર્તે છે.

વિવેચનઃ—શરીર સૌનાં પાંચ ભૂતનાં ને નાશવંત છે. તેમાં રહેલ ચેતન જ સૌનો આત્મા છે; આટલું મુમુક્ષુ સહેજે સમજે છે. પછી એ ચેતન ને બીજા શરીરમાં રહેલું બીજું ચેતન ને બ્રહ્માંડમા વ્યાપક ચેતન એ બધાં અખંડ એક જ છે તે શા રીતે સમજાય? પ્રથક પ્રથક શરીરના ચેતન પ્રથક પ્રથક છે તે શાથી? ચેતન ચેતન વચ્ચે આંતરો જડ છે કે ચેતન? બે ચેતનને જડ શરીર જુદું ન જ પાડી શકે. ચેતન સત્, અવિકારી, અવિનાશી, નિત્ય, પરમાત્મ રૂપ છે. જડ તેથી વિરૂદ્ધ છે, જડ ચેતન આધારે છે. તેથી બે ચેતન જડથી જુદાં ન જ હોઇ શકે ચેતન જડથી જુદું પડે તો ચેતન પરિમીત, વિકારી ને વિનાશી થાય. તેમ નથી, માટે ચેતન એક અખંડ, એક રસ રૂપ છે. બે ચેતનને ત્રીજું ચેતન જુદું ન પાડી શકે. જેમ બે પાણીને છૂટાં પાડવા ત્રીજા પાણીની પાળ ન જ રહે. એક રૂપ હોવાથી એક રૂપ જ થાય; માટે ચેતન અખંડ એક રસ સર્વત્ર વ્યાપક છે. આ શ્રેષ્ટ દૃષ્ટિ કહી છે, આ સ્થિતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી યોગાભ્યાસીએ મંડ્યા રહેવું.

જ્ઞાનયોગથી પણ આ સ્થિતિ જ આવી જોઇએ, ભક્તિ-યોગથી પણ આ સ્થિતિ જ આવી જોઇએ, ને આ ચિત્ત નિગ્રહ યોગથી પણ આ સ્થિતિ આવવી જોઇએ.

હવે છેલ્લી વાત ભગવાન કહે છે.

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

અધ્યાય ૬ શ્લોક ૩૨

શબ્દાર્થઃ— હે અર્જુન! જે યોગી સુખ અગર દુઃખ પોતાની પેઠે બીજાને થતા હશે એ દૃષ્ટિથી સર્વત્ર એક સરખું જુવે છે તે પરમ યોગી છે.

માર્ગમાં સ્થિર થએલ નથી ને વિમૂઢ છે, તેવો છિન્ન ભિન્ન થએલ વાદળની પેઠે ઉભય ભ્રષ્ટ નાશ તો નથી પામતો ?

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥

અધ્યાય ૬ શ્લોક ૩૯

શબ્દાર્થઃ—આ મારો સંશય હે શ્રીકૃષ્ણ પુરેપુરો છેદવાને તમે જ યોગ્ય છો. તમારા વિના આ સંશયને દૂર કરનાર કોઇ નથી.

શ્રી ભગવાન કહે છે.

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति ॥

અધ્યાય ૬ શ્લોક ૪૦

શબ્દાર્થઃ—હે પાર્થ ! આ લોકમાં તેમજ પરલોકમાં તેનો વિનાશ થતો નથી. કારણ કે કલ્યાણ કરનાર કોઇની પણ હે બાપુ કદી દુર્ગતિ થતી નથી.

વિવેચનઃ—કોઇ પણ ક્રિયા ફળહીન નથી. સાધક ઇચ્છે અગર ન ઇચ્છે પણ ફળ તો તેનું મળે છે. જેવું ભગવાને ચિત્તયોગ સાધનના ફળ વિષે કહ્યું છે તેવું જ બીજાં સાધનના ફળમાં સમજી લેવું. જ્યાં જ્યાં ગીતામાં કર્મફળ ત્યાગ કરવા કહ્યું છે ત્યાં ત્યાં કર્મફળ ત્યાગ એટલે કર્મનું ફળ આ લોક કે પરલોકના સાંસારીક ભોગ ત્યાગ એમ સમજવું. ભક્તિ, યોગ કે જે કંઇ અન્ય સાધનનું સાંસારીક ફળ સાધક કલ્પનો નથી તેનું ફળ મોક્ષ છે જ. કર્મનું ફળ જો ઇચ્છે તો અલ્પ સાંસારીક ફળ મળે, ન ઇચ્છે તો શ્રેષ્ટ ફળ ચિત્ત શુદ્ધિ, તેથી જ્ઞાન ને તેથી મોક્ષ સૌથી શ્રેષ્ટ ફળ

મળે. સાધનનું છેવટ ફળ, મોક્ષ એક જન્મમાં ન મળે તો તેનો નાશ થતો નથી તે કહ્યું.

હવે શું થાય છે તે કહે છે.

प्राप्य पुण्यकृताल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥

અધ્યાય ૬ શ્લોક ૪૧

શબ્દાર્થઃ—પુણ્ય કૃત લોકને પ્રાપ્ત કરી ત્યાં ઘણો સમય રહી તે યોગભ્રષ્ટ પવિત્ર શ્રીમંતને ઘેર જન્મ ધરે છે.

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥

અધ્યાય ૬ શ્લોક ૪૨

શબ્દાર્થઃ—અથવા બુદ્ધિમાન યોગીઓના કુળને વિષે જન્મ ધરે છે. આ લોકમાં આવો જન્મ મળવો વિશેષ દુર્લભ છે.

વિવેચનઃ—યોગીના કુળમાં જન્મ એ વાકય ઉપરથી સમજવું કે ગૃહસ્થી હોવા છતાં યોગી હોઇ શકાય છે. યોગ વિગેરે સંસારમાં રહી નથી જ થતાં, મુક્તિ કાજે સંસાર ત્યાગ જ જરૂરી છે એવું નથી જ. આ બન્ને શ્લોકથી બે પ્રકારના જન્મ કહ્યા. યોગ માર્ગના અભ્યાસીને વિશેષ કચાશ હોય, ભોગેચ્છા ત્યાગના અભ્યાસમાં તેની મંદ ગતિ હોય તો પવિત્ર શ્રીમંતને ઘેર જન્મે; જ્યાં ભોગ ભોગવી સાથે યોગ સાધી પોતાનો માર્ગ તે કાપી શકે. ને જેનું થોડું સાધન અધુરૂં હોય તે તો યોગીના જ કુળમાં જન્મે છે, જ્યાં તે પોતાનો માર્ગ સરળતાથી કાપી શકે છે.

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनन्दन ॥

અધ્યાય ૬ શ્લોક ૪૩.

શબ્દાર્થ:-ત્યાં (જન્મીને) પૂર્વ દેહનો બુદ્ધિનો સંસ્કાર તે પામે છે. તેથી તે મોક્ષ માટે હે કુરુનંદન વિશેષ પ્રયત્ન કરે છે.

વિવેચનઃ-જીવ એક શરીર ત્યજી બીજા શરીરમાં જાય છે ત્યારે તે સુક્ષ્મ શરીર સહિત જાય છે. અંતઃકરણુ એ જીવનું ઘર છે આ જન્મના પ્રયત્નથી અંતઃકરણની જે વૃત્તિઓ કેળવાયેલી હોય તે વૃત્તિઓ આગલા જન્મમા કામ કરે છે. આ જન્મમાં મેળવેલી લક્ષ્મી, સંપત, શરીર શકિત, એ સૌ અહીં રહે છે, પણુ સારાં અથવા ખોટાં કર્મથી પડેલા અંતઃકરણમાં સંસ્કાર જીવ સાથે જાય છે. તેથી મુમુક્ષુએ કટીબદ્ધ થઇ લોકહિતનાં કાર્ય, ઇશ્વર ભક્તિ, ચિત્ત નિરોધનો અભ્યાસ, સત્સંગ, આત્મ વિચાર ને જ્ઞાન પ્રાપ્તિનો પ્રયત્ન સતત કરવો. જીવની સાચી સંપત્ આ જ છે. આખા બ્રહ્માંડની ચર ને અચર સંપત્ એકઠી કરે તે કરતાં પણુ મુકિત વિશેષ છે. તે સાધવા જગતનાં સ્થુળ સાધનના ભોગે પણુ જીવે યત્ન કરવાની જરૂર છે.

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥

અધ્યાય ૬ શ્લોક ૪૪

શબ્દાર્થ:-પૂર્વના તે જ અભ્યાસથી તે અવસ્ય હોય તેમ ખેંચાય છે. યોગનો જીજ્ઞાસુ શબ્દબ્રહ્મ એટલે વેદને ઓળંગી જાય છે.

વિવેચનઃ—મન સ્વભાવથી ચંચળ છે. તેને એક જપ કે વિચાર, કે ક્રિયામાં લગાડો તો તેથી બીજું જ તે ચિંતવે છે. પણ સાથે સાથે તેનામાં એક મોટો ગુણ છે કે જો તેને અભ્યાસથી આગ્રહપુર્વક અમુકમાં જોડ્યું હોય તો પાછું તે મય પણ તે થઇ જાય છે. જેમ ચા પીવાનો વ્યસનવાળો અમુક કલાકે ચા ઝંખે છે તે અભ્યાસનું ફળ છે તેમ ચિત્તની વૃત્તિઓને રોકી તેને બ્રહ્માકાર કરવાનો અભ્યાસ જ્યારે દૃઢ થાય ત્યારે તે પણ ચિત્ત છોડતું નથી. ચિત્તને સારૂં કે નરસું જે અભ્યાસથી વળગે છે તે ન જ છોડવું એ તેનો સ્વભાવ છે. તેથી પૂર્વ જન્મના નિગ્રહનું અભ્યાસી ચિત્ત જેમ વ્યસની ગમે ત્યાં જાય તો પણ અવશ થઇ વ્યસન ઝંખે, જેમ વિષયી વિષય ઝંખે, તેમ પોતાના અભ્યાસને આગળ વધારવા ઇચ્છે છે ને મથે છે. વેદમાં જેટલી ક્રિયા બતાવી છે, અગર જગતના કોઇ પણ શાસ્ત્રમાં જે જે ક્રિયાઓ જીવ હિતાર્થે બતાવી છે તે સૌ ચિત્તના નિગ્રહ માટે છે. **શરીર, વાણી ને મન એ ત્રણેયનો યોગ્ય અભ્યાસથી નિગ્રહ ન કર્યો હોય તો તે જેમ તેમ/વરતે છે,** ને તેનું ફળ દુઃખ ને વિનાશ જ હોય છે. શરીર, વાણી, ને મન ત્રણેયમાં મુખ્ય તો મન જ છે. તેથી મનની વૃત્તિઓને રોકી આત્મામાં વાળવા રૂપી યોગનો જે જીજ્ઞાસુ થયો છે, જેની તે અભ્યાસમાં અત્યંત અભિરૂચી થઇ છે; તે પુરૂષ તે જ ક્રિયામાં મંડ્યો રહે ને બીજી વેદ કે શાસ્ત્રમાં બતાવેલી ક્રિયા ન કરે તો પણ વાંધો નથી એટલું જ નહીં પણ બીજી ક્રિયા તેનાથી થતી પણ નથીઃ દાખલા તરીકે બ્રાહ્મણે પ્રાતઃસંધ્યા, તર્પણ, વૈશ્વદેવ, દેવાર્ચન વિગેરે નિત્ય કરવાં. હવે ચિત્ત નિગ્રહમાં અભ્યાસમાં જેનું મન લાગેલું છે, ને જે તેનું અભ્યાસી છે તે ઉપરની ક્રિયા

કરવામાં આસક્ત નથી, બધાં શુભ કર્મ, નિત્ય કર્મ, ચિત્તને આત્મામાં યોજવાના યોગમાં શમાઇ જાય છે. તેથી તે ક્રિયાઓ તે નથી કરતો ને કોઇ વાર કરે પણ તેમાં આસકિત વિના.

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥

અધ્યાય ૬ શ્લોક ૪૫

શબ્દાર્થ:—અનેક જન્મથી સંસિદ્ધ પ્રયત્નથી યત્ન કરતો, પાપથી શુદ્ધ થએલો યોગી પરમ ગતિને પામે છે.

વિવેચનઃ—પ્રત્યેક પ્રાણી જે અત્યારે છે તે પૂર્વે બીજા જન્મો લઇ આવેલ છે, ત્યાં અભ્યાસ પણ કરેલ હોય છે તેથી યોગીને અનેક જન્મથી સિદ્ધ થએલો કહેલ છે. ૨૫–૩૦ રૂપીઆની નોકરી મેળવવા બાળક પાંચ વર્ષની ઉંમરથી માંડી ૧૮–૨૦ વર્ષ સુધી સતત વિદ્યાભ્યાસ કરે છે. ઓછામાં ઓછા ૧૨–૧૫ વર્ષ અભ્યાસ કરે છે; ને નિશાળના ને ઘેર વાંચવાના કલાક ગણતાં રોજના ૭–૮ કલાક તે અભ્યાસ કરે છે; ત્યારે તેને આ જીવનમાં આજીવીકા માટે ઠીક ઠીક સાધન મળે છે, તો જે અભ્યાસથી અનેક જન્મના દુઃખનો અંત આવે, જે અભ્યાસનું ફળ મોટા મોટા દેવતાઓના સુખ ને ઐશ્વર્ય કરતાં અનેક ગણું છે, તે માટે અલ્પ પ્રયત્ન કરતાં તુરત ફળની ખોટી આશા ન જ રાખીએ. ધીરજથી, શ્રદ્ધાથી, આગ્રહપુર્વક મંડયા રહેવું. ક્રિયા નિષ્ફળ જવાની નથી જ. તેમાં પણ આ ચિત્ત નિગ્રહ યોગનો જે અભ્યાસ છે તેનું છેવટ ફળ મોક્ષ તો પૂર્ણ થયે મળે પણ જે તુરત ફળ ચિત્તની શાંતિ, સુખ, આનંદ, ઇંદ્રિયોના ભોગમાંથી વૃત્તિઓનું મોળું પડવું, ક્રોધ ને ચિંતાનું મોળાપણું વિગેરે

તો તુરત અનુભવમાં આવે છે. રોજ ૦ા કલાક ૦ાા કલાક એમ ધીરે ધીરે સમય વધારતાં અભ્યાસ કરતા રહેવું. આ અભ્યાસનું ફળ શીઘ્ર ને અત્રે જ અનુભવાય છે. તેથી ભગવાન તેની પ્રશંસા કરે છે.

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥

અધ્યાય ૬ શ્લોક ૪૬

શબ્દાર્થઃ—તપસ્વીથી યોગી અધિક છે, જ્ઞાનીથી પણ યોગી અધિક છે, કર્મીથી પણ યોગી અધિક છે તેથી હે અર્જુન! તું યોગી થા.

વિવેચનઃ—આ શ્લોકને કેટલાક રૂચી ઉપજાવવા કહેલ રોચક શ્લોક માને છે પણ તેમ નથી. ભગવાને ગીતામાં જે જે શ્લોકો કહ્યા છે, તે સત્ય ને અનુભવથી ભરપુર સમયસર કહેલા છે. એક એક શ્લોકમાં બહુ રહસ્ય સમજાય છે, ભગવદ્ વાણી ઉપર મુગ્ધ થવાય છે પણ સમજાય છે તેટલું નથી કહેવાતું, નથી લખાતું. તપસ્વી હોય, જ્ઞાની હોય, કે કર્મ કરનાર હોય સૌને ચિત્ત તો ખરું જ ને? અવશ ચિત્તવાળા એ ત્રણેયને સાધન સાધતાં ચિત્ત જ પછાડે ને? વિશ્વામિત્રે સાઠ હજાર વર્ષનું તપ મેનકામાં હોમ્યું તે પણ ચિત્તથી ને? ને તપ, જ્ઞાન કે કર્મ તેનું ફળ પણ ચિત્તને અચિત્ત કરવા માટે જ ને? આત્મા તો મુક્ત નિત્ય છે જ, શરીર તો વિનાશી છે જ, ત્યારે તમામ શાસ્ત્રની શુભ ક્રિયાનું ફળ સકામ ન હોય તો ચિત્તનો નિગ્રહ ને તે દ્વારા મોક્ષ જ છે ને? બીજી ક્રિયાનું ફળ જ્યારે ચિત્ત નિગ્રહ છે ત્યારે આ તો સીધી જ ચિત્ત નિગ્રહની ક્રિયા છે તેથી તે સૌ કરતાં શ્રેષ્ઠ છે.

મનને નિઃસંકલ્પ કરવું સહેજ સહેજ બનતું નથી. ભગવાને બતાવ્યું તેમ આસને બેઠા એટલે મનના ઉપર ચોકી કરવી, તે જે વિચાર ઉભો કરે તે દબાવવો. પણ તેથી મન હઠશે નહીં; તેથી મનને એક આલંબન આપવું.. મનને ધ્યાનમાં લગાડવું, ચિંતવન સાંપવું. જેને સાકાર મૂર્તિનું ધ્યાન ઇષ્ટ હોય તે ભલે તે કરે, પણ જેની ખાત્રી થઇ છે કે પરમાત્મા સાકાર નથી જ તે તો સૌના અંતઃકરણમાં વિરાજીત ચેતન દેવ નિર્વિકાર છે, ને જે ચેતન દેવ છે તે હું જ છું, આ જેને વસે તેણે મનને આ ચિંતવન સાંપવું. જ્યાં સુધી મન નિઃસંકલ્પ બેસી રહે ત્યાં સુધી બેસવા દેવું, ને કંઇક વિચાર ઉભો કરે એટલે તેને "હું નિત્ય છું, મુક્ત છું, સચ્ચિદાનંદ સ્વરૂપ છું" એ ભાવના તેને મનમાં બોલાવવી. આ અભ્યાસ બહુ સુંદર છે ને ચિત્ત નિગ્રહ કરી જે સ્વસ્વરૂપનું જ્ઞાન મેળવવાનું છે તે જ વાત આ અભ્યાસમાં છે તેથી અભ્યાસને બળ દેનાર છે.

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥

અધ્યાય ૬ શ્લોક ૪૭

શબ્દાર્થઃ—સર્વે યોગીઓમાં પણ મારામાં જ અંતરાત્મા અર્પી શ્રદ્ધાવાન થઇ જે મને ભજે છે તેને શ્રેષ્ઠ યોગી હું માનું છું.

વિવેચનઃ—ચિત્ત નિગ્રહ જેનો સારી રીતે થાય છે તેને આ લોકના, પરલોકના ભોગો સુલભ થતા જાય છે. કહેવાય છે કે આ શરીર છતાં પણ તેને સ્વર્ગના વૈભવો દેખાય છે. આ લોકથી માંડી કોઇ પણ લોકના ભોગ ઐશ્વર્યને તે ઇચ્છે તો તો જરૂર જન્મ મરણના ફેરામાં પડે. ભોગ દેહ

ધર્યા સિવાય ભોગવાતો નથી; તેથી ભોગેચ્છા એટલે દેહ ધારણ ને જન્મ મરણના દુઃખ. તેથી ભગવાન કહે છે ચિત્ત નિગૃહિત થયા પછી હું પરમાત્મા તેમાં જ ચિત્ત રહે, ચિત્ત પરમાત્માને જ ઝંખે તે જ ઉત્તમ યોગી છે. ચિત્ત જેને ઝંખે તેને પામે. ભોગને ઝંખે ભોગ પામે. પરમાત્મા ઝંખે પરમપદ પામે. જીવરૂપ થયા સિવાય, દેહ ધર્યા સિવાય ભોગ ભોગવી શકાતા નથી જ. આખા બ્રહ્માંડમાં કીડીથી માંડી વિષ્ણુ ભગવાન સુધીનાં શરીર પાંચ ભુતનાં જ છે. છઠ્ઠું ભુત કોઇનામાં નથી. કોઇનાં શરીર અમર નથી, સૌનાં શરીર વિકારી ને વિનાશી છે. કોઇના શરીરના કે કોઇ લોકના ભોગ વિકારી કે વિનાશી નથી એમ નથી જ, સૌ નાશવંત છે. તેથી કોઇ પણ ભોગ, ઇચ્છે તો બંધન જ છે ને ભોગ ન ઇચ્છે તો પરમપદની પ્રાપ્તિ છે. તેથી જ ભોગ ન ઇચ્છનાર પણ પરમપદ પરમાત્મ સ્વરૂપને જ ઝંખનાર યોગીને સૌથી શ્રેષ્ટ કહ્યો છે.

આ યોગ સરસ છે, ચોવીસે કલાક તે ન બને. તેથી જેટલો વખત ચિત્ત નિગ્રહ યોગ બને તેટલો વખત કરવો. બાકીના સમયમાં પરમાત્માની ભક્તિ, સત્સંગ, આત્મ સ્વરૂપનો વિચાર, પોતાની પ્રકૃતિ અનુસાર પ્રાપ્ત કર્મ ફળેચ્છા રહિત કરવાં. આ યોગ સાધતાં મનને જગતથી વાળવા જગત મિથ્યા છે, દુઃખરૂપ છે, વિકારી ને વિનાશી છે તેનો વિચાર કરવો ને જગતપદાર્થ પ્રાપ્તિનો મોહ છોડી હે મન પરમપદ જે અખંડ સુખનું, પરમાનંદનું ધામ છે તેમાં સ્થિર થા એમ વારંવાર મનને સમજાવવું. જગતના ભોગમાં મન મોહથી ખેંચાય છે. મોહ યથાર્થ વિચાર ન થવાનું ફળ છે. જે જે ભોગમાં મન આસક્ત હોય તેનો યથાર્થ વિચાર, તેનાં લાભ હાનિ તપાસવાં તેથી મન ભોગેચ્છા ત્યજે છે.

ભોગમાં સુખ હોય તો જરૂર આપણે ઇચ્છીએ. પણ વિચારતાં ને અનુભવતાં તેમાં સુખ નથી પણ દુઃખ જ છે; છતાં મન તે છોડતું નથી તેથી જ આ અભ્યાસની જરૂર છે. આ કાળમાં ચિત્તની વિચાર શક્તિ નષ્ટ થઇ છે. ચિત્તની વિચાર શક્તિ, સારાસાર પારખવાની શક્તિ કેળવવાની જરૂર છે. નાટક, સીનેમા, નવલકથા વાર્તાઓ વિગેરે એ જે દુઃખથી ભરપુર ભોગો છે તેને પૂર્ણ સુખરૂપ બતાવ્યા છે, ને તેના સંગથી મન સ્વવિચાર ખોઇ તે બધાં જણાવે છે તેમ માને છે. આપણી વિચાર શક્તિ જ્યારે જાગ્રત થાય છે ત્યારે જ આપણું હિતાહિત શામાં છે તે સમજાય છે. શાસ્ત્ર, ગુરૂ ને સ્વવિચારથી જે એક વસ્તુ નક્કી થાય તે આચરવી ને તેને ન જ છોડવી.

આ યોગ બહુ જ આનંદ આપનાર છે. રાજાઓ રાજ્ય સુખ છોડી વનમાં ગયેલા તે દુઃખી થવા નહી, ભોગ. છોડવાના તે દુઃખ પામવા નહીં. આ યોગ જે ચિત્તને આત્મામાં નિમગ્ન કરાવનાર છે તે એવો યોગ છે કે જેનો સાધક પામે આ લોકનાં નહીં પણ પરલોકનાં અનેક ભોગ સુખ તુચ્છ ને દુઃખથી ભરપુર લાગે. ને આ યોગ અતિશય આનંદ, અતિશય શાંતિ ને પરમ સુખને આપનાર લાગે. મુમુક્ષુએ નિત્ય તેને સેવવો.

હરિઃ ૐ તત્ સત્ પરમાત્મને નમઃ

---

## અધ્યાય ૭ મો.

## જ્ઞાન, વિજ્ઞાન યોગ

ગીતા દોહનના છઠ્ઠા અધ્યાય સુધી આત્માનું સ્વરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માએ સમજાવ્યું. ને તે પ્રકારે જેને સ્વસ્વરૂપનું જ્ઞાન થયું છે તેણે પણ આસક્તિ ને ફળેચ્છા રહિત કર્મ કરવાં તે કહ્યું જેમ ગરમીને થરમોમીટર (ઉષ્ણતા માપક યંત્ર) માપે છે તેમ જ્ઞાન, પ્રાણયોગ, ને ભક્તિ એ ત્રણેયને માપનાર કર્મ છે. ગમે તેવો વાચાળ જ્ઞાની હોય, ગમે તેવો પ્રાણરૂંધનથી અનેક આશ્ચર્યો કરી દેખાડનાર યોગી હોય, ગમે તેવો ભજન કીર્તન કરનાર ભક્ત હોય, પણ જ્યારે તેનાં કર્મ આસક્તિ ને ફળેચ્છા રહિત હોય ત્યારે જ તે શોભે. ત્યારે જ તે સાચો જ્ઞાની, યોગી કે ભક્ત લેખાય. જ્ઞાન, પ્રાણયોગ, ને ભકિત એ સાધન છે. એ સાધન જો ફળેચ્છા રહિત હોય તો તેથી ચિત્ત શુદ્ધી થાય. ને શુદ્ધ ચિત્તવાળાનું કર્મ પણ આસકિત ને ફળેચ્છા રહિત જ હોય. ફળેચ્છા રહિત ને આસકિત રહિત સ્વધર્મ જાણી કર્તવ્ય કર્મ કરાય તો જેમ જ્ઞાન, પ્રાણયોગ ને ભકિતનું ફળ ચિત્ત શુદ્ધિ છે, તેમ તેનું ફળ પણ ચિત્ત શુદ્ધિ છે. આવા નિર્મળ, વાસના મુક્ત ચિત્તમાં સ્વસ્વરૂપ યથાર્થ સમજાય છે. તેથી ચિત્ત શુદ્ધિ સાધવા જ્ઞાન, આસકિત ને ફળેચ્છા રહિત કર્મ, પ્રાણયોગ, ને ભકિત એ ચાર મુખ્ય સાધન થયાં. ને એ ચારેય સાધનના સાધનારે સાધન સાધતાં ને તે પછી પણ કર્મ માત્ર આસકિત ને ફળેચ્છા રહિત શાંત ચિત્તથી વાસના રહિત કરવાનાં. આ પ્રમાણે સાધન સાધતાં ચિત્ત શુદ્ધ થાય ત્યારે જે જ્ઞાન સમજાય તે હવે ભગવાન શ્રીમુખે કહે છેઃ—.

मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥
ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥

અધ્યાય ૭ શ્લોક ૧-૨

શબ્દાર્થ:-હે પાર્થ ! મારામાં મન આસક્ત કરી મારો આશ્રય રાખી યોગ યોજતો, તું જેવી રીતે મને સમગ્ર (રીતે) નિ:સંશય જાણીશ તે સાંભળ.

હું તને સંપૂર્ણ રીતે વિજ્ઞાન સહિત જ્ઞાન કહું છું; જે જાણીને અત્રે બીજું જાણવાનું રહેશે નહિ.

વિવેચનઃ-ચિત્તની વૃત્તિ કાં તો જગતના ભોગ તરફ હોય છે ને તેથી તેના માટે પ્રયત્નશીલ રહે છે, અગર તો પરમાત્મા તરફ હોય છે ને પરમાત્મા માટે પ્રયત્નશીલ હોય છે. જગતના ભોગ તરફથી વૃત્તિ છોડી પરમાત્મા તરફ પ્રયત્નશીલ થવું તેનું નામ યોગ. તે યોગમાં આશ્રય પણ પરમાત્મા જ છે, ને પ્રાપ્તવ્ય પણ પરમાત્મા છે. પ્રાધાન્યતઃ યોગ સાધનારની આસક્તિ પરમાત્મામાં જ હોય, ને જેમ જેમ યોગ સધાતો જાય તેમ તેમ જગત તરફ મંદ ને પ્રભુ પ્રત્યે તીવ્ર થતી જાય. આવા પ્રયત્નમાં રહેનારને જે જ્ઞાન અને અનુભવ થાય છે તે હવે પરમાત્મા શ્રીકૃષ્ણ કહે છે, સાધકને આ માર્ગદર્શક છે.

જગતમાં જ્ઞાન એટલે જાણવાનું બે પ્રકારનું છે, એક જગત સમ્બંધી જ્ઞાન ને બીજું પરમાત્મ સબંધી જ્ઞાન. જગત જ્ઞાનનો તો અંત નથી. મનુષ્ય ગમે તેટલો પ્રયત્ન કરે પણ જગત સબંધી જ્ઞાન તેનું અપૂર્ણ જ રહેવાનું, કારણ કે જગતનો અંત નથી; માયાનો અંત શી રીતે

આવે ? તો તેના જ્ઞાનનો અંત અલ્પ શક્તિ ને અલ્પ આયુષ પ્રાણી શી રીતે લાવે ? ને છતાં એ બધા જ્ઞાનથી લાભ શો ? ભોગની પ્રાપ્તિ, એ તો જન્મ મરણ ને દુઃખ દેવાવાળી છે; તેથી તે ત્યાજ્ય છે. હવે બાકી રહ્યું પરમાત્મા સબંધી જ્ઞાન, તે માટે ભગવાન કહે છે કે જે આ હું તને કહું છું તે જાણ્યા પછી બીજું પારમાર્થિક જાણવાનું બાકી નહીં રહે.

જગત દૃશ્ય છે, તેને જાણવા પ્રત્યક્ષ પ્રમાણો ને સાધનો છે. પરમાત્મા ઇંદ્રિયોથી અગોચર છે તેથી તેને જાણવા ફક્ત ચિત્ત જ સાધન છે. જેમ રંગીત ચશ્માથી પદાર્થ યથાવત્ જણાતો નથી પણ રંગીત જણાય છે તેમ જ્યાં સુધી ચિત્ત વાસનાથી રંગાયલું હોય ત્યાં સુધી પરમાત્મ સ્વરૂપ યથાવત્ સમજાતુ નથી. તેથી ચિત્તને વાસના વિનાનું શુદ્ધ કરવાનું પ્રથમ કહી તેવા શુદ્ધ ચિત્તથી કેવું પરમાત્મ જ્ઞાન થાય છે તે કહે છે. કોઇ કહેશે કે ચિત્ત શુદ્ધ થયા પછી સાધક પોતાની મેળે વિજ્ઞાન સહિત જ્ઞાન જાણે તો શ્રીકૃષ્ણ શું કામ કહે છે ? ચિત્ત શુદ્ધિના પ્રયત્નથી આરંભી સંપૂર્ણ ચિત્ત શુદ્ધિ થતાં સુધીની અવસ્થામાં સાધકને વચમાં અનુભવો થાય છે સાધક જાણે મને થતું આ જ્ઞાન શુદ્ધ ને પૂર્ણ છે, છતાં તે અપૂર્ણ હોય કારણ કે વાસના સંપૂર્ણ નાશ ન થવાથી ચિત્ત અશુદ્ધ હોય

પારમાર્થિક માર્ગમાં વળેલાના પણ અનુભવો ને મંતવ્યો ભિન્ન ભિન્ન હોય છે તેનું કારણ ચિત્તની શુદ્ધિ અશુદ્ધિ છે. વાસનાવાળા ચિત્તનું જ્ઞાન પૌરૂષેય જ્ઞાન કહેવાય છે ને વાસના માત્ર જે ચિત્તની નાશ પામી છે તેથી થતું જ્ઞાન અપૌરૂષેય કહેવાય છે. આવા જ્ઞાનને બીજા પ્રમાણની જરૂર નથી. જેમ તાવવાળાને મિષ્ટ ભોજન પણ ફીકું લાગે છે

ને જેમ જેમ તાવ હટતો જાય તેમ તેમ ભોજનનો સ્વાદ યથાવત્ જણાતો જાય, ને છેવટે જ્યારે તાવ તદ્દન નાબુદ થાય ત્યારે ભોજનનો જેવો સ્વાદ હોય તે જ જણાય; તેમ વાસનાના ઓછા વધતા પ્રમાણમાં જ્ઞાન અનુભવમાં ભેદ રહે છે, ને સંપૂર્ણ વાસના ક્ષય થતાં જે અનુભવ થાય તે તો યથાવત્ હોય છે. દુનિયાના પંથો આને લીધે જ ભેદવાળા છે. છેવટના અનુભવો તો સૌને એક જ હોય છે પણ વચલી કોટીના અનુભવ ભિન્ન ભિન્ન હોય છે ને તેથી જ મતમતાંતર પ્રવર્તે છે. જેમ વેદ, ઉપનિષદ્ ને ગીતા સનાતન ધર્મમાં સ્વતઃ પ્રમાણ મનાય છે કારણ કે તે અત્યંત શુદ્ધ ચિત્તનો અનુભવ છે તેમ બીજા દેશમાં, બીજા ધર્મોમાં પણ તેવાં શાસ્ત્રો હશે જે તેટલાં જ પ્રમાણ રૂપ હશે. સાધકને થતો અનુભવ શુદ્ધ ચિત્તનું ફળ છે કે અશુદ્ધ ચિત્તનું તે જાણવા સાધન જોઇએ, તે સાધન તે આપ્ત પુરુષનો અપૌરૂષેય અનુભવ. તે હવે ભગવાન કહે છે.

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥

અધ્યાય ૭ શ્લોક ૪

શબ્દાર્થઃ—પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ ને અહંકાર એ મારી આઠ પ્રકારની ભિન્ન પ્રકૃતિ છે.

વિવેચનઃ—આપણી આખે જણાતું આપણું શરીર, ને સમગ્ર જગત શું છે, તેમાં હું કોણ છું એ વિગેરે સમજવા માટે જે દૃશ્ય માત્ર છે તે શું છે તે કહે છે.

વિધવિધ જણાતા પદાર્થોમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ ને આકાશ એ પાંચ તત્વો હોય છે. કોઇ પણ જગતનો પદાર્થ આ પાંચ તત્વ સિવાયનો હોતો નથી. આખા બ્રહ્માંડમાં

છઠ્ઠું તત્વ છે જ નહીં. પ્રાણીમાત્રનાં શરીર આ પાંચ તત્વનાં બનેલાં છે, તે ઉપરાંત જીવતા શરીરમાં મન, બુદ્ધિ ને અહંકાર હોય છે. પંચભૂતના આ શરીરમાં મન બુદ્ધિ હોવા છતાં ચેતનના સમિપપણાથી જ્યાં સુધી ચિત્તમાં 'આ હું' એવી અહંવૃત્તિ ઉઠતી નથી ત્યાં સુધી શરીરથી કોઇ ક્રિયા થતી નથી. એ અહંવૃત્તિ એ પ્રકૃતિનું સ્વરૂપ છે, એટલે પ્રકૃતિ આઠ સ્વરૂપની થઇ.

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥

અધ્યાય ૭ શ્લોક ૫

શબ્દાર્થઃ—આ તો અપર (પ્રકૃતિ કહી), એથી બીજી મારી પરા પ્રકૃતિ સમજ જે જીવરૂપ છે, ને જેના વડે હે મહાબાહો આ જગત ધારણ થાય છે.

વિવેચનઃ—પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ, મન, બુદ્ધિ ને અહંકાર એ આઠ હોવા છતાં તે બધાંય સાથે અથવા પ્રથક પ્રથક કશું કરવા સમર્થ નથી; તે જાતે શક્તિ હીન છે, જડ છે. તે બધાં ઉપરાંત જીવ જેને પુરૂષ કહે છે તે હોય તો જ કાર્ય થાય એટલે આખા જગતનું પ્રથક્કરણ કરતાં આઠ અપર પ્રકૃતિ ને નવમી જીવ પ્રકૃતિ એ નવથી જગત બનેલું છે. **હજારો ને લાખો વસ્તુઓ જગતમાં હોય પણ તે બધાંનો સમાવેશ આ નવમાં છે,** તે વાત કહે છે ને એ નવ શામાંથી ઉત્પન્ન થાય છે, શામાં રહે છે, ને શામાં સમાય છે તે કહે છે. આ નવને જ્યારે જગતના તમામ પદાર્થોનાં કારણ કહ્યાં, તો શંકા થાય કે એ નવ જાતે જગત ઉત્પન્ન કરે છે કે કોઇને આધીન રહીને કરે છે? ભગવાને કહ્યું કે મારી પર ને અપર પ્રકૃતિનાં એ નવ સ્વરૂપ.

એનો નિર્ણય એ જ થયો કે આખું જગત જે એ પરમાત્માની પ્રકૃતિના નવ સ્વરૂપ છે તે પરમાત્માની પ્રકૃતિ સ્વરૂપ જ થયું ત્યારે નવને પ્રકૃતિમા સમાવતા પરમાત્મા ને પ્રકૃતિ એમ બે જ અવશેષ રહયા તેમા પ્રકૃતિ જડ, ને પરમાત્મા ચેતન પ્રકૃતિ વિકારી, ને વિનાશી, ને પરમાત્મા અવિકારી ને અવિનાશી ઘણા શાસ્ત્રો અહી સુધી એક મત થાય છે કે આ બધું જગત પ્રકૃતિનો વિકાર છે ને પ્રકૃતિ સ્વરૂપ છે ભેદ મતનો એ છે કે ત્યારે જીવ ને પરમાત્માનો સંબંધ શો? જગત, જીવ ને પરમાત્મા તેમા જીવ ને જગતની સ્થિતિ શી?

આખી ગીતા ને બધા શાસ્ત્રો સમજવા અગર પોતાની જાતે સ્વસ્વરૂપનો નિશ્ચય કરવા એટલું નક્કી કરવુ કે આ જે બધુ જણાય છે તે મૂળ એકમાથી થએલું ને નાશ થયે એકમા સમાવાનું. નિજ હિત સાધવા ઇચ્છનાર મુમુક્ષુએ કોઇ અદ્વૈત દ્વૈત, દ્વૈતાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, કેવલાદ્વૈત, કે બીજા કોઇ વાદવી મતને ન રગવું. બાળકો કોઇ વાર આપસ આપસમા વાદે ચઢે છે, ને પૂછે છે તેનો બાપ કોણ, તેનો બાપ કોણ—છેવટે થાકીને કહે છે કે પરમાત્મા પરમાત્મા એનુ નામ છે કે જેનો આદિ કોઇ નથી વસ્તુમાત્રનું છેવટનુ મૂળ તેનુ નામ પરમાત્મા. વસ્તુમાત્રનો છેવટનો નાશ તેનું નામ પરમાત્મા. એટલે મૂળ જ્યારે આ જગતમાત્ર ન હતુ ને કશું જ બીજુ ન હતું ત્યારે જે હતુ તેનુ નામ પરમાત્મા, ને બધુ જગત નાશ પામતા જે અવશેષ રહેશે તેનુ નામ પરમાત્મા. ત્યારે એ પરમાત્મામાથી આ જગત થયું તો જગતનું શું સ્વરૂપ! તે માટે બે જ વિકલ્પ રહે છે (૧) પરમાત્મામાથી બીજાં કોઇ પણ સાધન આદિમા ન હોવાથી જે આ જગત થયું છે તે પરમાત્માથી ભિન્ન સ્વરૂપ જણાય છે છતાં પરમાત્મ સ્વરૂપ

જ છે; જેમ કે સોનામાંથી આભૂષણ. (૨) પરમાત્માથી આ જગત બાજીગરના ખેલ પેઠે મિથ્યા ઉત્પન્ન થયું છે માટે જગત મિથ્યા છે, ને પરમાત્મા સત્ય છે.

હવે પછી ગીતામાં ભગવાન જે વર્ણન કરશે તે આ બે સિદ્ધાંતથી જ કરશે. જગત પરમાત્મ સ્વરૂપ જ છે તે રૂપે વિભૂતિ યોગ કહે છે ને તેમાં અમુક તે હું, અમુક તે હું એ જે ઉદ્‌ગારો છે તેમાં હું એટલે ચતુર્ભુજ શ્રીકૃષ્ણ નહીં પણ હું એટલે પરમાત્મા, હું એટલે પરબ્રહ્મ, હું એટલે સચ્ચિદાનંદ ચેતન સ્વરૂપ, હું એટલે ઘટઘટમાં વ્યાપક, પ્રાણી માત્રની બહાર ને અંદર વ્યાપી રહેલ શુદ્ધ ચેતન સ્વરૂપ.

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।

अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥

અધ્યાય ૭ શ્લોક ૬

શબ્દાર્થઃ—સર્વ ભૂત એમાંથી જ ઉત્પન્ન થાય છે એમ નક્કી જાણ. આખા જગતનો પ્રભવ તથા પ્રલય હું છું.

વિવેચનઃ—મારી પ્રકૃતિ સ્વરૂપ નવથી જ જગત થાય છે, ને પ્રકૃતિ મારાથી ઉત્પન્ન થાય છે ને મારામાં લય પામે છે એટલે સમગ્ર જગત મારાથી ઉત્પન્ન થાય છે ને મારામાં જ લય થાય છે.

मत्तः परतरं नान्यत्किञ्चिदस्ति धनंजय ।

मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

અધ્યાય ૭ શ્લોક ૭

શબ્દાર્થઃ—હે ધનંજય! મારાથી પર અન્ય કાંઇ નથી. દોરામાં મણિના દાણા પેઠે મારામાં આ સર્વ પરોવાયેલું છે.

વિવેચનઃ—શ્રીકૃષ્ણને હું પરમાત્મા છું એવું આપ

એટલે સિદ્ધાંતમાં એ કહ્યું કે - એક જ પરમ તત્વ અનેક આકારવાળું થાય છે ને મટે છે. બ્રહ્મરૂપી મહાસાગરમાં અનેક આકાર રૂપી તરંગો ઉભા થાય છે ને શમે છે. એટલે **તરંગ જેમ સાગર નથી પણ તરંગનું મૂળ સ્વરૂપ સાગર છે, તેમ વસ્તુમાત્ર બ્રહ્મસ્વરૂપ નથી પણ વસ્તુ-માત્રનું મૂળસ્વરૂપ પરમાત્મા છે.** જેમ સાગર વિના તરંગ નથી તેમ પરમાત્મા વિના કોઇ ચર અચર વસ્તુ નથી. જેમ તરંગ સાગરમાંથી ઉઠે છે, સાગરમાં રહે છે, સાગરમાં શમે છે, તેમ ચર અચર સર્વ જગત પરમાત્માંથી ઉદ્ભવે છે, પરમાત્મામા રહે છે ને પરમાત્મામાં શમે છે.

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥

અધ્યાય ૭ શ્લોક ૮

શબ્દાર્થઃ—હે કૌંતેય ! જળમાં રસ હું છું, ચંદ્ર ને સૂર્યની પ્રભા કહેતાં તેજ હું છું, સર્વ વેદમાં પ્રણવ કહેતાં ૐ હું છું, આકાશમાં શબ્દ હું છું, ને નરમાં પુરૂષત્વ હું છું.

વિવેચનઃ—સર્વનું આદિ કારણ પરમાત્મા છે. તેવી જ રીતે વસ્તુ માત્રનું, પ્રથક રૂપે મૂળ સ્વરૂપ પરમાત્મા છે. જેમ પ્રાણીમાત્ર તેનાં માતા પિતાનાં સંતાન છે ને પરંપરાએ પરમાત્માનાં સંતાન છે, તેમ વસ્તુમાત્રનું સહજ આદ્ય આદિ જે છે તે કહી તે હું છું, એ કહી હું સર્વસ્વરૂપ છું તે કહે છે.

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥

અધ્યાય ૭ શ્લોક ૯

શબ્દાર્થઃ—પૃથ્વીમાં પવિત્ર ગંધ હું છું, અગ્નિમાં તેજ

છુ, સર્વ પ્રાણીઓમા જીવન હુ છુ, તપસ્વીઓમા તપ છુ

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥

અધ્યાય ૭ લોક ૧૦

શબ્દાર્થ —બુદ્ધિમાનની બુદ્ધિ હુ છુ, તેજસ્વીઓનુ તેજ હુ છુ, અને હે પાર્થ ! સર્વ ભૂતોનુ સનાતન બીજ મને જાણ

बलं बलवतां चाहं कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥

અધ્યાય ૭ શ્લોક ૧૧

શબ્દાર્થ —કામના ને રાગ કહેતા આસકિત વિનાનુ બળવાનોનુ બળ હુ છુ, હે અર્જુન ! પ્રાણીઓમા ધર્મથી અવિરૂદ્ધ કામ તે હુ છુ

વિવેચન —આ અધ્યાયના ૪ થા ને ૫ મા શ્લોકથી આખા જગતના જડ, ચેતન સર્વને ને પૃથ્વી, જળ તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અહકાર ને જીવ એમ નવ પ્રકારની પ્રકૃતિના સ્વરૂપનુ પરિણામ કહ્યુ ને તે પ્રકૃતિ મારી એટલે પરમાત્માની છે દેખાતા પૃથ્વી, જળ, તેજ, વાયુ ને આકાશ એ તો તત્વરૂપ નથી તત્વરૂપ એને કહેવાય કે જેમા બીજુ તત્વ ન હોય દેખાતી પૃથ્વીમા તો જળ, વાયુ, તેજ ને આકાશ છે, દેખાતા તમામ પદાર્થ પાચ ભૂતના બનેલા છે તો પછી આ દશ્ય જગતમા પરમાત્મા ક્યા જોવા જાણવા ? સાધકે પરમાત્માની શી રીતે આરાધના કરવી ? દેખીતા જગતના પદાર્થ પ્રાણી તો પરમાત્માના સ્વરૂપથી વિરૂદ્ધ સ્વરૂપ વાળા છે તેથી પરમાત્મા એ જે આ દશ્ય જગતના

મુખ્ય મુખ્ય પદાર્થ છે તેમાં મારી કેવા રૂપે સ્થિતિ છે તે કહી સાધકને ઉપાસનાનો માર્ગ બતાવ્યો.

જેમ પાષાણની મૂર્તિમાં પાષાણ એ દેવ નથી પણ પાષાણમાં જે વ્યાપક ભાવ છે તે દેવ છે, તેમ નવ પ્રકૃતિના વિકાર રૂપ જગતનાં મુખ્ય મુખ્ય સ્વરૂપમાં પોતાનો ભાવ બતાવ્યો.

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥

અધ્યાય ૭ શ્લોક ૧૨

શબ્દાર્થ.-વળી જે જે સાત્વિક, રાજસ, ને તામસ ભાવ કહેતા પદાર્થ છે તે મારાથી છે એમ જાણ. હું તેઓમાં નથી, તેઓ મારામાં છે.

વિવેચનઃ-પ્રથમ તો સમગ્ર જગતને ૯ પ્રકૃતિના વિસ્તાર રૂપ કહ્યા. હાવે કહે છે કે પ્રકૃતિ ત્રણ ગુણમય છે. એટલે જગતના પ્રાણી પદાર્થ ત્રણ ગુણમય છે. સાત્વિક, રાજસ ને તામસ. એ ત્રણ ગુણમય સર્વ પ્રાણી પદાર્થ મારાથી થયેલાં જાણ. જેમ સુવર્ણથી વીંટી છે, તેમાં સુવર્ણ વીંટીમાં રહ્યું નથી. જો વીંટી સુવર્ણથી જુદી હોય તો તો વીંટીમાં સુવર્ણ કહેવાય; જેમ ઘરમાં મનુષ્યની પેઠ, પણ તેમ નથી. વીંટી જેમ સુવર્ણમા છે તેમ ત્રણ ગુણમય જગત પરમાત્મામાં છે. જેમ વીંટીને જોનાર સુવર્ણ જોતો નથી, ને સુવર્ણને જોનાર વીંટી જોતો નથી. તેમ જેમ જેમ જગત પરમાત્મ સ્વરૂપ સમજાય તેમ તેમ જગત દૃષ્ટિ મટે છે. જેમ રાજા ભિખારીનો વેષ લે છે, ને તેને ભિખારી જોનાર રાજા જોતો નથી, ને કોઇ તેમને ભિખારી વેષધારી છતાં રાજા જાણે છે તે રાજા જુવે છે પણ ભિખારી તરીકે જોતો નથી, તેમ

આ સર્વ જગત પરમાત્મ સ્વરૂપ જાણતાં જગત રૂપ જણાતું નથી. જ્યાં સુધી જગતરૂપ જણાય છે ત્યાં સુધી જગત ત્રણ ગુણમય હોવાથી મોહ કરે છે. નાટકમાં પુરૂષ સ્ત્રીનો વેષ લે છે, જે જોનાર તેને સ્ત્રી જાણે છે તેને તે મોહ કરે છે, પણ જે જોનાર તેને મૂળ પુરૂષ રૂપ જાણે છે ને સ્ત્રીનો કૃત્રિમ વેષ ધરેલ જાણે છે તેને સ્ત્રી વિષયનો મોહ થતો નથી, તેમ જે જગતને પરમાત્મ સ્વરૂપ જુવે છે, જાણે છે તેને મોહ થતો નથી ને જગત રૂપે જુવે છે, જાણે છે તેને મોહ થાય છે. તે વાત કહે છે.

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहित नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥

અધ્યાય ૭ શ્લોક ૧૩

શબ્દાર્થઃ—આ સર્વ જગત આ ત્રિગુણમય ભાવથી મોહ પામેલું હોઇ એથી પર અને અવ્યયને જાણતું નથી.

વિવેચનઃ—વેષ ધરનાર પાત્રને વેષ ને આચાર છુપાવે છે તેમ આ ત્રિગુણમય પ્રકૃતિથી પરમ તત્વ છુપાયેલું છે. જેમ વેષ ધરનાર નાટકીના વેષ ને આચારથી તે મૂળ પાત્રના અજ્ઞાનવાળો મોહિત થઈ ભુલાવામાં પડે છે તેમ પરમાત્માની પ્રકૃતિથી જીવ મોહિત થઇ પરમાત્મ સ્વરૂપને જોતો જાણતો નથી.

જ્યારે મૂળ પરમાત્મા એક હતા ને તે કાં તો જગત રૂપ થયા, અગર તેમણે જગત ઇંદ્રજાળ પેઠ કર્યું તો તેમાં અન્ય સાધન ન હોવાથી, શી રીતે કર્યું -તે સંશય થાય. તો ભગવાન કહે છે પરમાત્માએ પોતાની માયા શક્તિથી ઇંદ્રજાળ પેઠ જગત ઉત્પન્ન કર્યું જે જગતથી જીવ મોહિત થાય છે. અગર તો પરમાત્મા પોતાની માયા શક્તિથી

થયો છે ને જ્ઞાની. આમ ચાર થયા; તેમાં પહેલા ત્રણ પરમાત્માને ભજે છે કારણ તેમને ગરજ છે, જ્ઞાની ભજે છે કારણ તેને બીજું ભજવાનું નથી.

પરમાત્માનું શરણું ભોગ તેમજ મોક્ષ બન્ને આપનાર છે. દુઃખીઓ ઇચ્છીત માગી પછી પાછો ભોગથી થાકે છે. ને પછી મોક્ષ અર્થે પરમાત્મા ભજે છે. જેમ ચિતારે ચિતરેલી સ્ત્રીથી વ્યવહાર મંડાતો નથી, જેમ સ્વપ્નાના પદાર્થથી જાગ્રતના ભુખ્યાની ભૂખ ભાગતી નથી, જેમ ઈંદ્રજાળના પદાર્થથી સાચી શાંતિ થતી નથી તેમ માયીક પદાર્થ મેળવી જીવ શાંતિ પામતો જ નથી. એટલે જગતની માયા જીવને રમાડે છે. જ્યાં સુધી જીવ સાચો થાકતો નથી ત્યાં સુધી માયા છોડી માયાપતિને ભજતો નથી. આવી ગડમથલમાં અનેક જન્મ મરણ વ્યતીત થાય છે. એટલે જ્ઞાની થવું એ ઘણા જન્મની, ઘણી મહેનતની, ઘણા અનુભવની પ્રસાદી છે, તે વાત કહે છે.

बहूनां जन्मन मन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥

અધ્યાય ૭ શ્લોક ૧૯

શબ્દાર્થઃ–બહુ જન્મને અંતે (થએલો) જ્ઞાની મારું શરણુ લે છે. આ સર્વ પરમાત્મ સ્વરૂપ છે એમ (જાણનાર) તે મહાત્મા બહુ દુર્લભ છે.

વિવેચનઃ-કોઈ જીવ થોડા જન્મે સમજે, કોઇ ઘણા જન્મે. જ્યાં સુધી જીવ માયાથી થાકે નહીં ત્યાં સુધી ઇશ્વરનું શરણું લે નહીં. આવા જાગેલા, જાગીને ઇશ્વરને ઓળખનારા ને આ બધું વાસુદેવ સ્વરૂપ, બ્રહ્મસ્વરૂપ છે એવું અનુભવી જાણનાર મહાત્મા દુર્લભ જ હોય. બધા

સાધનનું, અનેક જન્મની મહેનતનું, અનેક તપ, કે પુણ્ય કર્મનું એ જ ફળ છે કે આ બધું ભગવત સ્વરૂપ છે.

કામનાથી ઘેરાયેલા કામના પુરી કરવા શું કરે છે તે કહે છે.

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।

तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥

અધ્યાય ૭ શ્લોક ૨૦

શબ્દાર્થ:-(તે તે) કામનાઓથી જેનું જ્ઞાન હરાઇ ગયું છે એવા તે પોતપોતાની પ્રકૃતિથી નિયત કરેલા (તે તે) નિયમ ગ્રહણ કરી અન્ય દેવતાઓનો આશરો લે છે (ભજે છે).

વિવેચન:-ચિત્તની શાંત અવસ્થા કામના ઉત્પન્ન થવાથી ક્ષોભ પામે છે. શરીરની તમામ ચેષ્ટાનું મૂળ, તમામ ચેષ્ટાનું પ્રેરક ચિત્ત છે. ક્રિયા માત્રનો કર્તા ને ભોક્તા ચિત્ત છે. તે ચિત્તમાં જન્મ જન્માંતરના સંસ્કાર હોય છે. તે સંસ્કાર વશ તે ક્રિયા કરે છે, ને ક્રિયાના ફળરૂપ તેમાં પાછા સંસ્કાર પડે છે. એટલે ચિત્ત કામનાના સંસ્કાર એટલે વાસનાનો ભંડાર છે. આવી વાસના તે ચિત્તની પ્રકૃતિ કહેવાય છે. ચિત્ત શરીરનો રાજા છે. ચિત્ત વાસના શક્તિ ને પ્રાણ શક્તિ બેનું બનેલું છે. વાસના એ કાર્યપ્રેરક શક્તિ છે, ને પ્રાણ એ કાર્યની ક્રિયા શક્તિ છે. આ પ્રમાણે સૌનાં ચિત્ત સ્વપ્રકૃતિ વશ છે. પ્રકૃતિ પ્રમાણે કામના ઉત્પન્ન થાય, ને તે ચિત્ત કામના પુરી કરવા પ્રકૃતિ પ્રમાણે નિયમો ધારણ કરે. આવી રીતે જે ચિત્ત ભોગ કામનાથી પરવશ થયું હોય તે ચિત્ત પોતાની કામનાઓ પુરી કરવા દેવતાઓનો આશ્રય લે છે. જેમ નિર્ધન મનુષ્ય ધન અર્થે ધનવાનનો આશરો લે છે;

તેને જ સેવે છે, તેમ ભોગની વાસનાવાળા જે દેવતાઓ ભોગ ઐશ્વર્યથી સંપન્ન છે તેને ભજે છે પરમાત્મા પરબ્રહ્મ જેમા ભોગમાત્રનો અભાવ છે તેને તો ભોગમાત્રની ઇચ્છા વિનાના મોક્ષાર્થીજ ભજે.

यो यो या या तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचला श्रद्धा तामेव विदधाम्यहम् ॥

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥

અધ્યાય ૭ શ્લોક ૨૧-૨૨-૨૩

શબ્દાર્થ.–જે જે ભક્ત, જે જે દેવતનુને શ્રદ્ધાથી અર્ચવાને ઇચ્છે છે, તે તે દેવતનુ ઉપર તેની તેની અચલ શ્રદ્ધા હું બેસાડું છું.

તે તેવી શ્રદ્ધાથી યુક્ત (થઇ) તેના જ આરાધનની ઇચ્છા કરે છે, અને તેનાથી જ મારા વડે નિર્માણ કરેલા તે તે કામ (ભોગ) પામે છે.

તે અલ્પ બુદ્ધિવાળાઓનું તે ફળ અંતવાળું હોય છે, દેવને પૂજનારા દેવને પામે છે અને ભજનાર મને પામે છે.

વિવેચન:–દેવ, ભુત, પિતૃગણ, રાક્ષસ, મનુષ્ય કે ગમે તે પ્રાણીના શરીરના ખોખા છે તે તો જડ છે. તે બધાં શરીરની સત્તા ને સ્ફુર્તિનો આધાર તો સૌના ભીતર રહેલ ચેતન જ ને ? એ ચેતન તે પરમાત્મા એ ચેતન થકી જ સૌનાં શરીર ક્રિયા કરે એ ચેતન ભીતર છે તેથી જ દેવના શરીરને

રમાં છે તેથી જ તે દેવ શરીર તેના ભક્તને ઇચ્છીત ભોગ આપે છે, એટલે પરંપરાએ મુખ્ય વ્યક્તિ જે શ્રદ્ધા ઉપજાવે છે, ને પૂજાતું ભોગ ફળ આપે છે તે તો તે જ ચેતન દેવ પરમાત્મા થયા. પ્રાણીમાત્રમા તે ચેતન દેવ છે. તે ચેતન બુદ્ધિ ન રાખતાં, દેહ બુદ્ધિ રાખી દેવ વિગેરેને આરાધે તેનું ફળ આરાધન કરનારની ઇચ્છા પ્રમાણે ઇચ્છીત ભોગ જ મળે. દેવ દાનવ સૌનો અંત છે, જગતના ભોગમાત્ર વિનાશી છે, તો આ પ્રમાણે દેવતાઓ ભજી તેમને પ્રસન્ન કરી મેળવેલું ફળ તો વિનાશી જ હોય ને ! પરમાત્મ બુદ્ધિથી આરાધના નિષ્કામ થઇ કરે તો પરમાત્માને પામે, દેવ બુદ્ધિથી સકામ થઇ આરાધના કરે તો ઇચ્છીત ભોગ પામે. સરખી મહેનત છતાં ભિન્ન ભાવના હોવાથી. દેવ ભજવાથી વિનાશી અલ્પફળ છે, ને પરમાત્મા ભજવાથી અખંડ અવિનાશી મોક્ષ ફળ છે. સરખી મહેનત છતાં અવિનાશી ફળને માટે ન યત્ન કરતા વિનાશી ફળ ઇચ્છે છે તે જરૂર અલ્પ બુદ્ધિવાળા જ કહેવાય ને ? એક રૂપીઆમાં હીરો મળતો હોય તો એક રૂપીઆમાં કાચનો કટકો લે તે જરૂર અલ્પ બુદ્ધિવાળો જ લેખાય.

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥

અધ્યાય ૭ શ્લોક ૨૪

શબ્દાર્થઃ-બુદ્ધિ વિનાના મારા અવ્યય, સર્વોત્તમ, તે પરમ ભાવને ન જાણી, મને અવ્યક્ત તે વ્યક્તિ (રૂપ) થયેલો માને છે.

વિવેચનઃ-આ શ્લોક ઉપર સમર્થ વિદ્વાન આચાર્યોએ ભિન્ન ભિન્ન અર્થવાળી ટીકા કરી છે. ને એક બીજાનાં

ખંડન કર્યાં છે. ગીતા દોહનમાં વાદવાળા શ્લોક પણ પરં લીધા નથી. આ શ્લોક બહુ જ વાદવાળો છે. પણ એને મૂકી દેવાય તેમ નથી. કારણ તે બહુ ગૂઢ ને મુમુક્ષુ ને ઉપયોગી છે. પરમાત્મા નિરાકાર, સર્વત્ર વ્યાપક, મહતથી પણ મહાન, પ્રાણી પદાર્થ માત્રની બહાર ને ભીતર વ્યાપેલા હોઇ તેવા પરમ પુરૂષને અમુક આકારના જ છે, અમુક વ્યક્તિત્વ વાળા જ છે એમ તેમના પ્રભાવને ન જાણનાર માને. વ્યક્તિ આકારવાળી જ હોય. જે સાકાર છે તે કાળે કરી નાશવંત જ છે. જો પરમાત્મા સાકાર ઠરે તો તો નાશવંત થાય. ને જે વિનાશી હોય તે પરમાત્મા શી રીતે હોય? વળી જે સાકાર છે તે અમુક જગામાં જ હોય. પરમાત્મા સર્વત્ર વ્યાપક છે, તો તે સાકાર વ્યક્તિ શી રીતે હોય? સાગરમાંથી તરંગ ઉઠે છે, માટે તરંગ તે જ સાગર, અગર તરંગ તેટલો જ સાગર એમ કહેનાર સાગરનું ગૌરવ નથી જાણતો, તેમ પરમ ચૈતન્ય દેવને અમુક જ દેવ, અમુક જ દેહધારી દેવ એમ કહેનાર મનાવનાર પરમાત્માના પરમ સ્વરૂપના ગૌરવને જાણતો નથી. અમુક વ્યક્તિ એ જ પરમાત્મા એમ કહેવું તે ભૂલ છે સૌ ધર્મને, સૌ મતને, સૌ પ્રાણીને, સચરાચર સર્વ જગતમાં સર્વને પરમાત્મા સામાન્ય છે, સૌના આત્મા છે, તેવા પરમાત્માને અમુક દેશમાં રહેલા, અમુક આકારના, અમુક રૂપના કહેવા તે રાગદ્વેષ ને મોહનું કામ છે. મુમુક્ષુ આવા મત મતાંતરના વાડામાં ન જ પડે. જે મૂર્તિઓ છે તે દેવતાની છે. પરમાત્માની કોઇ મૂર્તિ જ ન હોઇ શકે. ભક્તને પોતાના માટે જે કલ્પવી હોય તે ભલે કલ્પે. પણ પરમાત્મા તો કોઇની પણ કલ્પનાની બહાર છે. અવતારી પુરૂષોની મૂર્તિઓ હોય છે, તે અવતારો તો દેવના છે, ઘણા તો વિષ્ણુ ભગવાનના

અવતાર છે. હા, જેમ કીડી ને કુંજરની દેહમાં જે ચેતન છે, તે ચેતન તો વિષ્ણુ ભગવાનના દેહમાં, શ્રીરામ, શ્રીકૃષ્ણના દેહમાં પણ છે. ચેતન દૃષ્ટિએ ચેતન તો સર્વમાં છે ને તેથી સર્વ પ્રભુ સ્વરૂપ છે, પણ દેહ તો કોઇનોય પ્રભુ દેહ નથી. કારણ દેહ નશ્વર ને વિકારી છે. અવતારીના દેહને પણ કાળ ને નિમિત્તે નાશ કર્યો છે. ખુદ વિષ્ણુ ભગવાનનો દેહ પણ કલ્પાંતે કાળનો કોળીઓ થાય છે. જેની ઉત્પત્તિ થઇ છે તે નાશ થયા વિના રહેતું જ નથી. જે દૃશ્ય છે, જે ઇંદ્રિયોથી ગમ્ય છે તે વિકારી ને વિનાશી છે જ. દેહ કે આકાર કદી પરમાત્મા હોઇ ના જ શકે.

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।

मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥

અધ્યાય ૭ શ્લોક ૨૫

શબ્દાર્થઃ—યોગમાયાથી ઢંકાયેલો હું સર્વને દેખાતો નથી. આ મૂઢ (મોહથી ઘેરાયેલા) લોક મને જન્મ રહિત ને અવ્યય જાણતા નથી.

વિવેચનઃ—પ્રથમ કહેવાયું છે કે પરમાત્મા પોતાની શક્તિથી જગત રૂપ થયા છે. જેમ મનુષ્ય વેષ ધરી સ્ત્રી થાય છે, ને તે સ્ત્રીના સ્વાંગથી જ પુરૂષ ઢંકાયો છે તેમ પરમાત્મા માયાથી ઢંકાયા છે. પરમાત્માની જે શક્તિથી જગત થાય છે તેનું નામ માયા. જેનાથી મૂળ સ્વરૂપ ઢંકાય તે માયા. જેનાથી અસલ સ્વરૂપ બદલે બીજું જ દેખાય તે માયા. જે પરમાત્માનો આશરો લે તે માયાની ભીતર રહેલા પરમાત્માને જાણે, માયાથી મોહિત થાય તે પરમાત્માને ન જાણે.

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।

भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥

અધ્યાય ૭ શ્લોક ૨૬

શબ્દાર્થઃ—હું થઇ ગયેલાંને, હાલ છે તેને, ને ભવિષ્યમાં થનાર પ્રાણીઓને જાણું છું, મને કોઇ જાણતું નથી.

इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥

અધ્યાય ૭ શ્લોક ૨૭

શબ્દાર્થઃ—હે ભારત! ઇચ્છા ને દ્વેષથી ઉપજેલા સુખ દુઃખ વિગેરે દ્વંદ્વના મોહને લીધે સર્વ પ્રાણી સૃષ્ટિમાં હે પરંતપ! સંમોહ પામે છે.

વિવેચનઃ—શ્રીકૃષ્ણ પરમાત્મા દયાળુ છે. આ અધ્યાયમાં સુંદરમાં સુંદર સત્ય સિદ્ધાંત ચર્ચ્યો છે. આ સંસાર ગમે તે હો, દ્વૈત અદ્વૈત ગમે તે હો, પણ પ્રાણી માત્ર તો દુઃખની નિવૃત્તિ ને સુખની પ્રાપ્તિ ઇચ્છે છે. એ સુખ એવું ઇચ્છે છે કે જેમાં કદી દુઃખનો લેશ ન જ હોય. તે શી રીતે મળે? પ્રાણી શાથી દુઃખી થાય છે? તે કહે છે, **સૌના દુઃખનું મૂળ ઇચ્છા ને દ્વેષ છે.** અનુકુળ ઉપર પ્રીતિ તે ઇચ્છા, પ્રતિકુળ પર અપ્રીતિ તે દ્વેષ. આ ઇચ્છા ને દ્વેષથી સુખ દુઃખ થાય, ને તેથી મોહ થાય, તેથી જન્મ મરણનાં દુઃખ પડ્યા જ કરે. ગમે તે મનુષ્ય ગમે તે મતનો, કે પંથનો હોય, પણ કરોડ ઉપાય કર્યા છતાં જો ઇચ્છા ને દ્વેષ ન ત્યજે તો સાચી શાંતિ, અખંડ સુખ જેને મોક્ષ કહે છે તે તેને અનુભવાવાનું નથી જ. માટે મુમુક્ષુએ કશાય વાદમાં ન પડવું, પોતાનાં ઇચ્છા ને દ્વેષ કાઢવા મથવું, ને **શરીરને પરમાત્મા જેમ રાખે તેમ સદા આનંદમાં રહેવું.** ઇચ્છા ને દ્વેષથી મન અશાંત થાય છે, અશાંત મન એ જ દુઃખ. અશાંત મનનું કારણ જ ઇચ્છા, દ્વેષનું મૂળ પણ ઇચ્છા જ છે. અમુક ઇચ્છે તેથી જ અમુક ન ઇચ્છે. ઇચ્છીતની વિરૂદ્ધ જે

હોય તેનો દ્વેષ થાય છે, માટે સૌનું મૂળ ઇચ્છા છે. ઇચ્છાનો નાશ થયા સિવાય લાખ વાતે શાંતિ થવાની નથી જ. ગમે તો અહંબ્રહ્માસ્મિ કહેનાર વેદાંતી હોય, યોગી હોય, ભક્ત હોય, કર્મકાંડી હોય, ગમે તે મતનો, ગમે તે ધર્મનો, ગમે તેવા આચાર વિચારનો હોય પણ જ્યાં સુધી તેનામાંથી ઇચ્છાનો સમૂળગો નાશ નહીં થાય ત્યાં સુધી તેનાં જન્મ મરણ ટળવાનાં નથી જ. ઇચ્છાનું સ્વરૂપ બહુ બારીક છે. કનક ને કાંતાને ત્યજનાર પણ ઇચ્છાના દાસ હોય છે. ઇચ્છાનું મૂળ સદંતર ત્યારે જ નીકળે છે કે જ્યારે હું સચ્ચિદાનંદ સ્વરૂપ આત્મા છું, ને મારામાં આ સર્વ છે, ને જે દશ્ય તે સર્વ મિથ્યા છે, હું આ સર્વથી અસંગ આત્મા છું આવું અનુભવ જ્ઞાન દૃઢ થાય. ને આવું જ્ઞાન ન થાય ત્યાં સુધી જીજ્ઞાસુ ઇચ્છા રહિત સ્વધર્મરૂપ કર્મ કર્યા કરે, ને જે કંઇ કરે તેના ફળની ઇચ્છા ન જ કરે. **કર્મના ફળની ઇચ્છા તે જ બીજા જન્મનું બીજ છે.**

येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥

અધ્યાય ૭ શ્લોક ૨૮

શબ્દાર્થઃ-જે પુણ્યશાળી જનોનાં પાપનો અંત આવ્યો છે તે દ્વંદ્વ મોહથી મુક્ત થઇ દૃઢ વ્રત ધરી મને ભજે છે.

વિવેચનઃ-પરમાત્માનું ભજન પાપ કર્મ કરતાં ન જ થાય. પાપ આચાર રાખતાં છતાં ઇશ્વર ન જ ભજાય. પાપાચાર રાખ્યા છતાં ઇશ્વર ભજન કરતા દેખાય છે તે તો ઇશ્વર ભજનના દેખાવના પડદા પાછળ પાપને જ ભજે છે, ને પાપને જ પામે છે. જ્ઞાની, ભક્ત, યોગી, કે કર્મી ગમે તે હોય તેણે પોતાનો આચાર તો શુદ્ધ નિષ્કલંક રાખવો જ

જોઇએ. શુદ્ધ આચાર જેનો ન હોય તેવા જ્ઞાની, ભક્ત, યોગી કે કર્મીને મુમુક્ષુ કદી ન જ સેવે. પાપાચાર વાળો દંભી છે, કપટી છે, માયીક વિદ્યાથી પાપને પોષનાર છે.

વળી કહે છે પરમાત્માને ભજનાર પુણ્યશાળી હોય તો જ ભજી શકે. પાપ વિનાનો વળી પુણ્ય કરનારો. પુણ્ય **એટલે પરને સુખ, પુણ્ય એટલે ઈંદ્રિયોનો નિગ્રહ, પુણ્ય એટલે પ્રાણીમાત્રમાં રહેલ પરમેશ્વરની સેવા.**

વળી આવા ભક્ત દૃઢ નિયમધારી જોઇએ. જે પરમાત્માની પ્રાપ્તિ માટે માર્ગ ઝાલ્યો તેને કદી ન જ છોડવાની દૃઢ પ્રતિજ્ઞા વાળા જોઇએ, ને સુખ દુઃખથી ચલાયમાન ન થતાં, મનને અશાંત ન કરતાં આવી પડેલાનો ઉપાય કરી ટાળનાર ને ન ટળે તો સહન કરનાર જોઇએ. પણ **ક્લેશ, ચિંતા, ભય ને દ્વેષથી રહિત જ ભક્ત હોય તો જ** ભગવાનને પામે.

શુદ્ધ, નિષ્કલંક ને નિર્વૈરવાળું ચારિત્ર્ય એ જ ચિત્ત શુદ્ધિની નિશાની છે. આવું ચારિત્ર્ય ન હોય ત્યાં સુધી ભક્ત કે જ્ઞાની થવાતું નથી. નિર્મળ અંતઃકરણ થયા સિવાય, રાગ દ્વેષ મટયા સિવાય, ભોગમાત્રની કામના ત્યજ્યા સિવાય લાખો બહારના ઉપાયે આત્યંતિક શાંતિ ન જ થાય, પરમાત્મા ન જ પમાય. જન્મ મરણથી છૂટવા માટે પરમાત્માનો આશ્રય લઇ જે પરમાત્માને સેવે છે તે જ આ દુઃખમય સંસારથી છૂટે છે. જીજ્ઞાસુએ પોતાનું ચારિત્ર્ય હંમેશ તપાસવું ને તે જ શુદ્ધ કરવા કટીબદ્ધ થવું.

દેવતાને ભજનારે દેવમાં પરમેશ્વર બુદ્ધિ કરવી. આટલી બુદ્ધિ ફેર કર્યાથી ફળમાં મહા તફાવત થાય છે. પરમેશ્વર બુદ્ધિ કરીને તેમજ નિષ્કામપણે ગમે તે ઉપાસના કરવામ

આવે તો તેનું ફળ ચિત્ત શુદ્ધિ, તેનું ફળ જ્ઞાન ને તેનું ફળ મુક્તિ છે જ. ચિત્ત શુદ્ધિનું લક્ષણ ચારિત્ર્ય શુદ્ધિ છે, ને જ્ઞાનનું લક્ષણ વૈરાગ્ય છે. શાસ્ત્રોમાં જે તે દેવને ભગવાન પરમાત્મા એવાં વિશેષણ છે તે દરેકમાં પરમેશ્વર બુદ્ધિ કરવાનો જ આદેશ છે; ને વાસ્તવીક તો એ જ છે કે દેહ દષ્ટિએ દેવ, મનુષ્ય, પશુ ને પંખી છે પણ આત્મ દષ્ટિએ તો સૌ ચૈતન્ય પરમાત્મ સ્વરૂપ જ છે, તેથી મુમુક્ષુ જેની જેની સેવા કરે તેને પરમાત્મ સ્વરૂપ નિષ્કામ-પણે સેવે તો જ જલદી પારને પામે.



## અધ્યાય ૮ મો અક્ષર બ્રહ્મયોગ

જીજ્ઞાસુ અર્જુનના પ્રશ્નો ઉપરથી આ અધ્યાયનો આરંભ થાય છે. અર્જુન પૂછે છે હે શ્રીકૃષ્ણ! બ્રહ્મ શું, અધ્યાત્મ શું, અધિભૂત શું, અધિદૈવ શું, આ શરીરની અંદર અધિયજ્ઞ કોણ કહેવાય છે, ને મરણ સમયે પરમાત્માને કેવી રીતે ઇંદ્રિયો ને મનનો નિગ્રહ કરનાર જાણે છે?

ગયા અધ્યાય કરતાંય આ અધ્યાય વિશેષ ગહન છે. ગીતાના જે જે મહાશયોએ અર્થ કર્યા છે તે અર્થમાં એક તો તેમનો સ્વાનુભવ ને બીજી તેમની બુદ્ધિની તર્ક શક્તિ સહાયક છે. ટીકાકારોની ભિન્ન ભિન્ન તર્ક શક્તિને લીધે ટીકામાં ફેર પડયા છે. ફકત સ્વાનુભવ હોય તો તો, ને તે શુદ્ધ ચિત્તનો હોય તો, સમજણમાં ફેર ન પડે. જો સ્વાદેંદ્રિય રોગી ન હોય તો ગોળ જે જે ચાખે તે તેને ગળ્યો કહે. પણ ગોળનો અનુભવ કર્યા સિવાય તર્કથી જ ગોળનું વર્ણન કરવું હોય તો દરેકના વર્ણનમાં બુદ્ધિ પ્રમાણે ફેર આવે. આ અધ્યાયમાં લોક લોકાંતરની વાત છે. બ્રહ્મની, પ્રલયની, જીવની ગતિની વાતો છે. એ બધી મારા તો સ્વાનુભવની બહાર છે. તર્કથી લખેલી વિદ્વાનોની ટીકા જોતાં વિદ્વાનોએ એક બીજાના બહુ ખંડન મંડન કર્યા છે. સ્વાનુભવ નહીં તેનું એ પરિણામ છે. મુમુક્ષુ આ વાતમાં ન પડે. લોક લોકાંતર ગમે તેવા હોય, આપણને તો આ જન્મમાં જીવતાં છતાં અત્યંત શાંતિ જોઇએ છે. જેને જીવતાં શાંતિ ને આનંદ અખંડ અનુભવવાનું બળ છે તેની મુવે મુક્તિ છે જ. મુક્તિ માટે પણ ઘણા મત છે. કોઇ અમુક લોકમાં સ્થિતિ તેને મુકિત માને છે, કોઇ વાસના નાશને મુકિત માને છે, કોઇ કલ્પ પર્યંત સ્થિતિને મુકિત માને છે. આ ઝઘડામાં પણ મુમુક્ષુ ન જ પડે. જેમ આ પૃથ્વી મારી ને

તારી નહીં એવું કહી લડનાર અસંખ્ય રાજાએ થયા ને નાશ પામ્યા ને પૃથ્વી જેમની તેમ રહી. તેમ અનેક પંડીતો, આચાર્યો, ને વિદ્વાનો 'તમે કહો છો તે ખોટું ને હું કહું છું તે ખરૂં' એવું કહી વાદ કરતા આવ્યા ને ગયા, છતાં વાદનો વિષય તો જેમનો તેમ અણ ઉકેલાયલો રહ્યો. બ્રહ્મ સત્ય ને જગત મિથ્યા માનનાર વેદાંત વાદના જ ૩૬૦ મત છે એમ વિદ્વાનો કહે છે. જીવન ટુંકું, સામર્થ્ય થોડું, ને કાલનો ભરોસો નહીં, આવા સંજોગોમાં મુમુક્ષુ વાદનો નિર્ણય કરે તો પંથ કપાય નહીં. આપણે તો જે રીતે ચિત્તને અત્યંત શાંતિ થાય, અનહદ આનંદ થાય, ત્રણે કાળમાં જેથી સુખ થાય તે રસ્તો લેવાનો છે. જ્યાં ઉભા હોય ત્યાંથી આગળ પગ મૂકવાનો રસ્તો ન જાણતા હોય તો પૂછીને પગ આગળ મૂકવો ને મારગ કાપવા માંડવો તો શ્રેય પ્રાપ્ત થશે, એમ મુમુક્ષુ જાણે. ભોગ માત્રની ઇચ્છા તજી, સ્વકર્મ ફળેચ્છા રહિત કરવાં. પરમાત્માનો આશ્રય લઇ પ્રાણી માત્ર પ્રભુ સ્વરૂપ છે એમ સમજી, શુદ્ધ ચિત્તથી અખંડ આનંદ અનુભવવો એ જ મુમુક્ષુને જરૂરી છે. બીજા કોઈ વાદમાં ન પડવું. આખા ભગતે કહ્યું છે કે 'અખા જ્ઞાન અંધારો કૂવો, ઝગડો ભાગી કોઈ ન મૂવો.'

શ્રી ભગવાન કહે છે.

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥

અધ્યાય ૮ શ્લોક ૩

શબ્દાર્થ:—જે અક્ષર છે તે પરબ્રહ્મ છે, સ્વભાવ તે અધ્યાત્મ કહેવાય છે. ભૂતરૂપી ભાવને ઉત્પન્ન કરનાર જે વિસર્ગ તે કર્મ કહેવાય છે.

વિવેચનઃ—જે અક્ષર છે તે જ પરબ્રહ્મ છે. જે દૃશ્ય દેખાય છે, અનુભવાય છે, ને જે કંઈ આખા બ્રહ્માંડમાં પ્રાણી પદાર્થ છે તે સૌ નાશવંત છે. વધુ નાશ પામતાં છતાં જેનો નાશ નથી, ને બધાના નાશનો છેવટ જે છે તે અવિકારી અક્ષર છે તે બ્રહ્મ છે. પ્રાણીમાત્રમાં જે વ્યક્તિ ચૈતન્ય છે તે અધ્યાત્મ કહેવાય છે. સ્વભાવ એટલે મૂળભાવ, સ્વભાવ એટલે મૂળ સ્વરૂપ. પ્રાણી માત્રનું મૂળ સ્વરૂપ તે અધ્યાત્મ જે શુદ્ધ ચૈતન્ય છે. આ સંસારમાં વસ્તુનો આત્યંતિક નાશ નથી જ. આકાર નાશ પામે છે ને તે નાશમાંથી બીજો આકાર થાય છે. આ પ્રમાણે પ્રાણી પદાર્થની ઉત્પત્તિનો જે સૃષ્ટિ વ્યાપાર છે તે જ કર્મ છે. પ્રાણી માત્ર જગતમાં પોતાના ભોગ દ્વારા એક વસ્તુનું બીજા રૂપમાં રૂપાંતર જ કરી રહેલ છે. એટલે એ જ જગતનું કર્મ છે.

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥

અધ્યાય ૮ શ્લોક ૪

શબ્દાર્થઃ—જે ક્ષર ભાવ (પદાર્થ) છે તે અધિભૂત છે. ને પુરૂષ છે તે અધિદૈવ છે. ને હે દેહધારીઓમાં શ્રેષ્ટ! આ શરીરમાં અધિયજ્ઞ હું છું.

વિવેચનઃ—જગત, જીવ, ઇશ્વર, ને પરમેશ્વર એ ચાર આખા બ્રહ્માંડમાં છે. જગતમાં પદાર્થ માત્ર, શરીર શુદ્ધાંનો સમાવેશ થાય છે. પદાર્થ માત્ર વિકારી ને વિનાશી છે. તે અધિભૂત કહેવાય છે. પ્રાણી માત્રમાં અંતઃકરણ વિશિષ્ટ જે ચેતન છે તે પુરૂષ કહેતાં જીવાત્મા કહેવાય છે. એક સૂત્ર છે કે यज्ञो वै विष्णुः યજ્ઞ એ જ વિષ્ણુ છે. આ શરીરની અંદર જે ચેતન પરમાત્મા છે તેના આધારે આ શરીરની

તમામ ક્રિયા રૂપી યજ્ઞ ચાલે છે. સાધન કે શક્તિનો દેવતા અર્થે કે પરમાત્મા અર્થે જે હોમ થાય છે તે યજ્ઞ કહેવાય છે. જે સકામ કર્મમાં દેવતાની પ્રીતિ લક્ષ્ય છે ત્યાં અધિયજ્ઞ દેવતા છે. જ્યાં નિષ્કામ કર્મમાં પરમાત્મા લક્ષ્ય છે ત્યાં પરમાત્મા અધિયજ્ઞ છે. વસ્તુ માત્રનાં બે સ્વરૂપ છે. એક પ્રકૃતિ સ્વરૂપ ને બીજું મૂળ સ્વરૂપ. મૂળ સ્વરૂપ તે પરમાત્મ સ્વરૂપ. જીવાત્માને ઉદ્દેશીને સૌ પ્રાણી ક્રિયા કરે છે. એટલે શરીરથી થતી તમામ ક્રિયા રૂપી યજ્ઞનો અધિયજ્ઞ જીવાત્મા થયો. જીવાત્માનું શુદ્ધ સ્વરૂપ તો પરમાત્મા છે. પરમાત્મા, શુદ્ધ ચૈતન્ય દેવ અંતઃકરણની ઉપાધીથી જીવાત્માની સંજ્ઞા પામે છે. અંતઃકરણ વિકારી ને નાશ કરી વિનાશી છે એટલે વાસ્તવીક જે પરમાત્મા તે જ શરીરના અધિયજ્ઞ ઠર્યા. પદાર્થ માત્રનું છેવટનું અવિકારી સ્વરૂપ પરમાત્મા છે. જીવ ને ઇશ્વર એમની દેહ રૂપી ઉપાધી બાધ કરે તો ભીતર તો તે જ ચૈતન્ય પરમાત્મા છે. એટલે દેહમાં જેમ અધિયજ્ઞ પરમાત્મા છે તેમ સચરાચર જગતમાં પણ અધિયજ્ઞ પરમાત્મા છે. કારણ અખિલ બ્રહ્માંડમાં પરમાત્મા સિવાય અન્ય સત્ય વસ્તુ જ નથી ને ત્રણે કાળમાં અવિકારી ને અવિનાશી રહે તે સત્ય ને તે જ પરમાત્મા. પરમાત્માની વ્યાખ્યા જ એ છે કે જે અખંડ, અવિકારી, અવિનાશી ને અનંત છે તે પરમાત્મા છે; તે જ અધિયજ્ઞ છે.

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥

અધ્યાય ૮ શ્લોક ૫-૬

શબ્દાર્થઃ—ને અંતકાળે મારૂં જ સ્મરણ કરતાં શરીર છોડી જે જાય છે, તે મારા ભાવને પામે છે. એમાં સંશય નથી.

અથવા જે જે ભાવનું સ્મરણ કરતાં અંતકાળે શરીર ત્યજે છે તે, સદા તે ભાવવાળા હોવાથી હે કૌંતેય! તેને પામે છે.

વિવેચનઃ—અંતરની ને કહેવાની એમ બે પ્રકારની ઇચ્છા હોય છે. અત્યારે ઘણા મનુષ્યો મુખથી કહે છે અમને મોક્ષ જોઇએ છે પણ વ્યવહારમાં આચરતાં ને અંતરમાં ઇચ્છતાં તેમની ઇચ્છા વાસ્તવીક તો જગતના ભોગની છે. ધન, પુત્ર, પરિવાર, માન, મોટાઇ, ઇર્ષા, પરલોક, અહીંના અનેક ભોગ એમ અનેક પ્રકારની ઇચ્છા અંતરમાં છે ને તે તેમના ચારિત્ર્યથી પુરવાર છે છતાં કહે છે અમને તો મોક્ષ જોઇએ છે, આ દંભ છે. આખા જીવનનાં જેની સાચી ઇચ્છા છે તેનું પ્રાણી રાત દિન ચિંત્વન કરે છે, મરણ સમયે પણ તે ચિંત્વન રહે છે. મરણ પછી તે જ પામે છે. જેનું અનન્ય ચિંત્વન તેની પ્રાપ્તિ. જગતના ભોગ માટે જેવું અનન્ય ચિંત્વન આપણને છે તેવું ભગવત્ પ્રાપ્તિ માટે હોય તો જ તરાય. ઉપર ઉપરથી કહે ને થોડો ઘણો પ્રયત્ન કર્યે જ્યારે જગતના સ્થૂળ ભોગ નથી મળતા, તો સૌ ભોગ જેમાં અણુ માત્ર જેવા છે, તેવું મોક્ષ સુખ તો સહેજ સહેજ શી રીતે મળે?

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥

અધ્યાય ૮ શ્લોક ૭

શબ્દાર્થ –તેથી સર્વ કાળમા મારૂ સ્મરણ કર ને યુદ્ધ કર મારામા મન ને બુદ્ધિ અર્પણ કરેલો તુ મને જ નિઃસંશય પામીશ.

વિવેચન –અર્જુન ક્ષત્રિય હોવાથી યુદ્ધ એ તેમનો પ્રકૃતિ ધર્મ હતો તેથી યુદ્ધ કર એમ કહ્યુ સૌને લાગુ પડતો અર્થ એ છે કે સ્વપ્રકૃતિ અનુસાર નિજ ધમ ફળેચ્છા રહિત આચરતા પરમાત્માનુ સ્મરણ કરવુ એમ કહેવાય છે કે અર્જુન શ્રીકૃષ્ણના અનન્ય ભક્ત હતા ને શ્રીકૃષ્ણના નામનો જપ કરતા એ જપ એટલો રૂઢ થયેલો હતો કે કઇ અન્ય કામ કરતા પણ તેમના મનથી તે જપ થયા કરતો જીજ્ઞાસુ પરમાત્માના કોઇ પણ નામનો જપ ખૂબ કરે. ઘણે કાળે તેમ કરતા જણાશે કે ચિત્ત તનરૂ પડતા તે જપ જ કરે છે મન ને બુદ્ધિ જેમા હમેશા હોય તેને તે પામે છે પરમાત્માના નામનુ સ્મરણ અથવા સ્વધર્મરૂપી કર્મ એ જ મુખ્ય જીજ્ઞાસુ રાખે તો પરમાત્માને સહેજે પમાય

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥

અધ્યાય ૮ શ્લોક ૮

શબ્દાર્થ –અભ્યાસ યોગથી યુક્ત ને બીજે ન જનાર ચિત્તથી હે પાર્થ! (પરમાત્માનુ) ચિંતવન કરતા પરમ દિવ્ય પુરૂષને પામે છે.

વિવેચન -ચિત્તે જે કર્મ કર્યુ હોય તે જ કરેલુ લેખાય છે મુમુક્ષુ પરમાત્માના નામનો જપ કરતા ચિત્ત બીજા વિચારમા ન પડે તેની ખુબ કાળજી કરે બીજો વિચાર ન કરતા જે જપ કે ધ્યાન થાય તેમા જ ચિત્ત પરોવાયેલુ રહે તેનુ ફળ વિશેષ ને જલદી છે ચિત્ત જેમા જેટલુ જોડાયેલુ રહે તેટલુ તેથી તેને ફળ મળે

कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिन्त्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥
प्रयाणकाले मनसाचलेन भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक् स तं परं पुरुषमुपैति दिव्यम्॥

અધ્યાય ૮ શ્લોક ૯-૧૦

શબ્દાર્થઃ-કવિ, પુરાણ (પુરુષ), અનુશાસન કરનાર, અણુથી પણ અણુ, સર્વના ધારણ કરનાર, અચિંત્ય રૂપ, પ્રકાશ સ્વરૂપ, તમસ કહેતાં અજ્ઞાન કે અંધકારથી પર એવાનું જે સ્મરણ કરે છે;

જે પ્રયાણ કાળમાં અચલ મનથી ભક્તિ યુક્ત થઇ, યોગ બળથી, ભ્રુકુટીના મધ્યમાં પ્રાણને સારી રીતે સ્થાપી, (સ્થાપે છે) તે દિવ્ય પરમપુરુષને પામે છે.

વિવેચનઃ-જે કવે છે તે કવિ. જે મન બુદ્ધિથી ગોઠવણ કરી બોલે તે કવિ નહીં. શાસ્ત્રીય ભાષામાં જેનું ચિત્ત કામના માત્રથી, વાસના માત્રથી રહિત અત્યંત શુદ્ધ હોય તે કવિ કહેવાય છે. પરમાત્મા આપ્ત કામ, પૂર્ણ કામ હોવાથી કવિ છે.

यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥

અધ્યાય ૮ શ્લોક ૧૧

શબ્દાર્થઃ-વેદને જાણનાર જેને અક્ષર કહે છે, રાગ રહિત યતિઓ જેમાં પ્રવેશ કરે છે, જેને ઇચ્છતા બ્રહ્મચર્ય આચરે છે, તે પદ હું તને સંક્ષેપથી કહીશ.

વિવેચનઃ-આ શ્લોકમાં બ્રહ્મનું સ્વરૂપ અક્ષર કહ્યું. ને તેના વિવેચનમાં સાધકને સાધન કહ્યું. રાગ માત્ર નાશ

પામ્યા હોય તેવા યતિ તે પદને પામે. એટલે તેને પામવા રાગ રહિત થવું. બ્રહ્મચર્ય વ્રત એટલે બ્રહ્મ સિવાય અન્ય કશામાં કામના વિનાના, ભોગ માત્રની ઇચ્છા તજી બ્રહ્મને જ પ્રાપ્તવ્ય માનનારા જ તે બ્રહ્મને પામે.

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥
ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥

અધ્યાય ૮ શ્લોક ૧૨–૧૩

શબ્દાર્થઃ–સર્વ દ્વારને રોકીને, મનને હૃદયમાં નિરોધીને, ને પોતાના પ્રાણને મસ્તકમાં ધારણ કરી, યોગ ધારણા કરતો, ને ૐ એવા એકાક્ષર બ્રહ્મને જપતો તથા મારૂં સ્મરણ કરતો જે દેહ ત્યજી જાય છે તે પરમ ગતિને પામે છે.

વિવેચનઃ–આ ઉપાસના પ્રકરણ ચાલે છે. હું દેહ નથી, ઇંદ્રિયો, મન કે બુદ્ધિ નથી પણ હું શુદ્ધ આત્મા છું ને જે આત્મા છે તે જ પરમાત્મા પરબ્રહ્મ છે આ પ્રકારનો અભ્યાસ કરી જે પરમાત્મ પદને પામે છે તે જ્ઞાન માર્ગ. તેવા જ્ઞાનીને મરણ કાળે કોઇ વિધિ ધારણ કરવાની નથી. તેની મુક્તિ કાજે કોઇ દેશ, કાળની અપેક્ષા પણ નથી. આ સિવાયના જે ઉપાસક છે તેની વાત આ શ્લોકમાં છે. હું આત્મસ્વરૂપ છું, ને મારે પરમાત્માને પામવું છે આ ભાવવાળા ઉપાસકોને મરણ સમયે ઇંદ્રિયોને પોતપોતાના વિષયોમાંથી ખેંચી, મનને હૃદયમાં સ્થિર કરવું. એટલે ઇંદ્રિયોથી કોઇ ક્રિયા ન કરવી, ને મનથી કોઇ વિચાર ન કરવો, ને પ્રાણને મસ્તકમાં ધરવો. જ્યારે ઇંદ્રિયો ને મન સ્વક્રિયા કરતાં હોય છે ત્યારે પ્રાણ શરીરમાં વ્યાપી રહે છે.

ને જ્યારે તેનનું ઇંધન થાય છે ત્યારે પ્રાણુની ગતિ ઉર્ધ્વ થતી જતાં છેવટ માથામાં રહે છે. આ સ્થિતિમાં પણ ઉપાસકનું મન આલંબન વિના ન રહે તો ઉપાસકનું પ્રાપ્તવ્ય જે પરમાત્મા તેનું મનથી સ્મરણ કરવું. પરમાત્માનો કોઇ દર્શનો નક્કી આકાર નથી, તેમ કોઇ નામ પણ નથી. પરમાત્માનાં ભક્તોએ તે પરમાત્માનાં નામ ને આકાર સ્વબુદ્ધિ પ્રમાણે કલ્પ્યાં છે. તેવી કલ્પનાઓનાં નામોમાં ગોગમાં ને વેદમાં પરમાત્માનું નામ ॐ એમ ઠરાવ્યું છે. બીજાં નામ કરતાં ॐ માં વિશેષતા છે. ॐ કહેતાં પ્રાણની ઉર્ધ્વ ગતિ થાય છે. ॐ નો ઉચ્ચાર બીજા નામ કરતાં ઉપાસકને વિશેષ ફળદાયક છે. પણ તે જપ પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છા હોય તેના માટે. જો જગતના ભોગની ઇચ્છા હોય તો તો તેણે દેવ દેવીની ઉપાસના કરવી, જે સિદ્ધિ ફળે છે. આ ઠેકાણે તો પરમપદની પ્રાપ્તિની વાત છે જ્યાં પ્રણવનો જપ જરૂરી છે. તેથી મરણ સમયે પ્રણવનું ઉચ્ચારણ કરતાં દેહ છોડવાથી તે પ્રણવ જેનું નામ છે તેવા પરમાત્માની પ્રાપ્તિ થાય.

મરણ સમયે ઇંદ્રિયો, પ્રાણ ને મન વ્યાકુળ હોય, પારાવાર દુઃખ થતું હોય ત્યારે પરમાત્માનું નામ શી રીતે લેવાય ? તે શંકાનું સમાધાન કરે છે.

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।

तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥

અધ્યાય ૮ શ્લોક ૧૪

શબ્દાર્થઃ–જે અનન્ય ચિત્તથી સતત ને નિત્ય મારું સ્મરણ કરે છે તેવા નિત્યયુક્ત યોગીને હે પાર્થ ! હું સુલભ છું.

વિવેચનઃ–પરમાત્માની પ્રાપ્તિ માટે નિત્ય તેનું સ્મરણ કરવું જરૂરી છે. જે પોતાની ચિત્ત વૃત્તિ જગત તરફથી

ખેંચીને પરમાત્મામાં વાળે છે તે યોગી છે. વ્યવહારમાં ને પરમાર્થમાં એમ બંન્ને તરફ સાધકની ચિત્ત વૃત્તિ પ્રથમ આવ જા થયા કરે છે. જેમ જેમ વ્યવહારમાંથી વિશેષ પ્રમાણમાં નીકળી પરમાત્મામાં ચિત્ત વૃત્તિ લાગતી જાય છે તેમ તેમ અભ્યાસ વધતો જાય છે, ને છેવટ નહીં જેવું જ વ્યવહારમાં ચિત્ત જાય છે. આવો અભ્યાસ સ્મરણ દ્વારા બહુ સુલભ છે. ચિત્ત જરૂરી કામથી નવરૂં પડે એટલે તેને હરિ સ્મરણમાં જોડવું. પરમાત્માના ગમે તે નામનો જપ નક્કી કરી તેને પ્રસંગ મળ્યે જપ્યાજ કરવો. આ જપ જ્યારે દૃઢ થાય છે ત્યારે મન આપણે કામમાં કે ગફલતમાં હોઇએ ત્યારે પણ અભ્યાસને લીધે જપે જ જાય છે. આવા અભ્યાસીને મરણ સમયે પરમાત્માનું નામ જપવું કઠિન નથી, પણ બહુ સુલભ છે. માટે જીજ્ઞાસુએ પરમાત્માનું ગમે તે એક નામ લઇ તેનો ખુબ જપ કરવો.

તમને પ્રાપ્ત થવાથી શુ ફાયદો તે શંકા નિવારે છે.

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।

नाप्नुवन्ति महात्मानः ससिद्धिं परमां गताः ॥

અધ્યાય ૮ શ્લોક ૧૫

શબ્દાર્થઃ-મને પામ્યા પછી દુઃખના ધામ રૂપ ને નાશવંત એવા પુનર્જન્મને પરમ સિદ્ધિ પામેલા મહાત્માઓ પામતા નથી.

વિવેચનઃ-પ્રાણીમાત્ર દુઃખની આત્યંતિક નિવૃત્તિ ને પરમ સુખની અખંડ પ્રાપ્તિ ઇચ્છે છે, ને તેને લીધે ભોગમાં સુખ કલ્પી ભોગ ઇચ્છે છે. ભોગ દેહ સિવાય ભોગવાતો નથી, તેમજ આ દેહ હું છું અથવા મારો છે એવું જાણ્યા સિવાય ભોગ ભોગવાય નહીં. તેથી દેહ પ્રારબ્ધની સાથે જ દેહ તથા તેના સબંધીઓ ને બીજા ભોગો વિકારી ને વિનાશી

હોવાથી, અત્યંત દુઃખ આવી પડે છે. જન્મવું એ જ દુઃખની પરંપરા. તેથી આત્યંતિક દુઃખની નિવૃત્તિ ને અખંડ સુખની પ્રાપ્તિ એ છે કે દેહ જ ધરવો નહીં, જન્મવું જ નહીં. એ ક્યારે બને? પરમપદ, પરમાત્મા જે જન્મ મરણ રહિત છે તેમાં ભળી જવાય, તે રૂપ થવાય ત્યારે જ. આનું નામ મુક્તિ.

જે જન્મે મરે નહીં તે પરમાત્મા. પરમાત્મ સ્વરૂપ થએલ ત્યારે જ કહેવાય કે જ્યારે જન્મ મરણ મટી જાય. જન્મ મરણ ટળે નહીં ત્યાં સુધી દુઃખ રહ્યા જ કરવાનાં. તેથી અખંડ સુખની, ને દુઃખ માત્રની નિવૃત્તિની સાચી ઇચ્છાવાળાએ જન્મમરણના મૂળ રૂપ ભોગ માત્રની ઇચ્છા ત્યજી પરમાત્માની પ્રાપ્તિ માટે મંડવું. તેનું સરળમાં સરળ સાધન હરિ સ્મરણ ને વૈરાગ્ય. આવા અભ્યાસીએ સ્નાન કર્યું હોય કે ન કર્યું હોય, સૂતાં, બેસતાં, ચાલતાં ગમે તે સંજોગોમાં જીભથી, કે મનથી હરિ સ્મરણ ન જ ત્યજવું. જેમ જેમ હરિ સ્મરણનું વ્યસન પડે છે, ને ભોગમાંથી રૂચી ઘટતી જાય છે તેમ તેમ શરીર જીવતાં જ તેને આનંદનો અનુભવ થતો જાય છે. આનંદને ખાનાર ભોગની આશા અગર ઇચ્છા છે. તે ત્યજ્યા સિવાય સ્મરણ કરે તો પણ દુઃખ ટળે નહીં, સુખ મળે નહીં. સ્મરણ ને વૈરાગ્ય સાથે આચરાય તો જ પરમપદની પ્રાપ્તિ થાય.

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥

અધ્યાય ૮ શ્લોક ૧૬

શબ્દાર્થઃ—બ્રહ્મલોક સુધીના તમામ લોકો હે અર્જુન! પુનર્જન્મ પામવાવાળા છે. હે કૌંતેય! મને પામ્યા પછી પુનર્જન્મ નથી.

વિવેચનઃ-જેવી વસ્તી આપણી આ પૃથ્વી પર છે તેવી ઘણા ગૃહો પર વસ્તી છે. દેવ, દાનવ, મનુષ્ય, પશુ, પંખી સૌ જન્મેલાં જરૂર મરવાનાં ને મરીને જન્મવાના. શરીરની અંદરનો જીવાત્મા શરીર મરતાં પરમાત્માને ન પામે તો જરૂર જન્મવાનો. કોઇ પણ લોક વાસી અમર નથી. વહેલું મોડું સૌ મરવાનું ને જન્મવાનું. ફકત પરમપદ પામવાથી મુક્ત થએલો જ ફરી ન જન્મે.

सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥

અધ્યાય ૮ શ્લોક ૧૭-૧૮

શબ્દાર્થઃ-બ્રહ્માનો જે હજાર યુગ પર્યંત દિવસ, તથા હજાર યુગ રાત્રિ તેને જાણનારા મનુષ્યો દિવસ રાત્રિ જાણનારા છે.

સર્વ વ્યકિતઓ દિવસ આવતાં અવ્યકતમાંથી પ્રગટે છે. ને રાત્રિ આવતા એ અવ્યકત સ્વરૂપમાં જ લય પામે છે.

વિવેચનઃ-આ ગહન વિચાર ચાલે છે. આખા બ્રહ્માંડમાં નામ રૂપાત્મક જે વ્યકિતઓ છે તેનું મૂળ શું ? તે કહે છે અવ્યક્ત. આદિમાં નામ રૂપાત્મક વ્યક્ત ઉત્પન્ન થયું તે પૂર્વે અવ્યક્ત હતું એ અવ્યક્તમાંથી આ વ્યકત રૂપ જગત ઉત્પન્ન થયું. ને વ્યકત જગતનો આત્યંતિક નાશ પણ તે અવ્યકતમાં જ થાય છે.

૪૩૨૦૦૦ આપણાં વર્ષનો એક કળિયુગ, તેથી બમણાંનો દ્વાપર, કળિયુગના વર્ષથી ત્રણ ઘણાંનો એક ત્રેતા, ને કળિ-

યુગથી ચાર ઘણાં વર્ષનો એક સત્ય યુગ. એ ચારે યુગનાં સમગ્ર વર્ષનો એક યુગ લેખાય. તેવા હજાર યુગનો એક કલ્પ. તે એક દિવસ ને તેટલી જ એક રાત્રિ. કલ્પની શરૂમાં આ જગત ઉત્પન્ન થાય, કલ્પાન્તે નાશ પામે. આ ગડમથલ થયા જ કરવાની. જીવથી તેમાં કશો ફેર ન જ થાય. જેમ વર્ષા ઋતુ આવતાં અનેક વનસ્પતિ પૃથ્વીમાંથી ઉપજે છે ને પાછી તેમાં લય પામે છે, જેમ અનેક તરંગો સાગરમાંથી ઉપજે છે ને સાગરમાં લય પામે છે તેમ આ નામ રૂપાત્મક જગત અવ્યક્તમાંથી ઉત્પન્ન થાય છે ને અવ્યક્તમાં લય પામે છે. આ અવ્યક્તને પ્રકૃતિ પણ કહે છે, પ્રધાન પણ કહે છે. ત્યારે આખા બ્રહ્માંડનું પ્રથક્કરણ કરતાં પ્રકૃતિ, પરમાત્મા ને જીવ ત્રણ રહ્યાં. ઇશ્વર જે વિષ્ણુ, મહેશ કહેવાય છે તે પણ જીવ જ છે ને? તેમની સ્થિતિ કલ્પ પર્યંતની છે. જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ વિગેરે વિશેષ હોવાથી તે ઇશ્વર કહેવાય. પંચ ભુતાત્મક જે અનેક આકારો તે તો ઉત્પન્ન થાય, મરે, ને ઉત્પન્ન થાય. તે ક્રિયા તો ચાલ્યા જ જવાની. શરીરનાં જન્મ મરણ તો રહેવાનાં. ત્યારે મને પામીને જન્મ મરણ છૂટે તે કોનાં? કહે છે કે જીવનાં. ત્યારે જીવ શું? ચેતન પરમાત્માનો ચિત્તમાં આભાસ તે જીવ. આભાસ એ [illegible] નથી. એટલે વસ્તુતઃ પરમાત્મા જ ઉપાધિ ભેદે [illegible] પરંતુ [illegible] પામ્યા છે. પ્રકૃતિ, જીવ ને પરમેશ્વ- જીવ સંજ્ઞા [illegible] નિર્ણય કરવામાં જ વાદ વિવાદો છે. રનો પરસ્પર સંબંધ [illegible] આચાર્યો, તપસ્વીઓ ને ઋષિઓ મોટા મોટા વિદ્વાનો [illegible] ભેદવાળાં છે. પ્રકૃતિ પરમાત્માથી સૌનો મંતવ્ય પુરુસ્પ[illegible] છે? જીવ પરમાત્માથી ભિન્ન છે કે ભિન્ન છે કે અભિ[illegible] વાદમાં અનેક મત મતાંતરો છે. સાધક અભિન્ન છે આટલ[illegible] આ બધા વિવેચનથી એટલું જાણવું તેમાં ન પડે. [illegible] કે ભોગ માત્ર પ્રકૃતિ સ્વરૂપ છે. પ્રકૃતિ વિકારી, વિનાશી ને

દુઃખરૂપ છે. તેથી ભોગમાંથી રાગ કાઢી પરમાત્મ પદને પામી અખંડ સુખ પ્રાપ્ત કરવા પરમાત્માને ભજવા. જીવને પરમાત્માથી ભિન્ન માને તો પણ ભોગમાંથી રાગ કાઢી પરમાત્માને ભજતાં પરમાત્મા પમાશે. ને જીવને પરમાત્માથી અભેદ માને તો પણ જગત તરફથી રાગ કાઢી નાખી પરમાત્મ સ્વરૂપમાં રાગ કર્યે પરમાત્મ સ્વરૂપ થવાશે. એટલે વિવાદની કશી જરૂર નથી. ગમે તે રસ્તે વૈરાગ્ય ધરી સાધનમાં મંડવું.

ત્યારે એમ થાય કે જે આ અવ્યક્ત તે જ સ્વતંત્ર ને સર્વથી શ્રેષ્ટ છે? તે અવ્યક્ત જ જગત ઉત્પન્ન કરે ને સંહાર કરે? અવ્યક્તથી પર કશું ખરું? અવ્યક્ત એટલે ત્રિગુણાત્મક પ્રકૃતિ. ગીતામાં પ્રથમ કહ્યું છે કે પ્રકૃતિ ને જીવ એ બન્ને પરમાત્માનાં છે. વળી ગીતામાં કહ્યું છે કે પરમાત્માની સત્તાથી ચરાચર વિશ્વને પ્રકૃતિ ઉત્પન્ન કરે છે. પરમાત્મા શ્રીકૃષ્ણ કોઈ વાદમાં ઉતરતા નથી. પણ સાધકને પ્રાપ્ત કરવાના જે પરમાત્મા તેનું સ્વરૂપ હવે કહે છે ને તેને પામવાનો રસ્તો પણ બતાવે છે. પ્રકૃતિનું સ્વરૂપ બતાવી તે પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન કરી સાધન ને સાધ્ય કહે છે.

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ।
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥

અધ્યાય ૮ શ્લોક ૨૦-૨૧

શબ્દાર્થઃ—એનાથી પણ પર અને અવ્યક્તથી પણ અવ્યક્ત એવો અન્ય સનાતન ભાવ છે જે બધાં નાશવંત ભૂતમાં છતાં નાશ પામતા નથી.

## અધ્યાય ૯ મો રાજ વિદ્યા યોગ

ણી જેટલી મહેનત જગતના ભોગ અર્થે કરે છે ને
ા દુઃખ મિશ્રીત સુખ અનુભવે છે તેટલી જ મહેનત
માત્મા અર્થે કરે તો અખંડ સુખ મોક્ષ મળે. પર-
ને પામવા સુગમ છે કારણ તે સર્વત્ર વ્યાપક છે,
ક્તિમાન છે, સર્વજ્ઞ છે, છતાં પ્રાણી શાથી જન્મ-
ા દુખરૂપ સંસારમાં ભટકવા માટે જ યત્ન કરે છે,
છે.

|श्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
|प्राप्य मा निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥

અધ્યાય ૯ શ્લોક ૩

બ્દાર્થઃ-હે પરંતપ! આ ધર્મ ઉપર શ્રદ્ધા ન કરનારા
મને ન પામી જન્મમરણ રૂપ સંસારના માર્ગમાં
ણ કરે છે.

વેચન-પ્રાણીને ક્રિયા કરવામાં મુખ્ય કારણ તેની શ્રદ્ધા
દ્ધા વિના ક્રિયા બરાબર કરાતી જ નથી. શ્રદ્ધા વિના
ફળતી નથી. પરમપદને પામવાનો માર્ગ ગમે તેવો
ને બહુ ફળદાયી હોય છતાં તે માર્ગમાં શ્રદ્ધા જ ન
તો તે રસ્તો શી રીતે લેવાય ? શ્રદ્ધાનું કારણ પોતાનો
મવ છે સાધક જે કરે તે પૂર્ણ શ્રદ્ધાથી કરે, શ્રદ્ધા
નું કરેલું અફળ છે.

હવે આવા પરમાત્માને પામવા પરમાત્માનું સ્વરૂપ
.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥

અધ્યાય ૯ શ્લોક ૪

શબ્દાર્થ:–અવ્યક્ત મૂર્તિ વડે આ સર્વ જગત મારાથી વ્યાપેલું છે. ભૂત માત્ર મારામાં છે. હું તેમનામાં અવસ્થિત નથી.

વિવેચનઃ–પરમાત્માની સત્તાથી પ્રકૃતિ જગત ઉત્પન્ન કરે છે તો પરમાત્મા ને જગત કેવી રીતે રહે છે ? પરમાત્મા ને જગતનો કેવો સબંધ છે ? આપણી દૃષ્ટિ તો જ્યાં પડે છે ત્યા જગત દેખાય છે. તો પરમાત્મા કયાં છે ? તેનો ઉત્તર આ શ્લોકમા છે. વ્યક્ત એટલે દેખાય તેવી, અવ્યક્ત એટલે ન દેખાય તેવી પરમાત્મા પોતાની અવ્યક્ત મૂર્તિથી આખા જગતને વ્યાપી રહેલા છે. એટલે પરમાત્મા અમુક આકારના, અમુક દેશમાં, અમુક સમયે છે તેમ નથી. સર્વ દેશમાં. સર્વ કાળમા, ને સર્વત્ર અવ્યક્ત રૂપે વ્યાપક છે. ત્યારે જગત શી રીતે છે ? તો કહે છે સકળ જગત મારામાં છે. હું તેમનામાં નથી આ સમજવું, શ્રદ્ધાપૂર્વક જાણવું કઠણ છે. સાગરનું દૃષ્ટાંત તે સમજાવશે. સાગરમાં તરંગ છે, તેમ પરમાત્મામાં જગત છે. **તરંગમાં, સાગર નથી, તેમ જગતમાં પરમાત્મા નથી.** સાગર તરંગમાં હોય તો તરંગ સાથ સાગર પરિમીત, વિકારી ને વિનાશી ઠરે, તેમ વસ્તુમાં પરમાત્મા હોય તો વસ્તુની પેઠ પરમાત્મા પરિમીત, વિકારી ને વિનાશી થાય. **પરમાત્મા અવ્યક્ત છે તેથી બુદ્ધિથી, શુદ્ધ બુદ્ધિથી સમજાય,** આંખે દેખાય નહીં. જે આંખે દેખાય તે તો વિકારી ને વિનાશી હોય, તે પરમાત્મા ન જ હોય; છતાં ભક્ત પરમાત્માનાં સ્વરૂપ જુવે છે. તેવાં સ્વરૂપોએ ભક્તનાં કામ કર્યા છે. તે બધાં સ્વરૂપોને ભક્તના દૃઢ શ્રદ્ધાળુ ચિત્તે અખંડ પરમાત્મ સ્વરૂપ સાગરમાથી તરંગ રૂપે ઉત્પન્ન કરેલાં છે. તેવાં સ્વરૂપો જે કાર્ય માટે ઉપજેલાં તે કરી અદૃશ્ય થયેલાં. જેમ સાગરમાંથી વાયુએ તરંગ

ાવ ચાલ્યા જ જવાની. આકાશમાં જુવો કેટલા ગ્રહો
ર દિન અરઘ થય ભમ્યા કરે છે. તેવુંજ આપણા શરીરનું
આ સંસારનું, ચર અચર સર્વ પરવશ થઇ કોઇનાં જાણે
યંત્રીત હોય તેમ રાત દિન કંઇ ને કંઇ કર્યા જ કરે છે.
યું તો એ છે કે આપણું શરીર જે ક્રિયા કરે છે તે
વશ થઇ ક્રિયા કરે છે. શરીર પ્રકૃતિ વશ છે, ને પ્રકૃતિ
માત્મા આધીન છે. આ બ્રહ્માંડમાં ચરાચરનું ભ્રમણ
વશ છે, તર્કમાં આવે તેવું નથી. જગત નશ્વર છે તેમાંથી
ત છોડી ઇશ્વરમાં વૃત્તિ જોડવી એ જ કર્તવ્ય છે.
ગતમાં બે પ્રકારના જીવ, એક દૈવી બીજા આસુરી. પ્રાણી-
વની પ્રવૃત્તિનાં બે ધ્યેય છે, કાં તો ભોગ ને કાં તો મોક્ષ.
ની ઇચ્છા ને તે માટે પ્રવૃત્તિમાં દુઃખ ભરેલ છે, મોક્ષની
છા ને તે માટેની પ્રવૃત્તિમાં સુખ છે. ભય, ચિંતા, ક્લેશ,
ાધિ, દુઃખ, જુઠ, કપટ, હિંસા, ચોરી, દુરાચાર, વ્યસન
બીજા જે કંઇ દોષો હોય તે બધાનું મૂળ જગતના ભોગ
યે રુચિ છે. આવી રૂચિવાળા આસુરી પ્રકૃતિનો આશ્રય
છે, ને જેણે જગતના ભોગમાં દુઃખ જોઇ ઇશ્વર પ્રાપ્તિનો
ર્ગ લીધો છે તે દૈવી પ્રકૃતિવાળા કહેવાય છે. પ્રકૃતિના
ગની ઇચ્છાથી પ્રવૃત્તિ કરનાર જન્મમરણ પામ્યા કરે છે.
માત્માના માર્ગવાળા મોક્ષ પામે છે. પરમાત્માની ઉપાસના
ી તેને પામવા ઇચ્છનાર ભક્તનું લક્ષણ, તથા ભક્તિની
ત ભગવાન હાવે કહે છે, જે જાણી જીજ્ઞાસુ તેવું આચરી
દ્ધિ પામે.

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥

અધ્યાય ૯ શ્લોક ૧૩

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते॥

અધ્યાય ૯ શ્લોક ૧૪

શબ્દાર્થ:-પરંતુ હે પાર્થ! મહાત્માઓ તો દૈવી પ્રકૃતિનો આશ્રય કરી, ભૂત માત્રનું મૂળ ને અવિનાશી જાણી અનન્ય મનથી મને ભજે છે. સતત મારૂં કીર્તન કરતા, યત્ન કરતા, દૃઢ વ્રતવાળા, ભક્તિથી મને નમસ્કાર કરતા, નિત્ય યુક્ત થઇ મને ઉપાસે છે.

વિવેચનઃ-શ્રી ભગવાન કહે છે = દૈવી પ્રકૃતિનો આશ્રય કરે તે મહાત્મા, જગતના ભોગ તરફથી વૃત્તિ હટાવી પરમાત્મા તરફ વાળે તે મહાત્મા. વેષથી મહાત્મા ન લેખાય, ભોગ **પ્રત્યે વૈરાગ્ય હોય તે મહાત્મા લેખાય.** પરમાત્માનાં બે સ્વરૂપઃ એક નિર્ગુણ બીજું સગુણ. સાધક છે તેનાં અજ્ઞાન ટળ્યાં નથી, જગત પ્રત્યે સંપૂર્ણ વૈરાગ્ય થયો નથી, પરમાત્મામાં રૂચિ થઇ છે, ભોગ ને જન્મમરણથી કંટાળો આવ્યો છે, પણ મન હજુ સ્થિર નથી. આવા સાધકને મોક્ષ સાધ્ય કરવા પરમાત્માના અવલંબનની જરૂર છે. તેથી તે પરમાત્માને સગુણ રૂપે ઉપાસે, તેમના નામનો નિત્ય જપ કરે, યત્ન કરે એટલે અભ્યાસ કરે. ચિત્ત જ્યારે જ્યારે તેને જગત તરફ ખેંચે ત્યારે ત્યારે ચિત્તને જગતનાં ભોગમાં ન જવા દેતાં પરમાત્મામાં લગાડવું તેનું **નામ અભ્યાસ.** આવા અભ્યાસને દૃઢ કરવા નિશ્ચય પુર્વક વ્રત કરવાં. જે વ્રતમાં ,ઇન્દ્રિયોનો સંયમ નથી ને ઇંદ્રિયોના ભોગ છે તે સાચાં વ્રત નથી. **જે વ્રતમાં વૈરાગ્ય હોય ને પરમાત્મા પ્રત્યે રાગ હોય તે વ્રત છે.** સત્ય બોલવું એ વ્રત, અહિંસા એ વ્રત, પ્રિય બોલવું તે વ્રત, અતિથિને જમાડીને જમવું તે વ્રત,.; દુઃખીને જોતાં પોતાનું સર્વસ્વ હોમી તેનું દુઃખ

મથવ ચાલ્યા જ જવાની. આકાશમાં જુવો કેટલા ગ્રહો રાત દિન અવશ થઇ ભમ્યા કરે છે. તેવું જ આપણા શરીરનું ને આ સંસારનું. ચર અચર સર્વ પરવશ થઇ કોઇનાં જાણે નિયંત્રીત હોય તેમ રાત દિન કંઇ ને કંઇ કર્યા જ કરે છે. ચાલું તો એ છે કે આપણું શરીર જે ક્રિયા કરે છે તે પરવશ થઇ ક્રિયા કરે છે. શરીર પ્રકૃતિ વશ છે, ને પ્રકૃતિ પરમાત્મા આધીન છે. આ બ્રહ્માંડમાં ચરાચરનું ભ્રમણ પરવશ છે, તર્કમાં આવે તેવું નથી. જગત નશ્વર છે તેમાંથી મોહ છોડી ઇશ્વરમાં વૃત્તિ જોડવી એ જ કર્તવ્ય છે. જગતમાં બે પ્રકારના જીવ, એક દૈવી બીજા આસુરી. પ્રાણી-માત્રની પ્રવૃત્તિનાં બે ધ્યેય છે, કાં તો ભોગ ને કાં તો મોક્ષ. ભોગની ઇચ્છા ને તે માટે પ્રવૃત્તિમાં દુઃખ ભરેલ છે, મોક્ષની ઇચ્છા ને તે માટેની પ્રવૃત્તિમાં સુખ છે. ભય, ચિંતા, ક્લેશ, વ્યાધિ, દુઃખ, જુઠ, કપટ, હિંસા, ચોરી, દુરાચાર, વ્યસન ને બીજા જે કંઇ દોષો હોય તે, બધાનું મૂળ જગતના ભોગ પ્રત્યે રૂચિ છે. આવી રૂચિવાળા આસુરી પ્રકૃતિનો આશ્રય કરે છે, ને જેણે જગતના ભોગમાં દુઃખ જોઇ ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ લીધો છે તે દૈવી પ્રકૃતિવાળા કહેવાય છે. પ્રકૃતિના ભોગની ઇચ્છાથી પ્રવૃત્તિ કરનાર જન્મમરણ પામ્યા કરે છે. પરમાત્માના માર્ગવાળા મોક્ષ પામે છે. પરમાત્માની ઉપાસના કરી તેને પામવા ઇચ્છનાર ભક્તનું લક્ષણ, તથા ભક્તિની રીત ભગવાન હવે કહે છે, જે જાણી જીજ્ઞાસુ તેવું આચરી સિદ્ધિ પામે.

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रितः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥

અધ્યાય ૯ શ્લોક ૧૩

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते॥

અધ્યાય ૯ શ્લોક ૧૪

શબ્દાર્થઃ–પરંતુ હે પાર્થ ! મહાત્માઓ તો દૈવી પ્રકૃતિનો આશ્રય કરી, ભૂત માત્રનું મૂળ ને અવિનાશી જાણી અનન્ય મનથી મને ભજે છે. સતત મારૂં કીર્તન કરતા, યત્ન કરતા, દઢ વ્રતવાળા, ભક્તિથી મને નમસ્કાર કરતા, નિત્ય યુક્ત થઇ મને ઉપાસે છે.

વિવેચનઃ–શ્રી ભગવાન કહે છે = દૈવી પ્રકૃતિનો આશ્રય કરે તે મહાત્મા, જગતના ભોગ તરફથી વૃત્તિ હટાવી પરમાત્મા તરફ વાળે તે મહાત્મા. વેષથી મહાત્મા ન લેખાય, **ભોગ પ્રત્યે વૈરાગ્ય હોય તે મહાત્મા લેખાય.** પરમાત્માનાં બે સ્વરૂપઃ એક નિર્ગુણ બીજું સગુણ. સાધક છે તેનાં અજ્ઞાન ટળ્યાં નથી, જગત પ્રત્યે સંપૂર્ણ વૈરાગ્ય થયો નથી, પરમાત્મામાં રૂચિ થઇ છે, ભોગ ને જન્મમરણથી કંટાળો આવ્યો છે, પણ મન હજુ સ્થિર નથી. આવા સાધકને મોક્ષ સાધ્ય કરવા પરમાત્માના અવલંબનની જરૂર છે. તેથી તે પરમાત્માને સગુણ રૂપે ઉપાસે, તેમના નામનો નિત્ય જપ કરે, યત્ન કરે એટલે અભ્યાસ કરે. ચિત્ત જ્યારે જ્યારે તેને જગત તરફ ખેંચે ત્યારે ત્યારે ચિત્તને જગતનાં ભોગમાં ન જવા દેતાં પરમાત્મામાં લગાડવું તેનું **નામ અભ્યાસ.** આવા અભ્યાસને દઢ કરવા નિશ્ચય પુર્વક વ્રત કરવાં. જે વ્રતમાં ,ઇંદ્રિયોનો સંયમ નથી ને ઇંદ્રિયોના ભોગ છે તે સાચાં વ્રત નથી. **જે વ્રતમાં વૈરાગ્ય હોય ને પરમાત્મા પ્રત્યે રાગ હોય તે વ્રત છે.** સત્ય બોલવું એ વ્રત, અહિંસા એ વ્રત, પ્રિય બોલવું તે વ્રત, અતિથિને જમાડીને જમવું તે વ્રત, દુઃખીને જોતાં પોતાનું સર્વસ્વ હોમી તેનું દુઃખ

મથલ ન્યાસ્યા જ જવાની. આકાશમાં જુવો કેટલા ગ્રહો રાત દિન અવશ થઇ ભમ્યા કરે છે. તેવુંજ આપણા શરીરનું ને આ સંસારનું. ચર અચર સર્વ પરવશ થઇ કોઇનાં જાણે નિયંત્રીત હોય તેમ રાત દિન કંઇ ને કંઇ કર્યા જ કરે છે. સાચું તો એ છે કે આપણું શરીર જે ક્રિયા કરે છે તે પરવશ થઇ ક્રિયા કરે છે, શરીર પ્રકૃતિ વશ છે, ને પ્રકૃતિ પરમાત્મા આધીન છે. આ બ્રહ્માંડમાં ચરાચરનું ભ્રમણ પરવશ છે, તર્કમાં આવે તેવું નથી. જગત નશ્વર છે તેમાંથી મોહ છોડી ઇશ્વરમાં વૃત્તિ જોડવી એ જ કર્તવ્ય છે. જગતમાં બે પ્રકારના જીવ, એક દૈવી બીજા આસુરી. પ્રાણીમાત્રની પ્રવૃત્તિનાં બે ધ્યેય છે, કાં તો ભોગ ને કાં તો મોક્ષ ભોગની ઇચ્છા ને તે માટે પ્રવૃત્તિમાં દુઃખ ભરેલ છે, મોક્ષની ઇચ્છા ને તે મારેની પ્રવૃત્તિમાં સુખ છે. ભય, ચિંતા, કલેશ, વ્યાધિ, દુઃખ, જુઠ, કપટ, હિંસા, ચોરી, દુરાચાર, વ્યસન ને બીજા જે કંઇ દોષો હોય તે, બધાનું મૂળ જગતના ભોગ પ્રત્યે રૂચિ છે. આવી રૂચિવાળા આસુરી પ્રકૃતિનો આશ્રય કરે છે, ને જેણે જગતના ભોગમાં દુઃખ જોઇ ઇશ્વર પ્રાપ્તિનો માર્ગ લીધો છે તે દૈવી પ્રકૃતિવાળા કહેવાય છે. પ્રકૃતિના ભોગની ઇચ્છાથી પ્રવૃત્તિ કરનાર જન્મમરણ પામ્યા કરે છે. પરમાત્માના માર્ગવાળા મોક્ષ પામે છે. પરમાત્માની ઉપાસના કરી તેને પામવા ઇચ્છનાર ભકતનું લક્ષણ, તથા ભક્તિની રીત ભગવાન હાવે કહે છે, જે જાણી જિજ્ઞાસુ તેવું આચરી સિદ્ધિ પામે.

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रितः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥

અધ્યાય ૯ શ્લોક ૧૩

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते॥

અધ્યાય ૯ શ્લોક ૧૪

શબ્દાર્થ:—પરંતુ હે પાર્થ ! મહાત્માઓ તો દૈવી પ્રકૃતિનો આશ્રય કરી, ભૂત માત્રનું મૂળ ને અવિનાશી જાણી અનન્ય મનથી મને ભજે છે. સતત મારૂં કીર્તન કરતા, યત્ન કરતા, દઢ વ્રતવાળા, ભકિતથી મને નમસ્કાર કરતા, નિત્ય યુકત થઇ મને ઉપાસે છે.

વિવેચનઃ–શ્રી ભગવાન કહે છે = દૈવી પ્રકૃતિનો આશ્રય કરે તે મહાત્મા, જગતના ભોગ તરફથી વૃત્તિ હટાવી પરમાત્મા તરફ વાળે તે મહાત્મા. વેષથી મહાત્મા ન લેખાય, **ભોગ પ્રત્યે વૈરાગ્ય હોય તે મહાત્મા લેખાય.** પરમાત્માનાં બે સ્વરૂપઃ એક નિર્ગુણ બીજું સગુણ. સાધક છે તેનાં અજ્ઞાન ટળ્યાં નથી, જગત પ્રત્યે સંપૂર્ણ વૈરાગ્ય થયો નથી, પરમાત્મામાં રૂચિ થઇ છે, ભોગ ને જન્મમરણથી કંટાળો આવ્યો છે, પણ મન હજુ સ્થિર નથી. આવા સાધકને મોક્ષ સાધ્ય કરવા પરમાત્માના અવલંબનની જરૂર છે. તેથી તે પરમાત્માને સગુણ રૂપે ઉપાસે, તેમના નામનો નિત્ય જપ કરે, યત્ન કરે એટલે અભ્યાસ કરે. ચિત્ત જ્યારે જ્યારે તેને જગત તરફ ખેંચે ત્યારે ત્યારે ચિત્તને જગતનાં ભોગમાં ન જવા દેતાં પરમાત્મામાં લગાડવું **તેનું નામ અભ્યાસ.** આવા અભ્યાસને દઢ કરવા નિશ્ચય પુર્વક વ્રત કરવાં. જે વ્રતમાં ઇંદ્રિયોનો સંયમ નથી ને ઇંદ્રિયોના ભોગ છે તે સાચાં વ્રત નથી. **જે વ્રતમાં વૈરાગ્ય હોય ને પરમાત્મા પ્રત્યે રાગ હોય તે વ્રત છે.** સત્ય બોલવું એ વ્રત, અહિંસા એ વ્રત, પ્રિય બોલવું તે વ્રત, અતિથિને જમાડીને જમવું તે વ્રત, દુઃખીને જોતાં પોતાનું સર્વસ્વ હોમી તેનું દુઃખ

ટાળવું તે વ્રત, અભ્યાગતને આશ્રય આપવો તે વ્રત, ભૂખ્યાને અન્ન ને તરસ્યાને જળ આપવું તે વ્રત શરણાગતનું રક્ષણ કરવું તે વ્રત, દીન ને દુ:ખીની વહારે ધાવું તે વ્રત, ધર્મનું રક્ષણ કરવું તે વ્રત, બ્રહ્મચર્ય પાળવું તે વ્રત, દાન ન લેવું તે વ્રત, સંગ્રહ ન કરવું તે વ્રત, વણ હક્કનું કશું ન લેવું તે વ્રત, પ્રાણીમાત્રને પ્રભુરૂપ જાણી તેની સ્વક્રિયાથી સેવા કરવી તે વ્રત, ચોરી ન કરવી તે વ્રત. આવા ને બીજાં જે ઇંદ્રિયોનો નિગ્રહ કરાવી ચિત્તને પરમાત્મામાં જોડાવે તેવાં વ્રત સાધક લે ને દૃઢ નિશ્ચયથી તેને વળગી રહે. નમસ્કાર એ અદ્દ્ભુત વશીકરણ છે પ્રેમ ને ભક્તિથી જેને આપણે નમસ્કાર કરીએ છીએ તેના આશીષ ને દયા અજાણતાં પણ આપણા ઉપર ઉતરે છે પરમાત્મા દયાળુ છે, સર્વ શક્તિ સંપન્ન છે. ભક્ત તેને પ્રેમથી નમે તો જરૂર ભગવાનની દયા થાય. વ્યવહારમા પણ કુટુંબીજન ખોટી લાજ ત્યજી મોટેરાને પગે લાગે તો ઘણો લાભ પામે. ભજન કીર્તન મોટે કરતાં ચિત્તવી ભોગ ઝંખે તો ભોગ જ પામે, ભગવાન ન મળે. ચિત્તની ઝંખના એજ ભગવાન સાંભળે છે, તેથી ઉપાસક જપ કરતાં, કીર્તન કરતાં, ને ધ્યાન કરતાં ચિત્તને બીજા વિચારો કરતાં રોકી જપ, કીર્તન કે ધ્યાનમાં જ લગાડે. ભગવાનની ભક્તિ કરતાં ચિત્ત તરફ ચોકી રાખવી કે તે ક્યાં ભમે છે? ઘણો વખત ભક્તિ કરતાં છતાં ફળ નથી થતું તેનું કારણ ભક્તિ કરતાં ચિત્ત બીજું જ ઝંખે છે, લોકમાં કીર્તિ, વૈભવ, ધન, મોટાઇ, ગુરૂ પદવી, આજીવીકા વિગેરે માટે ચિત્ત ઝંખના કરે તો ભક્તિનું ફળ તે જ મળે. જે આપણે કરતા હોઇએ તેમાં જ ચિત્ત પરોવાયેલું રહે તો તે વહેલું ફળે, ને એ પ્રમાણે ચિત્તને પરોવાયેલું રાખવા યત્ન કરવો તેનું નામ અભ્યાસ, તેનું નામ યોગ. માટે

ઉપાસકે ચિત્તને પરમાત્મામાં નિત્ય જોડવું. કંઇ ને કંઇ કામગરી ચિત્તને પરમાત્મા અર્થે સોંપવી

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।

एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥

અધ્યાય ૯ શ્લોક ૧૫

શબ્દાર્થઃ બીજા ( ઉપાસકો ) જ્ઞાન યજ્ઞથી વળી મારૂં યજન કરતા ( મને ) ઉપાસે છે. એક ભાવથી, પૃથક ભાવથી, બહુ ને સર્વ પ્રકારથી.

વિવેચનઃ—પરમાત્મા છે એવું જાણનાર આસ્તિકો બે પ્રકારે પરમાત્માને ભજનારા હોય છે. એક જ્ઞાની, જે એમ ઉપાસે છે કે 'હું શુદ્ધ ચેતન છું. હું આત્મા છું ને હું આત્મા તે જ પરમાત્મા છે.' આ ઉપાસના રૂપ યજ્ઞથી ઉપાસક પરમાત્મ રૂપ થાય છે. બીજા ઉપાસક એમ જાણે છે કે હું પરમાત્માથી ભિન્ન છું; પણ મારે પરમાત્મ સ્વરૂપમાં ભળવું છે, પરમાત્મ સ્વરૂપ થવું છે. આ ભાવનાથી અનન્ય ચિત્તથી પરમાત્માની ઉપાસના કરનાર પણ પરમાત્માને પામે છે.

જે સાધન, શક્તિને પરમાત્મા પ્રાપ્તિ અર્થે હોમે તે યજ્ઞ મોક્ષ દાતા છે આવા મોક્ષ પ્રાપ્તિના માર્ગરૂપ યજ્ઞ અનેક રીતના છે. જે તે રસ્તે જીવ ભાવ ગાળી સાધકે શિવ ભાવ પ્રાપ્ત કરવાનો છે. દ્વૈત, અદ્વૈત ગમે તે માર્ગ સાધકને ઘટમાં શ્રદ્ધા પુર્વક વસે તે લે ને વૈરાગ્ય પુર્વક અભ્યાસમાં મંડ્યા રહે તો કાળે કરી મુક્તિની પ્રાપ્તિ થાય.

હાવે પછી ભગવાન કહે છે આ જગતમાં સર્વ હું છું, કર્તા હર્તા, પાલન કરતા હું છું, સઘળું હું કરૂં છું, હું સર્વ સ્વરૂપ છું, તેથી પરમાત્માને પામવા સાધક વૈરાગ્ય પુર્વક ગમે તે ભાવે પરમાત્માને ભજે.

પોતાનાં સાધન ને શકિતનો ઉપયોગ કરવાના બે માર્ગ છે. (૧) ભોગ પ્રાપ્તિ, (૨) મોક્ષ પ્રાપ્તિ હાવે ભોગ પ્રાપ્તિ અર્થે તેનો ઉપયોગ કરે તેનું શું ફળ તે ભગવાન કહે છે.

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोक मश्नन्ति दिव्यान्दिवि देवभोगन् ॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभन्ते ॥

અધ્યાય ૯ શ્લોક ૨૦-૨૧

શબ્દાર્થઃ-(ત્રણ વેદને જાણનાર એવા ત્રૈવિધ કહેવાય છે.) ત્રૈવિધ, સોમરસનું પાન કરનાર, પાપ મુકત થઇ પવિત્ર થએલા યજ્ઞો વડે ઉપાસના કરી સ્વર્ગતિને માટે પ્રાર્થના કરે છે તેઓ પુણ્યશાળી દેવલોકને પામી દિવ્ય દેવભોગને સ્વર્ગમાં ભોગવે છે તેઓ તે વિશાળ સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય ક્ષીણ થતાં મૃત્યુલોકમાં પ્રવેશે છે. આ પ્રમાણે ત્રયીધર્મને અનુવર્તનારા કામનાની ઇચ્છાવાળા ગતાગત (આવવા જવાને) પામે છે.

વિવેચનઃ-ભોગ પ્રાપ્તિના બે માર્ગ છે એક લૌકિક ને બીજો અલૌકિક. વેદમાં કહ્યા પ્રમાણે યજ્ઞથી ઉપાસના કરી ભોગ પ્રાપ્ત કરવા ક્રિયા કરે છે તે અલૌકિક માર્ગ છે ભોગ માત્ર પુણ્ય રચિત છે, તપ રચિત છે. ભોગ માત્ર વિકારી ને વિનાશી છે. લૌકિક રીતિએ કે અલૌકિક રીતિએ મેળવેલા ભોગ, ભોગનાં સાધન સૌ વિકારી ને વિનાશી છે. મૃત્યુ લોકમાં અવતરી યજ્ઞ કરી સ્વર્ગ ભોગ ભોગવવા જાય, ને ત્યાં સ્વર્ગના ભોગ આપનાર પુણ્ય ખલાસ થતાં પાછા મૃત્યુલોકમાં અવતરે, પાછા યજ્ઞ કરી સ્વર્ગમાં જાય, પાછા અવતરે. એ પ્રમાણે ભોગ અર્થે યજ્ઞ, ભોગ પ્રાપ્તિ,

**ભોગનાશ, પાછો ભોગ અર્થે યજ્ઞ, પ્રાપ્તિ, ભોગનાશ.** આ ગડમથલમાં જીવના કેટલાય અવતાર વહી જાય છે. સ્વર્ગમાં જવું ને ત્યાંથી પૃથ્વી ઉપર આવવું. એક સીડી ઉપર કોકટનો ચઢઉતર કરનાર જેમ કેવળ શ્રમ પામે છે તેમ પૃથ્વીથી સ્વર્ગ ને સ્વર્ગથી પૃથ્વી જા આવ કરનાર દુઃખ જ પામે છે.

સ્વર્ગતિ એટલે મનુષ્ય લોકથી પર તમામ લોક સમજવા, કે જે લોક સકામ કર્મ કરનારનાં પુણ્ય ભોગવવા અર્થે છે. ત્યાંના ભોગ ગમે તેટલા આકર્ષક હોય પણ વિનાશી જ ને ! ત્યાં ગમે તેટલાં લાંબાં આયુષ્ય હોય પણ આખર તો મરવાનું જ ને ! ભોગમાં સુખ છે એવી રસ બુદ્ધિ પણ જીવ અનેક કલ્પના કરીને જ ઠસાવે છે. **જ્યાં ભોગ ભોગવાય છે એટલે ભોગથી કંટાળો જ આવે છે.** જગતમાં એક પણ એવો ભોગ નથી કે જે સતત ભોગવતાં તેનાથી ઉપરામ વૃત્તિ ન થાય. ભોગમાં સાચું સુખ કે શાંતિ નથી. જ્યારે સ્વર્ગ જેવા ઉત્તમ ભોગમાં વાસ્તવીક સુખ શાંતિ નથી તો આ લોકના ક્ષુદ્ર ભોગમાં તો સુખ હોય જ કયાંથી ? સુખ એટલે ચિત્તની શાંતિમાં અનુભવાતું સુખ, તે તો અખંડ નિરીચ્છ ચિત્તમાં જ અનુભવાય.

માટે સાધકે આ લોકના કે પરલોકના વિનાશી ભોગ ભોગવવા માટે ઉદ્યમ ત્યજી અખંડ સુખ–શાંતિ અર્થે પરમાત્માની ઉપાસના કરવી જરૂરી છે. જીવ આ ભોગમાં સુખ નથી પણ અમુક મળે તો સુખ થશે એવી કલ્પનાઓ કરી શ્રમ વેઠી દુઃખની પરંપરામાં અનેક જન્મ ગુમાવે છે. ભોગથી સુખ નથી. ભોગ ત્યજી પરમાત્મા ભજ્યા શિવાય સુખ અનુભવવાતું નથી. તેથી ભગવાન હવે પરમાત્માની ઉપાસનાની મહત્તા કહે છે.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

અધ્યાય ૯ શ્લોક ૨૨

શબ્દાર્થ:-અનન્ય રીતે ચિંતન કરતા જે જનો મને જ ઉપાસે છે તેવા નિત્ય અભિયુક્ત થએલાનું યોગક્ષેમ હું વહન કરૂં છું.

વિવેચન.-આ શ્લોકમાં યોગક્ષેમનો વ્યવહારમાં પ્રસિદ્ધ અર્થ યોગ એટલે અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિ ને ક્ષેમ એટલે મળેલાનું રક્ષણ. ભાવાર્થ કે પરમાત્માનું ભજન કરનારનો નિભાવ ભગવાન કરે છે. બીજો ને વિશેષ સાચો અર્થ એ છે કે પરમાત્માનું અનન્ય ભાવે ભજન કરનારની ભજનના પ્રતાપે ઉત્તરોત્તર ભૂમિકા ચઢતી જાય છે. યોગમાં સાધન અવસ્થાથી મોક્ષ પ્રાપ્તિ સુધીની સાત ભૂમિકાઓ કહી છે. અમુક ભૂમિકાને પ્રાપ્ત થએલ સાધક વચમાં વિઘ્ન આવતાં કદાચ પડે. એટલે સાધકને બે સંભાળવાનાં રહ્યાં. એક તો અપ્રાપ્ત ભૂમિકાની પ્રાપ્તિ ને પ્રાપ્ત ભૂમિકાનું રક્ષણ. એક રાજા પર રાજ્ય પર ચઢાઇ કરે છે તેને પર મુલક જીતવો ને તેનું રક્ષણ કરવું એ બે કામ છે. મેળવેલાનું રક્ષણ ન થાય તો મેળવેલું ગુમાવાય ને મહેનત ફોક જાય. તપસ્વી, હઠયોગી ને બીજા ઘણા ઘણા વર્ષનો શ્રમ અમુક ભોગમાં ગુમાવી પ્રાપ્ત પદથી ચ્યુત થયા છે. ભગવાન કહે છે પરમાત્માની ઉપાસના કરતાં સાધક પરમાત્મા શિવાય બીજું ચિંત્વન ન જ કરે તો પરમાત્માનું ચિંત્વન કરતા તે સાધકને અપ્રાપ્ત ભૂમિકાની પ્રાપ્તિ રૂપ યોગ ને તે ભૂમિકાથી પતન ન થાય એ માટે તેનું રક્ષણ હું એટલે પરમાત્મા જ કરૂં છું. યોગમાં પણ 'પરમાત્માનું નામ ઓમ છે. તેનો જપ ને તેનું ચિંત્વન કરવું તે જપથી આત્મ-સાક્ષાત્કાર ને વિઘ્નોનો

અભાવ થાય છે' એમ કહેલ છે. એટલે પ્રણવનો જપ તેના ચિંતન પૂર્વક કરનારનું જેમ યોગક્ષેમ વહે છે તેમ પરમાત્માનું અનન્ય રૂપે ચિંતન કરતાં પરમાત્મા તે સાધકને નિર્વાણ પદે પહોંચાડે છે. માટે પરમાત્માનું શરણું લેનારે બીજી બધી બાબતે નિશ્ચિંત થઇ મંડ્યા રહેવું. યોગમાં બીજું પણ સૂત્ર છે કે પરમાત્માનુ શરણું લેવાથી ચિત્ત વૃત્તિનો નિરોધ થઇ શકે છે

હાવે પ્રશ્ન એ થાય છે કે પરમાત્માને ન ઉપાસે ને બીજા દેવતાને મોક્ષાર્થે ઉપાસે તો? બંન્નેમાં ઉપાસનાનો શ્રમ સરખો હોય તો પણ ફળમાં મોટો ભેદ પડે રાજા ને સિપાહી બંન્નેને રીઝવતાં સરખો શ્રમ હોય તો જેમ રાજાને રીઝવવો એ જ વિશેષ શ્રેયસ્કર છે તેમ દેવતા ને પરમાત્મા બંન્નેની ઉપાસનામાં સરખો શ્રમ હોય તો દેવતાને બદલે પરમાત્માને ઉપાસવા સારા છે. ઉપાસના દેવતાની કરતાં પરમાત્માની વિશેષ સુલભ છે. દેવતા પરિચ્છિન્ન અમુક કાળમાં રહેલા, અમુક જ શકિતવાળા વિકારી ને વિનાશી છે. પરમાત્મા સર્વત્ર વ્યાપક, સર્વ કાળમાં રહેલા અવિકારી, અવિનાશી, સર્વશકિત સાધન સંપન્ન છે, તેથી સાધકે મોક્ષ અર્થે દેવતાને બદલે પરમાત્મા ઉપાસવા. વારતવીક તો દેવતા, દાનવ, મનુષ્ય, પશુ, પંખી સર્વ પ્રાણીઓમાં ચેતન પરમાત્મા છે તેથી જ સૌની સ્થિતિ, ગતિ ને શકિત છે. તે પરમાત્મ દેવ સૌમાં ન હોય તો સૌની સ્થિતિ જ ન હોય. તેથી વાસ્તવીક તો દેવતાનું આરાધન તે દેવ શરીર ભીતર રહેલા પરમાત્માનું જ આરાધન છે પણ સાધક આરાધકની બુદ્ધિ દેવ શરીર ભીતર રહેલા પરમાત્મા પર નથી ચોટી, પણ દેવ શરીર પર ચોટી છે, તેને જ ઉપાસે છે તેથી આશય ને કલ્પના અનુસાર અલ્પ ફળ તેને મળે છે. સાધક ગમે તેની ઉપાસના કરે પણ

ભગવાન દીનદયાળ ભક્તના હિત અર્થે સૌથી સરળ ઉપાસનાનો મારગ હાવે નીચે પ્રમાણે બતાવે છે.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।

यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

અધ્યાય ૯ શ્લોક ૨૭

શબ્દાર્થઃ—જે તું કરે, જે ભોગવે, જે હોમે, જે દાન કરે, જે તપ કરે તે (સર્વ) હે કૌંતેય! મને અર્પણ કર.

વિવેચનઃ—આ શ્લોક ઉપાસનાના માર્ગને બહુ સરળ કરે છે. ઉપાસના માટે કોઇ વિશેષ કાર્ય ન થાય તો ભગવાન કહે છે તું જે કરે તે મને અર્પણ કર. આપણે જે કર્મ કરીએ તે કોઇને કોઇ આશયથી હોય. આપણે જે કંઇ ઉપર ગણાવ્યા તે કર્મ કરી તેનું જે ફળ હોય તેથી પરમાત્મા પ્રસન્ન થાઓ એ ભાવનાથી કર્મ કરવાથી પરમાત્માની ઉપાસના થાય છે એટલે કર્મ જે થાય તેનું ફળ પરમાત્માને અર્પણ કરવું.

કોઇ કહે કે દુષ્ટ કર્મ કરી ય પરમાત્માને અર્પણ કરે તો? કર્મ પરમાત્માને અર્પણ કરવાનું તે પરમાત્માની ઉપાસના અર્થે. પરમાત્માની ઉપાસના મુકિત અર્થે મુકિતના હેતુ કાજે જે કર્મ પરમાત્માને અર્પણ થાય તે કર્મ અશુભ તો કરવાનો વિચાર જ ન હોય. દુષ્ટ વાસના વાળાં, દુષ્ટ કર્મ કરનારા પરમાત્માની ભકિત કરી જ ન શકે એવી ભકિત કરતા દુષ્ટ લોક જણાય તે ભકિત અંતરની નથી, બહારના દેખાવની છે, ને લોકને છેતરવા છે. જેનું ચારિત્ર્ય શુદ્ધ ન હોય, જેનાં આચરણ નિર્દોષ ન હોય તે કદી ભક્ત કે જ્ઞાની હોઇ શકે જ નહીં. ભગવાનના માર્ગમાં દુષ્ટ કર્મ નભે જ નહીં. હાવે કોઇ પાપી

હોય, અનેક પાપ કર્મ આજ સુધી કર્યાં હોય તેને તે માટે પશ્ચાતાપ થઈને તરવાની-પરમાત્મા પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય તો તેનો તરવાનો શો ઉપાય તે કહે છે.

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥

અધ્યાય ૯ શ્લોક ૩૦

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।
कौन्तेय प्रति जानीहि न मे भक्तः प्रणश्यति ॥

અધ્યાય ૯ શ્લોક ૩૧

શબ્દાર્થ:-કોઇ કદાચિત બહુ દુરાચારી હોય પણ અનન્ય ચિત્તથી મને ભજે, તો તેને સાધુ જ જાણવો. તે સારે મારગે લાગેલો છે,

તે તરત જ ધર્માત્મા થાય છે, ને શાશ્વત શાંતિને પામે છે. હે કૌંતેય ! નિશ્ચયપુર્વક જાણ, કે મારો ભકત નાશ પામતો નથી.

વિવેચન:-આ શ્લોકને કોઇ એમ ન સમજે કે તેમાં ભગવાન એમ કહે છે કે બહુ જ દુરાચાર કરતો છતો મને ભજે તે સાધુ જાણવો. દુરાચાર ને ભકિત સાથે વસી જ શકતાં નથી અનન્ય ચિત્તથી થાય તે જ ભકિતથી પરમાત્મા પ્રસન્ન થાય દુરાચાર આચરતો ભકિત કરે તે અનન્ય ચિત્તથી ભકિત નથી કરતો. અનન્ય ચિત્તથી તો તે દુરાચાર સેવે છે. ચિત્ત જેવું ચિંતન કરે તે પામે. ચિત્ત જે કરે તે જ કર્યું લેખાય, ને પરમાત્મા અંતરયામી ચિત્તના ભાવને જાણે છે. આ શ્લોક ભકિતનો દંભ કરી દુરાચાર પોષનારને આશ્રય આપવા નથી. પણ પોતાનાં કરેલાં દુષ્ટ કર્મથી પરિતાપ પામી ફરી તેવાં કર્મ ન કરવાના દૃઢ આગ્રહ વાળાને તરવાનો આધાર બનાવવા માટે આ શ્લોક છે.

પરમાત્માની અનન્ય ચિત્તથી ઉપાસના કરતાં કરેલાં પાપ કર્મનું પ્રાયશ્ચિત થઇ સાધુત્વ પમાય છે. ભજનનો, જો તે પોતે તરવાના આશયથી થાય તો, બહુ જ પ્રતાપ છે, પાપીને તો તરવાનો સરળમાં સરળ માર્ગ છે. ભકિત એ પાપીનું સરળ, સુગમ પ્રાયશ્ચિત છે. ભકિત ત્યારે જ અનન્ય ભાવથી થઇ ગણાય કે જ્યારે ભકિત આચરતાં અશુભ કર્મ માત્ર ત્યજાય, ભોગ માત્ર પ્રત્યે અંતરથી વૈરાગ્ય થાય, ને પરમાત્મા શિવાય બીજાંના કોઇ પણ પદાર્થથી સુખ મેળવવા ઇચ્છા જ ન થાય.

આપણે સૌ પાપી જ છીએ. પાપી એમ ન માને કે હું પાપ કર્યા છે માટે હાવે તો હું નરકે પડીશ, મારો ઉદ્ધાર નહીં થાય. આવા ગભરાયલા આત્માને ભગવાન કહે છે બીશ નહીં, મારી ભકિત કર, હું તને તારીશ. પરમાત્માની આ અનહદ દયા છે. વળી દીનદયાળ કહે છે.

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥

અધ્યાય ૯ શ્લોક ૩૨

શબ્દાર્થઃ—વળી હે પાર્થ ! મારો આશ્રય કરીને જે પાપ યોનિ હોય, સ્ત્રીઓ હોય, વૈશ્ય તથા શુદ્ર હોય તે પણ સર્વે પરમ ગતિને પામે છે.

વિવેચનઃ—આ ઉપાસનાનો માર્ગ બહુ સુંદર છે. મોક્ષ બ્રાહ્મણ, સંન્યાસી, ક્ષત્રિય કે અમુક જાતિ કે આશ્રમ વાળાને જ મળે તેમ નથી. ગમે તે જાતનો, ગમે તે આશ્રમનો ને ગમે તેવો પાપી હોય તે પણ મારો આશ્રય અનન્ય ભાવથી લઇ મને ભજે તે જરૂર મને પામે. દુરાચાગી એમ ન માને કે હાલ, ખુબ દુરાચાર કરી પછી પ્રભુ ભજશું ને છુટીશું. દુષ્ટ કર્મ ને મુકિત ઉત્તર દક્ષિણ દિશા જેવું છે. દક્ષિણ તરફ

જવા ઇચ્છનાર જેટલો ઉત્તર તરફ જાય તેટલો ત્યાંથી પાછો ફરી પછી દક્ષિણ તરફ પ્રયાણ કરે તો જ ધ્યેયને પહોંચે, તેમ જેટલાં દુષ્ટ કર્મ કર્યાં હશે તે બધાનું પાકું પ્રાયશ્ચિત કર્યે જ ઇશ્વર પ્રાપ્તિ થવાની છે. સ્ત્રી, વશ્ય ને શુદ્ર રજોગુણ તમોગુણ પ્રધાન છે.

ભગવાન કહે છે સત્વગુણ પ્રકૃતિવાળા જ મુક્તિ પામે તેમ પણ નથી. ગમે તેવા ગુણવાળી પ્રકૃતિનો હોય પણ મુક્તિની, પરમાત્માને પામવાની એક જ શરત છે કે અનન્ય ભાવથી, પરમાત્માની ઉપાસના કરવી. ગમે તે જાતિનો, ગમે તે પંથનો ગમે તેવો પાપી હોય તેણે તરવા માટે પરમાત્માનું શરણું લેવું.

ભગવાન કહે છે આવા પાપી પણ જો ભક્તિથી તરે તો પવિત્ર પુરુષો જે ભોગ ઇચ્છા માત્રનો ત્યાગ કરી મને ભજે તે તરે તેમાં શી નવાઇ! તેથી સર્વ સંશય કાઢી, શ્રદ્ધા પુર્વક ભોગ માત્રમાંથી આસક્તિ કાઢી નાખી પરમાત્માને ભજવાથી જરૂર પ્રાણી તરે. **ભક્તિમાં જેટલો અંતરથી પ્રેમ વિશેષ, તેટલી વહેલી ભગવાનની પ્રાપ્તિ.** ચિત્તમાં જે વસે તે ચિત્ત પામે. ચિત્તના અણુએ અણુમાં પ્રભુ ચિંતન થાય તો પરમાત્મા પમાય. ચિત્તમાં જગતના ભોગ વસે તો ચિત્ત તેને પામે. પરમાત્માનો ઉપાસક પરમાત્માને પામે ને તે પામી અખંડ સુખ, શાંતિ ને આનંદ અનુભવે. જગતના ભોગનો ઉપાસક ભોગને પામે, તેથી ક્ષણીક સુખ અનુભવી દુઃખ, ક્લેશ, ચિંતા, શ્રમ, ભયને દેવાવાળાં જન્મ મરણ પામ્યા કરે. જેને જે રૂચે તે કરે. પરમાત્મા સૌને સદ્ બુદ્ધિ આપે. સૌને પોતાના કલ્યાણનો માર્ગ જોવાની ને તે માર્ગે જવાની બુદ્ધિ દીનદયાળ પ્રભુ આપે.

હરિઃ ૐ તત્સત્.

# અધ્યાય ૧૦ મો વિભૂતિ યોગ :

જ્ઞાન શિવાય મુક્તિ નથી જ, મુક્તિ શિવાય અખંડ સુખ નથી. જ્ઞાન એટલે ચોપડીમાં લખેલું મોઢે અહં બ્રહ્માસ્મિ બોલવું તે જ્ઞાન નહીં. કોઇ બ્રાહ્મણ નાટકમાં રાજાનો વેશ લે, ત્યાં બધા તેને રાજાથી સંબોધે, તે પોતે હું રાજા છું એમ કહે, એમ કહ્યા છતાં તે તો અંતરથી એમજ સમજે છે કે હું તો બ્રાહ્મણ છું, નાટક પતિનો નોકર છું; પણ રાજા નથી જ. આપણા શરીરમાં ચિત્ત જ સુખ દુઃખનો અનુભવ કરનાર છે. ચિત્તનો અનુભવ, ચિત્તની સમજ તેજ સાચી સમજ છે. ચિત્ત માને કે હું જીવ છું તો તે ચિત્ત જીવનાં સુખ દુઃખનો અનુભવ કરે છે, ચિત્ત માને કે હું બ્રહ્મ છું તો બ્રહ્મનું સુખ અનુભવે બધો આધાર ચિત્ત પર છે. જગતનાં તમામ શાસ્ત્ર, સર્વ સંપ્રદાયો આ ચિત્ત દેવતાને સમજ આપવા માટે છે. ચિત્ત બીજાનું સમજાવ્યું સમજતું નથી. ચિત્ત એક અરીસા જેવું છે. તેમાં જેવું દેખાય તેવું ચિત્ત માને. ચિત્તનો અરીસો એવો છે કે એ અરીસામાં જે ઇચ્છા કરે તેવું દેખાય. ને ઇચ્છા જ ન કરે તો વસ્તુ જેવી હોય તેવી દેખાય, એક યુવક સ્ત્રીને તેનો યાર રૂપવતી જુવે છે. તેને બીજો તટસ્થ ગંદી યુવક જુવે છે. યારના હૈયામાં તે સ્ત્રી માટે કામના છે, એ કામનાના પ્રભાવથી ચિત્તમાં તે સ્ત્રી તેને સારી જણાય છે. ચિત્તમાં કામના માત્ર ન હોય તો આત્મા ને જગત જેવાં છે તેવાં જણાય. ચિત્ત શુદ્ધ-અસંત શુદ્ધ થતાં જ આત્મ સાક્ષાત્કાર થાય છે. તેનું નામ જ્ઞાન. ચિત્ત શુદ્ધિ થયા વિના લાખો બબડાટ કર્યે આત્માનુભવ થવાનો નથી.

આ ચિત્ત શુદ્ધિ માંટે ભગવાને કહેલો પહેલો ઉપાય (૧) ફળેચ્છા વિના ભોગેચ્છા માત્રના ત્યાગ પુર્વક કર્મ કરવાં તે.

(૨) સ્વસ્વરૂપનું વારંવાર અનુસંધાન કરવું તે. (૩) ચિત્તને સંકલ્પ રહિત કરવાનો ને તેને પરમાત્માના ધ્યાનમાં લગાડવાની ક્રિયારૂપ યોગ. ચોથો માર્ગ ઉપાસના કહી. નવમા અધ્યાયમાં પરમાત્માની ઉપાસના કરવાનો બોધ આપ્યો— તો પ્રશ્ન એ થાય કે પરમાત્મા તો સચરાચર વ્યાપક છે, પ્રાણી માત્રના શરીર ભીતર બહાર વ્યાપેલા છે, દેખાતા નથી, કોઈ પણ ઇંદ્રિયો કે મનથી ગમ્ય નથી તો તેની ઉપાસના શી રીતે થાય? વિદ્યુત તારમાં વ્યાપક છે પણ જણાતી નથી, કાચનો ગોળો ચઢાવતાંજ પ્રકાશ થાય છે. વિદ્યુત હતી તો ખરી છતાં તેને પ્રકટ કરનાર ગોળો થયો. ચૈતન્ય પરમાત્મા જડ ચેતન સર્વમાં વ્યાપક છે પણ તે ચિત્તદ્વારાજ પ્રકાશે છે. વિદ્યુતનો પ્રકાશ સરખો હોવા છતાં ગોળાની શુદ્ધતા ને મલીનતાને લીધે ઉજ્વળ ને મંદ પ્રકાશ જણાય છે તેમ સઘળા ચિત્તને પ્રકાશ કરનાર ચેતન એક સરખું છે છતાં ચિત્તની શુદ્ધિ અશુદ્ધિ ઉપર ચેતન પ્રકાશ-સ્પષ્ટ અથવા મંદ પડે છે. આથી અત્યંત વિશુદ્ધ ચિત્ત જેનાં છે તેવાને ઉપાસતાં ચિત્ત શુદ્ધિ જલદી થાય છે: તેથી આ દશમો અધ્યાય કોના કોના વિશુદ્ધ ચિત્તદ્વારા પરમાત્માની ઉપાસના થાય તો ચિત્ત શુદ્ધિ જલદી થઈ જ્ઞાન થાય તે સમજવા આરંભાયો છે.

ઉપાસના કરવાના કારણમાં ભોગેચ્છા હોય તો ઉપાસ્ય દ્વારા ભોગ મળે છે. ભોગેચ્છા ન હોય તો ચિત્તની અત્યંત શુદ્ધિ થઇ જ્ઞાન થાય છે. ચિત્તમાં ઉપાસના કરતા ભોગની ઇચ્છા હોવાથી ઇચ્છીત ભોગ શિવાય બીજી કામના ઉપાસનાથી નષ્ટ થતાં ને ઉપાસક ઇચ્છીતમાં જ ઉપાસના દ્વારા લીન થતાં તેના ચિત્તમાં ઇચ્છીત ભોગની વાસના રહેવાથી તેનું ચિત્ત ઇચ્છીત ભોગની પ્રાપ્તિજ ઉપાસનાથી પામે છે. ચિત્તમાં જે હોય તે અનુભવે ને કોઇ ભોગની ઇચ્છા ન હોય

ને મુકિતની જ્ઞાનની ઇચ્છા ચિત્તમા હોય તો ચિત્ત તેને અનુભવે

ચિત્તમા જે હશે તે અનુભવવાનુ છે. મોઢે બોલેલું મળવાનું નથી. ભજનમાં ગાયેલું, કથામા કહેલું, વ્યાખ્યાનોમાં વર્ણવેલુ મળવાનુ નથી. મળવાનું તો એ છે કે જે અંતરમાં રાતદિન સાચેસાચુ વસી રહ્યુ હોય **માટે મુમુક્ષુએ પ્રથમ ધ્યેય નક્કી કરવું, ને તેને ચિત્તમાં વજ્ર સમાન દૃઢ કરી દેવુ. આવું કર્યે ઉપાસના વહેલી ફળે છે.**

આ પ્રકરણુ પરમાત્માની ઉપાસનાનું છે તેથી પ્રથમ પરમાત્માનું સ્વરૂપ કહી તેની ઉપાસના કેમ થાય તે જણાવે છે. ને તે સમજાવવા પરમાત્મા તેનાથી ઉત્પન્ન થયેલું સચરાચર જગત તેનું સ્વરૂપ ને સંબંધ કહે છે. આ દેખીતુ જગત ઉત્પન્ન થયું તે એવાથી ઉત્પન્ન થએલું કે જે કદી ઉત્પન્ન થયું નથી જે કદી ઉત્પન્ન થયુ નથી તેનું નામ પરમાત્મા. ને જે ઉત્પન્ન થયું છે તે જગત. જો ઉત્પન્ન થએલ કોઇથી જગત ઉત્પન્ન થએલ માનીએ તો તે 'કોઇ' શામાથી ઉત્પન્ન થયું એ પ્રશ્ન ઉઠે. એટલે પ્રશ્નની પરંપરા ત્યાજ શમે છે કે જે કદી ઉત્પન્ન થએલ નથી એવા જે પરમાત્મા તેથી જગત થયુ છે. આ જગત નાશવંત છે સમગ્ર જગતનો નાશ થયા છતા જે નાશ નથી પામતું પણ અખંડ શેષ રહે છે તે પરમાત્મા, હાવે પ્રથમ તે પરમાત્માનું સ્વરૂપ કહે છે=

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवाना महर्षीणा च सर्वशः ॥

અધ્યાય ૧૦ શ્લોક ૨

શબ્દાર્થ : દેવગણુ કે મહર્ષિઓ મારી ઉત્પત્તિ જાણતા

નથી. 'કારણ કે) ખરેખર હું દેવતાઓનો ને મહર્ષીઓનો આદિ છું.

વિવેચન : જે સર્વનું આદિ તે પરમાત્મા જેનું આદિ કોઈ નહીં તે પરમાત્મા તે પરમાત્મા શી રીતે ઉત્પન્ન થયા તે પાછળનાં શું જાણે ? પોતાની બુદ્ધિ અનુસાર તર્ક કરે પણ વાસ્તવીક તો નજ સમજે, મનુષ્ય પરમાત્માને માને કે ન માને પણ એટલું તો નક્કી છે કે આ દ્રશ્ય જગત જે જણાય છે તેની આદિ ઉત્પત્તિ પહેલાં જગત શિવાયનું "કંઇક" હતું ને આ સમગ્ર જગત નાશ પામ્યા પછી જગતથી વિલક્ષણ કંઇક રહેશે એ જે કંઇક તેને પરમાત્મા કહો કે જે જેને મન પસંદ નામ આપો, આપણ તે કંઇકને પરમાત્મા કહીએ છીએ. તે પરમાત્મામાંથી સમગ્ર જગત ઉત્પન્ન થાય છે. આ જગત પરમાત્મામાં જ રહે છે ને આ જગત પરમાત્મામાં જ લય પામે છે. જેમ સાગરમાંનો તરંગ સાગરમાં ઉત્પન્ન થાય છે, સાગરમાં રહે છે, ને સાગરમાં લય પામે છે તેજ પ્રમાણે પરમાત્મામાંથી જગત છે તે વાત વિસ્તારથી કહે છે.

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः क्षमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥

અધ્યાય ૧૦ શ્લોક ૪

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥

અધ્યાય ૧૦ શ્લોક ૫

શબ્દાર્થ:-બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, ભવ એટલે ઉત્પત્તિ, અભાવ એટલે નાશ, ભય, અભય, અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ,

અયશ, (વિગેરે) ભૂત માત્રના ભાવો મારાથી અનેક પ્રકારના ઉત્પન્ન થાય છે.

વિવેચનઃ—ચિત્ત એકાગ્ર થઇ જે જે કલ્પે તે પરમાત્માથી અનુભવે છે. આખું જગત ચિત્તથી જ ઉત્પન્ન થાય છે. ચિત્ત જ જગતનું ઉત્પન્ન કર્તા છે. આપણને જગતના વિધ વિધ પદાર્થ પ્રાણી ભોગ અર્થે જોઇએ તો પણ તે આપણું એકાગ્ર થએલું ચિત્તજ કલ્પના કરી પરમાત્મામાંથી ઉત્પન્ન કરી આપશે, ને જો ભોગ માત્રથી વૈરાગ્ય આવ્યો હોય, ભોગ માત્રની રૂચિ ન જ હોય તો વાસના વિનાનું ચિત્ત પરમાત્માનો અનુભવ કરશે.

બરાબર એકાગ્ર થએલું ચિત્ત ભોગ અથવા મોક્ષનું-દાતા છે. ચિત્તને જે જોઇતું હોય તે શિવાય અન્ય ન ઝંખે, અન્યનો સંકલ્પ ન કરે તેનું નામ એકાગ્ર ચિન્ત.

ભોગ અથવા મોક્ષ ગમે તે મેળવવા ઈચ્છનારે ચિન્તને એકાગ્ર કરવાનો અભ્યાસ કરવો જરૂરી છે.

આપણે જેનો વિચાર કરાવવા ચિન્ત પાસે ધારીએ તે કરે ને બીજો વિચાર ચિન્ત ન કરે તો ચિન્ત આપણા વશ કહેવાય. ને આપણે ઈચ્છીએ નહીં છતાં મરજી મુજબ જે ચિન્ત વિચાર કરે—સંકલ્પો કરે તો તે ચિન્ત આપણા વશ નથી તેમ સમજવું.

ભોગ મેળવવા ઇચ્છનારે કે મોક્ષ મેળવવા ઇચ્છનારે ઇચ્છીતની પ્રાપ્તિ માટે ચિન્ત પોતાની વશ કરવું. જેમ સ્વાધીન રાખેલ ઘોડો ઘોડેસ્વારને ધારેલ સ્થળે લઇ જાય છે, ને વશમાં ન હોય તે ઘોડો જ્યાં ત્યાં લઇ જાય છે તેવુંજ ચિન્તનું છે. આપણે ચિત્તના દાસ છીએ. ચિન્ત આપણું દાસ થાય તો એ ચિન્તમાં એવી શકિત છે કે ઇચ્છીત કાર્ય કરે.

પરમાત્મા કલ્પતરૂ છે, પરમાત્મા ચિંતામણી છે, તે પરમાત્માના સાનિધ્યમાં રહી ચિત્ત જે કલ્પે તે પામે. પરમાત્માથી પર કશું નથી; પરમાત્મામાંથી જે જોઈએ તે મળે તેમ છે ને તે મેળવવાની કુચી સ્વાધીન ચિત્ત છે. તે ચિત્તને વશ કરવા જગતના સંપ્રદાયો ને પ્રથાઓ છે. તે ચિત્તને વશ કરવા પરમાત્માની વિભૂતિની ઉપાસનાનું આ પ્રકરણ છે.

આ બે શ્લોકથી સૂક્ષ્મ ભાવરૂપ સષ્ટિ પરમાત્માથી થાય છે તે કહ્યું હાવે પ્રાણી ઉત્પત્તિ પરમાત્માથી શી રીતે થાય છે તે કહે છે. તે ઉત્પત્તિ પ્રકરણ અથવા વિભૂતિ પ્રકરણ સમજતા પહેલાં વિભૂતિ શું તે સમજીએ.

તારના દોરડામાં વિદ્યુત વ્યાપક છે તેમ પરમાત્મા સચરાચરમાં વ્યાપક છે છતાં નાનો ગોળો ચઢાવે અલ્પ પ્રકાશ, મોટાથી વધુ પ્રકાશ, મેલા ગોળાથી ઝાંખો પ્રકાશ, રંગીન ગોળાથી રંગીન પ્રકાશ તેમ પરમાત્મા જે વ્યાપક છે તે જેવું ચિત્ત તેવા પ્રકાશે છે. આ ચિત્તની મહત્તા કે લઘુતા મોટા કે નાનાથી નથી. શુધ્ધ ચિત્ત વા મલીન ચિત્તથી પરમાત્માની શક્તિ વધુ કે અલ્પ પ્રગટેલી જણાય છે. ઉપાસના તે ચિત્તની શુદ્ધિ અર્થે છે, ચિત્તને એકાગ્ર કરવા અર્થે છે. ચિત્ત ભોગેચ્છાથી મલીન થાય છે. ચિત્ત ભોગેચ્છા ત્યજવાથી શુદ્ધ થાય છે.

જેવું ચિત્ત ઇચ્છા વિના ન રહી શકે તે પરમાત્માને પામવાની ઇચ્છા કરે, એ ઇચ્છા કર્યાથી બીજી ઇચ્છાઓ મરતી જાય ને એ ઇચ્છાથી પરમાત્મા પમાય. છતાં ભોગની ઇચ્છા ન જ શમતી હોય તો લૌકીક રીતીએ ભોગ મેળવવા તે કરતાં ઉપાસના દ્વારા ભોગ મેળવવા વિશેષ સુલભ છે

ને સાથે સાથે વ્યવહારીક, સ્વશરીરની પ્રકૃતિ અનુસાર કર્મ કર્યે જવાં કે જે દ્વારા ઉપાસના ફળે.

પરમાત્મા વ્યાપક છે ને ભોગ મોક્ષના દાતા છે એવું જ્ઞાની સમજે. સામાન્ય મનુષ્ય સમજે નહીં, તેથી જે શુદ્ધ ચિત્તદ્વારા પરમાત્મા પ્રકાશે છે તે શુદ્ધ ચિત્ત વ્યક્તિની ઉપાસના આ અધ્યાયમાં બતાવી છે. એ શુદ્ધ ચિત્ત વ્યક્તિ તે પરમાત્માની વિભૂતિ એ વિભૂતિની ભીતર તો તેજ ચેતન પરમાત્મા છે. વિભૂતિની ઉપાસના કરતાં ચેતન દેવ જ ફળ દેવાના છે જેમ ગોળો ચઢાવે વિજળી જ પ્રકાશવાની છે. મલીન ગોળામાં પણ તે જ વીજળી છે, મોટામાં પણ તે જ છે, નાનામાં પણ તે જ વિદ્યુત છે, છતાં જેમ મોટો ને શુદ્ધ ગોળો ચટાવે જ વિદ્યુત વધુ પ્રકાશે છે, તેમ શુદ્ધ ચિત્ત-વિભૂતિ દ્વારા જ પરમાત્મા વિશેષ સમજાય છે ને ઇચ્છીત ફળ સીધા મળે છે. જેને હજુ ભોગની ઇચ્છાઓ છે, કામ ક્રોધ ને ભય જેને નડે છે, જેનુ ચિત્ત સ્થિર ને નિર્વિચાર રહી શકતું નથી, જેનું ચિત્ત જેની વશ નથી, એવા આપણા સૌને માટે ભગવાને દયા કરી આ વિભૂતિની ઉપાસનાનો માર્ગ બતાવ્યો છે. આ અધ્યાયમાં જે જે વિભૂતિ ગણાવી છે તેમાંથી જેનું સેવન આપણને અનુકૂળ હોય, સુખેથી જેનું સેવન થઇ શકે તેવું હોય તેની ઉપાસના કરવી ને જે ઇચ્છા હોય તે નિષ્કપટ પણે તે ઉપાસ્ય વિભૂતિ દેવ પાસે માગવી. જે વિભૂતિઓ ગણાવી છે તેમનું સેવન નિષ્કામતાથી થાય તો ચિત્તને શુદ્ધ શાંત કરનાર છે. સકામતાથી સેવાય તો ઇચ્છીત ભોગ આપનાર છે.

આ ઉપાસનાના માર્ગમાં જે વિભૂતિમાં જે શક્તિ કે સાહિત્ય હોય તેની જરૂર વાળાએ તેને ઉપાસવી. મુક્તિની ઇચ્છા હોય તો શ્રી વિષ્ણુને ઉપાસવા. જગતના પદાર્થની

ઇચ્છા હોય તો શંકર કે દેવીને ઉપાસવાં આ ઉપાસના માર્ગ બહુ વિસ્તારવાળો છે. આ અધ્યાયમાં ગણાવી તેટલી જ જગતમાં વિભૂતિઓ છે એમ નથી, તેથી અનેક ઘણી છે. જુદા જુદા દેશમાં, જુદા જુદા ગ્રહો ઉપર અનેક વિભૂતિઓ હશે પણ ભગવાને અર્જુનને જે દેશ કે લોકની તેને ખબર છે તેમાંની જ વિભૂતિઓ પ્રાયશઃ ગણાવી છે. બીજા સંપ્રદાયોમાં જે જે દૈવી વિભૂતિઓ હોય તેની તેને ઉપાસના કરે તો ઇચ્છીત પામે. આ અધ્યાયમાં પ્રાયશઃ વિભૂતિની ઉપાસના દ્વારા ચિત્ત શુદ્ધિ થઇ મોક્ષ શી રીતે મળે તે બતાવ્યું છે.

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६॥

અધ્યાય ૧૦ શ્લોક ૬

શબ્દાર્થઃ—પૂર્વે સાત મહર્ષિઓ, ને ચાર મનુઓ જે મારામાં ભાવવાળા હતા તે મારા મનથી ઉત્પન્ન થએલા છે, જેમની આ લોક પ્રજા છે.

વિવેચનઃ—અત્યારે મૈથુનથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. તે પહેલાં માનસીક સૃષ્ટિ થતી. આપણી કલ્પનામાં આવે તેટલી આદિ સૃષ્ટિ તે માનસીક સૃષ્ટિ છે. આ જગતનું જે આદિ ઉત્પન્ન થયું તે પરમાત્માના સંકલ્પ માત્રથી થયેલું.

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥८॥

અધ્યાય ૧૦ શ્લોક ૮

શબ્દાર્થઃ—હું સર્વનો ઉત્પન્ન કરનાર છું. મારાથી સર્વ પ્રવર્તે છે, એમ જાણીને ડાહ્યાઓ ભાવ સહિત મને ભજે છે.

વિવેચન—ગમે તે પરમાત્માથી ઉપજેલુ જે ફળ મારે મથીએ તે પરમાત્માથી મળવાનુ. ગમે તે દેવ દેવીને ઉપાસીએ તો પણ ફળ તો તે દેવ દેવના શરીર ભીતર રહે । પરમાત્મા—ચેતન દેવ જ આપવાના. આવું સમજી જે સમજુ છે તે તો બતરને ન ઉપાસતા પરમાત્માને જ ઉપાસે વિધ વિધ દેવને ઉપાસતા પણ તે દેવના શરીર પર દષ્ટિ ન કરતા શરીર ભીતર રહેલ ચેતન દેવને જ ઉપાસે. આ પ્રમાણે ઉપાસનાથી શ્રમ સરખો ને ફળ વિશેષ હોય છે હાવે પરમાત્મા ચેતન દેવની કી રીતે ઉપાસના થાય તે બતાવે છે.

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥९॥

અધ્યાય ૧૦ શ્લોક ૯

શબ્દાર્થ—મારામા ચિત્તવાળા, મારામા પ્રાણ રોકેલ છે એવા પરસ્પરને બોધ કરતા, મારી કથા કરતા નિત્ય સતુષ્ટ રહે છે ને આનદ કરે છે.

વિવેચન—આ શ્લોક સુદર પણ છે, ને ગહન પણ છે. પરમાત્માની ઉપાસના કરનારે શું કરવુ તે તેમા કહેલ છે. પ્રત્યેક ક્રિયા કરવા મુખ્ય ઇચ્છાને પ્રાણ શકિત ન હોય તો શરીર, વાણી કે મનથી કોઇ ક્રિયા થાય નહી. હાવે જેને પરમાત્માને પામવું છે, જેને જગતના ભોગ તરફ અરુચી છે તેણે તો ઇચ્છા કહેતા ચિત્તને પરમાત્મા તરફ જ વાળવુ રહ્યુ ને પ્રાણથી થતી પ્રત્યેક ક્રિયા પરમ પદની પ્રાપ્તિ અર્થે કરી જોઇએ. જગતના તમામ અનર્થ ને ઉપદ્રવનું મૂળ ભોગેચ્છા છે જુઠ, કપટ, ચોરી, દુરાચાર, દુર્વ્યસન, હિંસા, લડાઇ, રોગ, ને દુખ માત્રનુ મૂળ ભોગેચ્છા છે. ભોગેચ્છા ટળે તો સૌ અનર્થ ને ઉપદ્રવ ટળે, તેવી ભોગેચ્છા કર્તવ્ય

નથી પણ પરમ પદ મેળવવા યોગ્ય છે આ પ્રમાણે પરસ્પરને ઉપદેશ આપવો એ ઉપાસકને જરૂરી છે વળી પરમાત્માના નામ, ગુણ, ને ચારિત્રનુ કથન કરવુ, કીર્તન કરવુ - ચિત્ત આલબન વિના રહી શકતુ નથી કા તો જગતના ભોગનુ આલબન હોય અગર પરમાત્માનુ આલબન હોય ઉપાસકને પરમાત્માનુ આલબન છે તેથી ચિત્તને પરમાત્માની કથા કીર્તનમા વળગાડવુ વળી ઉપાસકે સદા સતુષ્ટ ને નિત્ય આનદમા રહેવુ યોગમા કહ્યુ છે કે **सतोषात् अनुत्तम सुखलाभः** સતોષથી સર્વોત્તમ સુખ પ્રાપ્તિ થાય છે અસતોષી સદા દુખી હોય છે પ્રાપ્તથી સુખી એનુ નામ સતોષી અપ્રાપ્તથી દુખી તેનુ નામ અસતોષી આવા સતોષીમા જ આનદ છે. આવા ઉપાસકે પરમાત્માથી જ રમવુ પરમાત્મામા જ આનદ કરવો જગતના પ્રાણી પદાર્થને પોતાના આનદ માટે ન ઇચ્છવા તેનો આનદનો ભડાર ભગવાન છે આ પ્રમાણે પરમાત્માના આધારવાળો, પરમાત્માનુ નામ જપતો, તેમના સગુણ અવતારની કથા કરતો સદા પ્રભુના ગુણાનુવાદનુ કીર્તન કરતો, પરમાત્મા સિવાય અન્ય જગતના ભોગ માત્રને ન ઇચ્છતો ને તેથી જ સદા પરમાત્મા વડે જ સતુષ્ટ ને પરમાત્મામા રમતો પરમાત્મા પરાયણ શી રીતે તરે છે તે કહે છે સાચી ને સીધી વાત એ છે કે ચિત્ત જગતના પદાર્થ પરાયણ થાય તો તે પામે ને પરમાત્મા પરાયણ થાય તો પરમાત્માને પામે અતરમાં જેની ઇચ્છા હોય તે પરાયણ ચિત્ત કરવુ જગત પરાયણ થાય તો જન્મ મરણ દુખ વિગેરે પામે, પરમાત્મા પરાયણ થાય તો જન્મ મરણ ને દુખથી સદાને માટે છૂટે બધ કે મોક્ષ પોતાના આધીન છે

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥१०॥

અધ્યાય ૧૦ શ્લોક ૧૦

શબ્દાર્થ:–પ્રીતિપૂર્વક ભજતા, સતત યુક્ત તેમને હું તે બુદ્ધિયોગ આપું છું જે વડે તેઓ મને પામે છે.

વિવેચન:–શાસ્ત્રની વાતમાં દુરાગ્રહ ને અહંતા ન ભળે તો તે સમજવામાં ને સમજાવવામાં બહુ સરળ છે કારણુ સત્ય છે. પ્રત્યેક ક્રિયાની છેવટની અસર બુદ્ધિને છે. કર્મ માત્રની પ્રેરક બુદ્ધિ છે. કર્મ માત્રનું પરિણામ પણુ બુદ્ધિ છે. કહ્યું છે કે बुद्धिः कर्मानुसारिणि એ સૂત્ર પ્રમાણે ભગવાને આ શ્લોકમાં કહ્યું કે આ પ્રમાણે મારા પરાયણુ મને પ્રેમથી ભજતા ઉપાસકની બુદ્ધિ જ એવી થાય છે કે જે બુદ્ધિ એવો રસ્તો લે છે કે જેથી મને પમાય. આ વાત સમજવા ને વિચારવા જેવી છે. અફીણી અફીણ પ્રથમ ખાય છે તે કાઇને કાઇ કારણુથી. બહુ વખત અફીણ ખાવાની ક્રિયાથી તે અફીણીની બુદ્ધિ પરવશ થઇ અફીણ ન છૂટકે ખાવાના અભ્યાસ વાળી થાય છે. આમાં બુદ્ધિ સતત-ક્રિયાના અભ્યાસથી પરવશ થઇ કામ કરે છે. તેવું જ અનેક કુકર્મ ને સત્કર્મનું. સતત અભ્યાસથી અભ્યાસીની બુદ્ધિ પરવશ થઇ કામ કર્યે જાય છે. યોગમાં સૂત્ર છે કે तिव्र संवेगानां आसन्न તિવ્ર સંવેગ વાળાને પરમાત્મા નજીક છે. સતત અભ્યાસથી બુદ્ધિ તે મય થાય છે એનું નામ તિવ્ર સંવેગ બુદ્ધિ છે. એવી બુદ્ધિ પરમ પદને જલદી પ્રાપ્ત કરે છે. આવી તિવ્ર સંવેગ બુદ્ધિ ન થાય ત્યાં સુધી જીજ્ઞાસુએ ખુબ અભ્યાસમાં ધ્યાન દેવું.

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥११॥

અધ્યાય ૧૦ શ્લોક ૧૧

શબ્દાર્થ:–તેમની અનુકંપા માટે જ હું આત્મ ભાવમાં રહી અજ્ઞાનરૂપી અંધકારનો તેજસ્વી જ્ઞાનરૂપી દીવા વડે નાશ કરૂં છું.

વિવેચન:–આ શ્લોક બહુ સુંદર ને સમજવા જેવો છે. કોઇ પણ ક્રિયા વાઝણી નથી. સાધન અવસ્થામાં જગત, ચિત્ત ને પરમાત્મા ત્રણ હોય છે. ચિત્ત જેમ જેમ જગત તરફથી ખસી પરમાત્મા તરફ જતું જાય છે તેમ તેમ જગતને ભુલે છે ને પરમાત્મામય થતું જાય છે. જગતના ભોગની વાસના ચિત્તમાંથી નાશ પામતા ને પરમાત્મા પરાયણ થતાં એક એવી ખુબી થાય છે કે આખરે જગત ચિત્તને જણાતું નથી ને જગતના ભોગની વાસના માત્ર અશેષ રૂપે નષ્ટ થતાં ચિત્ત રહેતું નથી. આ પ્રમાણે પરમાત્મા પરાયણ ચિત્તને કરતાં જગત ને ચિત્ત બે નાશ પામી કેવળ પરમાત્મા રહે છે. જેવી રીતે ભોગીને પોતાની દૃષ્ટિમા પરમાત્મા નથી ને ભોગની તિવ્ર ઇચ્છામાં ચિત્ત પણ નથી ને કેવળ ભોગ જ રહે છે તેમ ઉપાસકને જગત ને ચિત્ત લય પામી કેવળ પરમાત્મા રહે છે ત્યાં સાધક અનુભવે છે કે હું પરમાત્મ સ્વરૂપ છું. હું બ્રહ્મસ્વરૂપ છું. સકળ બ્રહ્મસ્વરૂપ છે. આનું નામ આત્મ-સાક્ષાત્કાર, આનું નામ પરમાત્મદર્શન. જે અત્યારે આપણને જગત જણાય છે, તે તેને પરમાત્મસ્વરૂપ જણાય. આ દશા ન આવે ત્યાંસુધી આપણે મંડ્યા રહેવું જોઇએ. ચિત્ત એનો અનુભવ કરે છે કે જે એની વાસનામાં છે. ચિત્ત બે તરફ વહી શકે તેવી નદી જેવું છે, જો તે ભોગ તરફ વહે તો તે જગતના ભોગનો અનુભવ કરે છે ને પરમાત્મા તરફ વહે તો

પરમાત્માનો અનુભવ કરે છે જેમ મોટા જગની નદી દરી
આને મળતા તેનું નદીપણું નષ્ટ થઈ દરીઆરૂપ થાય છે,
તેમ ચિત્ત પરમાત્મામાં ઝંખતા પરમાત્મા તરફ વળતા તિવ્ર
વેગથી ગતિ કરતા જ્યારે પરમાત્મામાં ભળે છે ત્યારે ચિત્ત
ચિત્ત મટી પરમાત્મસ્વરૂપ થાય છે ભોગ તરફથી ચિત્ત પાછું
વાળી પરમાત્મામાં જોડવું એ જેવું સહેલું છે, આચરવું
કઠણ છે કેટલાક યુગ જગતને પરમાત્મા એની વચ્ચે અથ-
ડાતા ચિત્તના વડી ગયા જગતના ભોગમાં પ્રવેશી વિશ્રામ
લેવી શકતું નથી કારણ કે ભોગરૂપ જગત સત્ એટલે નવું
ભોગમાં સ્થિર નથી જે જાતે અસ્થિર છે તે બીજાને સ્થીરતા
રૂપ આનંદ શી રીતે આપી શકે? ચિત્તને ભોગમાં લાખો
વર્ષ ભોગ ભોગવે તો પણ સ્થીરતા-શાંતિ મળવાની નથી જ
એટલે ચિત્તને જે તે પ્રકારે સમજાવી પરમાત્મા તરફ વાળી
પરમાત્મામાં જોડવે જ શાંતિ આવવાની છે આવી અખંડ
શાંતિ એનું નામ અજ્ઞાન નાશ એનું નામ જ્ઞાનઉદય એનું
નામ પરમપદની પ્રાપ્તિ

જ્યાંસુધી આપણામાં દેહભાવ છે ત્યાંસુધી કદી વ્યાપક
પરમાત્મામાં વૃત્તિ ઠરતી જ નથી જેવા આપણે તેવા જ
પરમાત્મા હોય એવું માનીએ છીએ આ રીતે માનીને પણ
નિષ્કામ ઉપાસના થાય ચિત્તમાંથી વાસના માનનો ત્યાગ
કરાતો જાય, તો ફળ તો પરમપદની પ્રાપ્તિ છે જ

આ અધ્યાયમાં જે જે વિભૂતિઓ અર્જુનના પ્રશ્ન
પરથી પરમાત્માએ ગણાવી છે તે બધી બધાને કામ આવે
નથી જેમ કે વનચરોના સિંહ હું છું તો મનુષ્ય
સિંહને શી રીતે ઉપાસે? પણ આ વિભૂતિઓ મનુષ્ય સિવાય
ઇતર પ્રાણીને પણ ઉપાસનાનો માર્ગ બતાવવા શાસ્ત્રે છે
તેથી જ એનું કથન છે જેને જે અનુકુળ હોય તેનો આશ્રય

લઇ તેમાં રહેલા પરમાત્મા તરફ દૃષ્ટિ કરી ઉપાસે ને પરમાત્માને પામે એ જ ભગવાનનો આશય છે.

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥२०॥

અધ્યાય ૧૦ શ્લોક ૨૦

શબ્દાર્થ:–સર્વ ભૂતની અંદર રહેનાર હે અર્જુન ! આત્મા હું છું. પ્રાણી માત્રનું આદિ, મધ્ય ને અંત હું છું.

વિવેચન:–સર્વ પ્રાણી માત્રમાં જે આત્મા છે તે પરમાત્મા સ્વરૂપ છે. આથી પ્રાણી માત્રમાં એક જ પરમાત્મા આત્મસ્વરૂપે સ્થિત છે એમ નક્કી થયું. જેનું આદિ, મધ્ય ને અંત જે હોય તે રૂપ તે સર્વદા હોય. ઘડાનું આદિ માટી છે, મધ્ય માટી છે, ને અંતમાં ઘડો માટી રૂપ જ થવાનો છે. તો ઘડો સર્વ કાળમાં માટી રૂપ જ છે. ઘડાનું જે ત્રણે કાળમાં સત્ સ્વરૂપ તે માટી છે. તેમ જગત માત્ર -ભૂત માત્રનું ભગવાન કહે છે આદિ, મધ્ય ને અંત પરમાત્મા છે. એટલે જગત ત્રણે કાળમાં સત્ રૂપે પરમાત્મ સ્વરૂપ છે. આ ઉંચામાં ઉંચી ભાવના છે. ઉંચામાં ઉંચું જ્ઞાન છે. આ સર્વ પરમાત્મ સ્વરૂપ છે એ વાસના માત્રથી રહિત થએલ ને જેનો આત્મા સ્વસ્વરૂપમાં જાગતો નિત્ય છે તેનો અનુભવ છે. જગત ઉત્પન્ન થયા પહેલાં પરમાત્મા જ હતા. એટલે પરમાત્માનાંથી જગત ઉત્પન્ન થયું છે. ઉત્પન્ન થઇ પરમાત્માથી અલગ સ્થિત નથી કારણ કે પરમાત્મા સિવાય અન્ય કોઇ જગતની સ્થિતિ માટે સાધન નથી ને જગત નાશ પામતાં પરમાત્મામાં જ લય થાય છે કારણ કે પરમાત્મા શિવાય જગત લય થયે બીજું કાંઇ અન્ય નથી કે જેમાં જગત લય પામી રહે. માટે જગત ત્રણે કાળમાં વાસ્તવ સ્વરુપે પરમાત્મ સ્વરૂપ જ છે. આપણને એ સમ-

જાતું નથી. જે સમજણ, જે વાસના જે ચિત્તમાં હોય તેવું જગત ભાસે. ભોગ વાસના ચિત્તમાં હોય તો જગત ભોગરૂપ ભાસે, વાસના માત્ર નષ્ટ થાય તો જગત પરમાત્મ રૂપ ભાસે. જ્યાં સુધી વાસના માત્ર, ઇચ્છા માત્ર નાશ ન થાય ત્યાં સુધી જગત એ જ પરમાત્મા છે કે ભિન્ન છે તે સાચી રીતે સમજાતું નથી.

પાંચ ઇંદ્રિયોના ભોગ તે જ ભોગેચ્છાનું સ્વરૂપ નથી પણ મનના ભોગ રાગ, દ્વેષ, ઇર્ષા એ વિગેરે અનંત છે. હું સૌનું ભલું કરૂં, હું સૌથી મોટો થઉં, હું સૌને ઉપદેશ આપું, હું દાન કરું, હું યજ્ઞ કરું, હું ઇંદ્ર થઉં, હું બ્રહ્મલોકમાં જઉં, હું પરમાત્માનાં અમુક રૂપે દર્શન કરૂં એવી એવી અનેક ઇચ્છાઓ મન કરે છે. ઇચ્છા માત્ર નાશ થયા શિવાય પરમાત્માને ન જ પમાય. ઇચ્છા માત્ર નાશ થતાં પરમાત્મા શિવાય અન્ય કશું રહેતું જ નથી.

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१॥

અધ્યાય ૧૦ શ્લોક ૨૧

શબ્દાર્થ—આદિત્યોમાં હું વિષ્ણુ છું. પ્રકાશવાળામાં કિરણવાળો સૂર્ય હું છું. પવનોમાં મરીચિ હું છું. નક્ષત્રોમાં ચંદ્રમા હું છું.

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥२२॥

અધ્યાય ૧૦ શ્લોક ૨૨

શબ્દાર્થ—વેદોમાં સામવેદ હું છું. દેવતામાં ઇંદ્ર હું છું. ઇંદ્રિયોમાં મન હું છું. પ્રાણીઓમાં ચેતના શક્તિ હું છું.

વિવેચન–વિષ્ણુ ભગવાનની ઉપાસના પ્રસિદ્ધ છે. તેમની ઉપાસનાથી મન શાંત થતું જાય છે ને ભોગવાસના મરતી જાય છે. ગમે તે દેવની, જેને શ્રદ્ધા પૂર્ણ બેસે તેની મુમુક્ષુએ ઉપાસના કરવી. **શ્રદ્ધા વિના ઉપાસના ફળતી નથી.** ઉપાસ્ય દેવને પરમાત્મા જ સમજવા. કારણ ઉપાસ્ય દેવના શરીર ભીતર તો તે જ ચેતન દેવ પરમાત્મા છે. મૂર્તિ તો આલંબન છે ને ઉપાસ્ય વસ્તુ, ઉપાસનાનું ફળ દેનાર તો મૂર્તિ ભીતર રહેલ ચેતન દેવ છે. મૂર્તિદષ્ટિ, અથવા દેવદષ્ટિ કરી ઉપાસતાં અલ્પ ફળ છે. પરમાત્મ દષ્ટિ મૂર્તિમાં કરતાં તેટલી જ મહેનતમાં મહત્ ફળ છે. ઉપાસના માર્ગમાં ઉપાસ્ય દેવને બધા દેવોથી મહાન ભગવાન સ્વરૂપ જે પુરાણોમાં વર્ણવ્યા છે તેનું આ જ રહસ્ય છે. મૂર્તિદષ્ટિ ત્યજી ઉપાસક મૂર્તિ કે દેવ શરીર ભીતર ચેતન પરમાત્માને જાણે ને ભજે. એક દેવ દેવીને ભજતાં અન્યને ન નીંદે, અન્યને ભજનાર ભક્તને પણ ન નીંદે, જેમ કાશીએ જનાર વિધવિધ ગામના માણસના પંથ કાશી ધ્યેય એક છતાં વિધવિધ છે, તેમ પ્રકૃતિ, ચિત્તની વાસના વિધવિધ હોવાથી પરમાત્મા જ પ્રાપ્તવ્ય હોવા છતાં માર્ગ વિધવિધ છે. જેને જે રૂચે તે દેવ દેવી ઉપાસે. સાધકે મૂર્તિ ઉપાસના કરતાં જે મૂર્તિ દ્વારા ભગવાન ઉપાસે તે મૂર્તિ બહુ જ સુંદર રાખવી, દષ્ટિ તેને જોતાં જ ઠરે ને ત્યાંથી ખસવાનું દિલ ના કરે તેવી રાખવી. ચિત્ત દષ્ટિ દ્વારા સ્થિર થાય છે. મૂર્તિની આજુબાજુની જગા સ્વચ્છ સુંદર રાખવી, સારી રીતે અલંકૃત રાખવી. જ્યાં મૂર્તિની ઉપાસના કરવાની હોય તે જગા વિક્ષેપ વિનાની ને મલીન વાતાવરણ વિના જોઇએ. એવી જગાએ મૂર્તિ જોઇએ કે જ્યાં જતાં મન સ્વાભાવીક શાંત થાય, આનંદ યુક્ત

દર્શન એટલે મૂર્તિદર્શન એવું નામ નથી કે જોઇને પાછા ફરવું. સુંદર વસ્ત્રાભૂષણ યુક્ત શાંત જગામાંની ભગવાનની મૂર્તિ સામું એકી ટસે જોવું, ને તે જોતાં ચિત્ત બીજો કશો વિચાર ન કરે તે તપાસવું. આંખ કંટાળે એટલે આંખ મીંચવી. એ આંખ મીંચતાં મીંચેલી આંખે તે જ મૂર્તિ જણાય તે ચિત્ત શુદ્ધ થયાની નીશાની છે. ન જણાય તો પાછા આંખ ઉઘાડી મૂર્તિ સામે એકી ટસે જોવું. આ પ્રમાણે વારંવાર કરવાથી ચિત્ત શુદ્ધ થાય. આરતિ ને દીપક અંધારામાં રહેલ મૂર્તિને વિશેષ પ્રત્યક્ષ કરવા છે. વળી ઉપાસ્ય દેવના નામનો જપ ખુબ કરવો. ફરતાં ફરતાં પણ જપ કરવો. ને તે જપ જપતાં મન બીજો ખ્યાલ ન કરે તે જોતાં રહેવું.

ઉપવાસનામાં જપ, ને મૂર્તિ ધ્યાન જેટલાં જરૂરી છે તેટલું જ કીર્તન ને કથા શ્રવણ જરૂરી છે. ઉપાસ્ય પરમાત્માના ગુણાનુવાદ, તેમની અવતાર કથા, તેમનાં ચારિત્ર્ય, તેમના ભકતનાં ચરિત્ર ગાવાં, સાંભળવા, ને તે મય મનને કરવું. જે ભજન આપણે ગાઇએ તેમાંનો અક્ષરે અક્ષર આપણને લાગુ પડે તેવું ગાવું જોઇએ. જે ગાતા આપણે એકતાર ન થવાય, જે ગાવાનું આપણને સબંધ વિનાનું હોય તે ન ગાવું. જપ, દર્શન, કીર્તન, કથા શ્રવણ એ બધું કરતાં મન બીજો વિચાર ન કરે તે ખાસ ધ્યાન રાખવાનું છે.

આ બધાં ચિત્તની શુદ્ધિમાં ઔષધ રૂપ છે. આ ઉપાસનાનું ફળ સકામ હોય તો ઇચ્છીતની પ્રાપ્તિ ને નિષ્કામ હોય તો ચિત્ત શુદ્ધિ ને તેથી જ્ઞાન, તેમાં પણ જે દેવ વિભૂતિરૂપ ગણાવ્યા છે તેમને સકામતાથી સેવતાં પણ ઇચ્છીતની પ્રાપ્તિ થાય ને ચિત્ત શુદ્ધિ પણ ન્યુન પ્રમાણમાં થતી જાય તે વિશેષતા છે. કારણ તે ઉપાસ્ય વિભૂતિ

પોતાનો ભક્ત ગમે તે માંગે છતાં ભક્તનું કલ્યાણ થાય તે તરફ જ લક્ષ રાખે છે. આ ઉપાસનાનો માર્ગ ત્યારે જ ફળે છે જ્યારે ઉપાસક વૈરાગ્યવાળો હોય છે. ઉપાસકે સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, અસ્તેય, ને અપરિગ્રહ પાળવાં જ જોઇએ. જુઠ. કપટ, ચોરી, વ્યભિચાર, ધનસંગ્રહ, દ્વેષ ને ઇર્ષા ને એવાં જ બીજા દુષણો ને દુર્વ્યસનો સેવતાં ઉપાસના ન જ ફળે. એ બધાંને સેવનાર દેવતાને પોતાના કલ્યાણ અર્થે નથી ઉપાસતો. એ તો દેવનો ભક્ત નથી, એ તો ઇંદ્રિયોનો ને મનનો ગુલામ છે. ઉપાસકે ઉપાસ્ય દેવના ભક્ત થવાનું છે. ઇંદ્રિયોના ભોગના ને મનના દાસ થવાનું નથી એટલે શુદ્ધ નિષ્કલંક ચારિત્ર્ય શિવાય, વૈરાગ્ય શિવાય કદી ઉપાસના ન જ ફળે. ઉપાસકે વિશેષમાં ઉપાસ્ય દેવમાં અચળ શ્રદ્ધા ધરવી જોઇએ. પોતાના દોષને દૂર કરવા, પોતાનો ભક્તિનો માર્ગ સરળ કરવા ઉપાસ્ય દેવનો આશ્રય લેવો. ઉપાસ્ય દેવનું અનન્ય શરણુ લઇ ઉપાસવા.

આ ઉપાસનાનું છેવટ ફળ એ છે કે સચરાચર પરમાત્મ સ્વરૂપ છે. જેવા મૂર્તિમાં પરમાત્મા છે, તેવા આપણા શરીરમાં ભગવાન છે, ને તેવા પ્રાણીમાત્રમાં તે જ રામ છે. પ્રાણી માત્રનાં શરીર મંદીર રૂપ છે. ને તેમાં ચેતનદેવ સમાન રૂપે વ્યાપક છે. આ ભાવ ન આવે ત્યાં સુધી ઉપાસકે ઉપાસના ન જ ત્યજવી. જપ, ધ્યાન, કથા કીર્તન, શુદ્ધ ચારિત્ર્ય, અચળ શ્રદ્ધા, યમ નિયમ રૂપ વૈરાગ્ય, સાત્વિક પદાર્થનું સેવન, સત્સંગ, ને સૌને પરમાત્મ સ્વરૂપ જાણવાનો ને તે વત આચરવાનો અભ્યાસ, આટલું સેવે તો ઉપાસના જરૂર ફળે.

આ અધ્યાયમાં જણાવેલ પરમાત્માની વિભૂતિ સેવતાં ચિત્ત શાંત થાય છે. ચિત્તને આનંદ આવે છે.

હાવે ભગવાનની વિભૂતિ શ્રીકૃષ્ણ ટુંકામાં કહે છે. તેમાંની જે રૂચે, જે અનુકુળ હોય તે ઉપાસવા યોગ્ય છે.

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥

અધ્યાય ૧૦ શ્લોક ૨૩

શબ્દાર્થ–રૂદ્રોમાં શંકર હું છું, યક્ષ રાક્ષસોમાં કુવેર હું છું. વસુઓમાં પાવક હું છું. પર્વતોમાં મેરૂ હું છું.

सरसामस्मि सागरः ॥ २३ ॥

અધ્યાય ૧૦ શ્લોક ૨૪

શબ્દાર્થ–સરોવરમા સાગર હું છું.

વિવેચન–વિભૂતિ યોગમાં બધા શ્લોકના બધા ભાગની વ્યાખ્યા જરૂરી નથી. સાગર પરમાત્માનું સ્વરૂપ છે. સાગર ગંભીર, ગહન ને મહાન છે. સાગરના જળમાં સ્નાન કરવાથી મન શાંતિ પામે છે. સાગરના કાંઠે બેસી તેના જળ ઉપર આંખ સ્થિર કરી મનને વિચાર હીન કરવું આથી અત્યંત શાંતિ થાય છે. દિવસના શ્રમ પછી સાંજે થોડું સાગર કાંઠે જઈ એકાંતમા જળ તરફ નજર કરી શાંત નિર્વિચાર બેસવાથી થોડા વખતમાં જ શ્રમનું દુઃખ જતું રહે છે ને શરીર ને મન પ્રફુલ્લ થાય છે.

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालय: ॥२५॥

અધ્યાય ૧૦ શ્લોક ૨૫

શબ્દાર્થ–મહર્ષિઓમાં ભૃગુરૂષિ હું છું, વાણીમાં ૐ હું છું. યજ્ઞોમા જપ યજ્ઞ હું છું, ને સ્થાવરોમાં હિમાલય હું છું.

વિવેચન—ૐ એ પરમાત્માના નામનો શબ્દ છે. પરમાત્મા સચરાચર વ્યાપક છે, આકારહીન છે. જેમ વ્યવહારમાં પણ પ્રાણીનાં નામ મૂળથી નથી પણ પ્રાણી બીજા તેનાં નામ પાડે છે, અથવા તો જગતમાં જેમ પ્રત્યેક પ્રાણી પદાર્થનાં નામ પ્રાણીઓએ પાડેલાં છે તેમ પરમાત્માનાં નામ અનેક પડાયાં છે; તેમાં ૐ એ શ્રેષ્ઠ નામ છે. પ્રત્યેક શબ્દના ઉચ્ચારની શરીર પર, મન પર, ને જગતના પ્રાણી પદાર્થ પર અસર છે. શબ્દના ઉચ્ચારથી વાતાવરણમાં મોજું ઉત્પન્ન થાય છે તે જ્યાં સા અથડાય છે ને અસર કરે છે. ૐ ના ઉચ્ચારથી વાતાવરણ શાંત બને છે. ૐ ના ઉચ્ચારથી તે બોલનારને ઓછામાં ઓછો શ્રમ પડે છે. ૐ નો ઉચ્ચાર પ્રાણને ઉર્ધ્વ કરે છે. ૐ શબ્દમાં કેટલું બળ છે તેનો જપ કરી મનુષ્ય જુએ. ઓમનો જપ મનને સત્વર શાંત કરનાર છે. એના જેવો કોઇ વિશેષ શાંતિદાતા શબ્દ જ નથી, ને વળી તે એકાક્ષર પરમાત્માનું નામ છે.

યજ્ઞોમાં જપ યજ્ઞ હું છું. મુમુક્ષુ પ્રત્યેક પોતાની ક્રિયાનું ફળ ભોગ નહીં પણ મુક્તિ ઇચ્છે. યજ્ઞ એટલે પોતાનાં સાધન ને શક્તિનો પરાર્થે શાસ્ત્રાનુસાર વ્યય કરવો તે. બીજા બધા યજ્ઞોમાં સાધનની ખાસ જરૂર છે. ગરીબ તેમજ તવંગર, અપંગ, કે હરકોઇથી સુખેથી થઇ શકે તે જપ છે. પરમાત્માના નામનો જપ ગમે તેથી, ગમે ત્યાં, ગમે તેવા સંજોગોમાં પણ બની શકે તેમ છે તેથી તે શ્રેષ્ઠ છે. જપ પરમાત્માના ગમે તે નામનો કરવો, થોડો વખત એક જપ વળી બીજો એમ ફેરવવા નહીં. જપ એક રાખવાથી એ જપ મનને દૃઢ થઇ જાય છે. ને અભ્યાસ વધતાં મનને બીજા વિચાર ન કરતાં એ જપ જપવાનું સહેજે રૂચે છે. મોઢે ઉતાવળેથી જપ થાય, હોઠે થાય, ને મનથી થાય. શરૂઆતમાં મોટે જપ કરવાથી આળસ હઠે છે ને મોઢાથી બહુ વખત

વિદ્યાના બે પ્રકાર છે. ભોગ વિદ્યા ને મોક્ષ વિદ્યા. જગતના ભોગ મેળવવા, સાચવવા, ભોગવવા વિગેરે ભોગ સંબંધી જે જ્ઞાન છે તે ભોગ વિદ્યા છે. તે વિદ્યાથી જન્મ-મરણનાં દુઃખ ટળતાં નથી. આત્મા પરમાત્માનું જ્ઞાન કરાવી જે જન્મ મરણનું દુઃખ ટાળે છે તે અધ્યાત્મ વિદ્યા કહેવાય છે તેથી ભોગ વિદ્યા કરતાં અધ્યાત્મ વિદ્યા શ્રેષ્ઠ છે. ને તે ભગવત સ્વરૂપ તેથી જ છે. સમજેલાથી નહીં સમજાએલું સમજવા માટે વિવેક, વિનય સહિત જે પ્રશ્નોત્તર રૂપ અહંતા મમતા વિના જે જ્ઞાન ચર્ચા, મોક્ષ પ્રાપ્તિના માર્ગની ચર્ચા થાય. કે પરમાત્મ સંબંધી જે વાર્તાલાપ થાય તે વાદ કહેવાય. ને તે વાદ શ્રોતા વક્તાના હૈયાં પવિત્ર કરે છે. તેથી ઉલટો લૌકીક વાદ વિવાદ જે પોતાની પ્રતિષ્ઠા સ્થાપવા ને પરને હલકો પાડવા માન, ઈર્ષા, દ્વેષ, ક્રોધ, છળ, કપટ, ચાતુરી વિગેરેથી યુક્ત વાદ થાય છે તે ચિત્તનું મથન કરે છે. ડાહ્યા પુરુષે તે ત્યજવો.

गायत्री छन्दसामहम् ।

અધ્યાય ૧૦ શ્લોક ૩૫

શબ્દાર્થઃ—ગાયત્રી છંદ છંદોમાં હું છું.

વિવેચન—ગાયત્રી મંત્ર પ્રસિદ્ધ છે. તેનો જપ લૌકીક ને આધ્યાત્મીક સિદ્ધિને જલદી આપનાર છે.

वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवाना धनंजयः

અધ્યાય ૧૦ શ્લોક ૩૭

શબ્દાર્થ—વૃષ્ણિ કુળના યાદવોમા વાસુદેવ હું છું. પાંડવોમાં અર્જુન હું છું.

વિવેચનઃ—આ ગીતા ઉચ્ચ ભૂમિકાથી બોલાએલી છે તેમા આ શ્લોક પુરાવા રૂપ છે. તટસ્થ રુપે આ શ્લોક કહેલો

છે. પાંડવોમાં શરીર બળમાં ભીમ બળવાન હતા. ધર્મ બળ યુધિષ્ઠીરમાં વિશેષ હતું. છતાં અર્જુન ભગવત્ વિભૂતિ તેથી જ કહી છે કે ચિત્તની દિવ્યતા તો અર્જુનમાં હતી. ચિત્તની અલૌકીકતા, શુદ્ધ ચિત્ત દ્વારા આત્માનો પ્રકાશ દેહના આવરણથી ઢંકાતો નથી. શુદ્ધ ચિત્ત એ જ આત્માનું ધન છે. મલીન ચિત્ત ભોગ વાસના યુકત ચિત્ત હોય ને જો અનેક પ્રકારનાં બળ હોય તો તે નકામું છે. શુદ્ધ ચિત્તમાંથી જ ચારિત્ર્ય આકર્ષક ઉપજે છે. ભકિતમાં શુદ્ધ ચારિત્ર્યની ખાસ આવશ્યકતા છે. ભોગ પ્રત્યે રાગ થવાથી ચિત્ત અશુદ્ધ થાય છે. ભગવાન પ્રત્યે રાગ થવાથી ચિત્ત શુદ્ધ થાય છે. ભોગ ને ભગવાન બંને પ્રત્યે ચિત્ત સમાન રહી શકતું જ નથી. જેટલો રાગ જગત ભોગ પ્રત્યે વિશેષ તેટલો ભગવાન પ્રત્યે ઓછો. ને જેટલો ભગવાન પ્રત્યે વિશેષ તેટલો જગત ભોગ પ્રત્યે ઓછો. સમૂળગો જગત પ્રત્યે રાગ મટે ત્યારે સમૂળગો ભગવાન પ્રત્યે થાય. ને ચિત્ત જ્યારે પરમાત્માના રાગથી જ કેવળ રંગાય, તે તેમાં ભોગ રાગનો છાંટો પણ ન હોય તેનું નામ મુકિત. ભગવાન ને ભોગ ચિત્તમાં સાથે વસી જ શકતાં નથી, જેમ પ્રકાશ ને અંધકાર સાથે નથી રહેતાં. મુકિતની ઇચ્છા હોય તો જગતના ભોગનો રાગ છોડે જ છૂટકો. ભોગ રાગ રાખતાં છતાં મુકિત હાય છે એમ કહે છે તે જૂઠા છે, દંભી છે, કપટી છે, લોકને છેતરે છે ને પોતે છેતરાય છે. તે ભકત નથી પણ વાસનાના કીડા છે.

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९॥

અધ્યાય ૧૦ શ્લોક ૩૯

શબ્દાર્થ—હે અર્જુન ! સર્વ પ્રાણીનું જે બીજ છે (મૂળ

છે) તે હું છું. એવું એકે ચર અચર ભૂત નથી જે મારા વિના હોય.

વિવેચન–પરમાત્માથી સર્વ ઉપજ્યું એટલે સર્વનું બીજ તો પરમાત્મા જ ને ? ને પરમાત્માથી બીજા કશાના ઉમેરણ સિવાય કે બીજા કશાની મદદ સિવાય જગત ઉપજ્યું એટલે જગત વાસ્તવીક રીતે તો પરમાત્મ સ્વરૂપ જ ને ? પરમાત્મા સિવાય બીજું હતું નહીં તો અત્યારે ક્યાંથી હોય ?

ચર ને અચરનો ભેદ સમજવા જેવો છે. ચેતન પરમાત્મા તો સર્વત્ર વ્યાપક છે. ચર ને અચર સર્વમાં તે સમાન પણે છે. પણ ચરમાં ચિત્ત દ્વારા પ્રકાશિત વિશેષ રૂપે છે એટલો જ ભેદ છે.

આ અધ્યાય પૂર્ણ કરતા પહેલાં વાણીમાં ૐ હું છું, ને યજ્ઞોમાં જપ યજ્ઞ હું છું આ બન્નેનો સાર એ થયો કે જીજ્ઞાસુએ ૐનો જપ કરવો. કેટલાક સાધુ સંત એમ કહે છે કે ૐ એકલાનો જપ સંસારીએ ન કરવો, ત્યાગીએ કરવો. ૐ ને બીજા નામ સાથે મીલાવી તેથી જ જપ કરવાની રૂઢી પડી છે. હરિઃ ૐ, ૐ નમઃ શિવાય, ૐ શ્રીકૃષ્ણ શરણું મમઃ એ ને બીજા જે મંત્રો હોય તેમાં પણ ૐ ને મેળવવો એ સીઘ્ર ફળદાતા છે. ૐમ્ એ પરમાત્માનું નામ છે, તેને એકલું શાથી ન જપવું, શું નુકશાન જાપક જપે તો થાય તેનો સચોટ ઉત્તર કોઇ કહેતું નથી.

જો પરમાત્મા પ્રાપ્તિની ઇચ્છા હોય ને ૐમ્‌માં શ્રદ્ધા ચોટતી હોય તો સુખેથી સંસારી હોય તો પણ રટે. ૐમ્‌ના જપથી પરમાત્મા જરૂર મળે. નુકશાન કશુંએ ન થાય. ઉલટું યોગ સૂત્રમાં કહ્યું છે કે ૐ નો જપ કરવાથી ને ૐ નો બોધક પરમાત્મા તેનું જપ કરતાં ધ્યાન કરવાથી

આત્માનુભવ થાય છે ને તે અનુભવ કરવામાં જે વિઘ્નો હોય તેનો નાશ થાય છે.

ૐ નો જપ ગમે તે કરે. સ્ત્રી, શુદ્ર, સંસારી કે ગૃહસ્થી ગમે તે કરે તો જરૂર તેને લાભ થાય જ. નિષ્કામતા વાળાને જલદી ફળે, સકામતા વાળાને ૐ ના જપમાં સ્વાભાવીક રીતે રૂચી થતી નથી.

ગમે તે પ્રભુ નામનો જપ કરે પણ તેને ખુબ કરવો. રોજ ઓછામાં ઓછા ત્રણ કલાક જપ કરે, ને વધુમાં વધુ જેટલા બને તેટલા, તો મહેનતના પ્રમાણમા ફળ જરૂર મળે જ. પરમાત્માના નામનું રટણ નિષ્ફળ ન જ જાય. નિષ્કામ ઉપાસના કરનાર ગમે તે જાતિ કે આશ્રમનો હોય તો પણ જો તેને પૂર્ણ શ્રદ્ધા બેસે તો ૐ નો જપ તેને લાભ દાયક નીવડે જ.

જપમાં શ્રદ્ધા જરૂરી છે ને તેટલુ જ જરૂરી વૈરાગ્ય છે. જપ, અચળ શ્રદ્ધા, ને વૈરાગ્યને સેવતાં ૐ કે બીજું ગમે તે પ્રભુ નામ ઉમંગથી ખુબ રટાય તો શ્રેય જરૂર ફળે. પરમાત્મા સૌના પર દયા કરે, સૌ શ્રેયના માર્ગે ગમન કરે, સૌનું કલ્યાણ થાય એ જ ઇચ્છા. હરિ ૐ તત્ સત્

---

## અધ્યાય ૧૧ મો–વિશ્વરૂપ દર્શન

ગીતા વિચારપૂર્વક જોતા એમ જાણે છે કે શ્રીકૃષ્ણ અર્જુનને ગુરૂ શિષ્ય રૂપે સવાદ બહુ સુદર શૈલીથી ચાલે છે. પ્રત્યેક પ્રકરણ ને પ્રત્યેક શ્લોક સુદર રીતિએ જ્યા જોઈએ ત્યા ગોઠવાયા છે. દિવ્ય આત્માના સવાદમા તે ન્યાઈ નથી

આ પરિણામી જગત અપરિણામી પરમાત્માથી વિસ્તાર પામ્યુ છે. આ માન્ય રાખીએ એટલે જગત શુ છે તેના બે જ જવાબ હોઇ શકે

(૧) જગત પરમાત્મ સ્વરૂપ છે (૨) જગત મિથ્યા છે જેમ બાજીગરનો ખેલ મિથ્યા છે પણ બાજીગર સત્ય છે તેમ પરમાત્મા સત્ય ગણી જગત મિથ્યા લેખાય

અથવા પરમાત્મા શિવાય અન્ય કઈ ન હોતુ તેથી પરમાત્મામાથી ઉત્પન્ન થએલુ જગત વાસ્તવીક રીતે પરમાત્મ સ્વરૂપ છે. વિચારમા આ બન્ને સિદ્ધાત વાસ્તવીક છે ને તે પ્રમાણે દશમા અધ્યાયમા પ્રાણી માત્રની, વસ્તુ માત્રની ભીતર ને બહાર પરમાત્માજ છે. પ્રાણી પદાર્થ માત્ર પરમાત્મ સ્વરૂપ છે એ વાત વિભૂતિ યોગ કહેતા વિસ્તારથી કહેવાઇ આ જગત પરમાત્માથી થયુ છે, પરમાત્મામા દેખાય છે આપણે સૌ જગતને તો જોઇ જાણી શકીએ છીએ પણ પરમાત્માના દર્શન થયા નથી તેથી તે ઇચ્છીએ છીએ પરમાત્મા છે એવુ માનીએ છીએ. કયા છે પૂછે તો કહીએ છીએ સચરાચરમા વ્યાપક છે વ્યાપક છે છતા જોયા નથી. ઇશ્વરમા શ્રધ્ધાવાળા સૌને પરમાત્મા જોવાની ભાવના હોય એ પરમાત્મા શી રીતે જણાય? વાસ્તવીક રીતે શરીરથી જોનાર તો ચિત્ત જ છે, આખ સાજી હોય, ઉઘાડી હોય પણ ચિત્ત

જોવા તરફ ન હોય તો કંઇ ન જ સુઝે. જગત એટલે ભોગનો સમુદાય. ચિત્ત ભોગેચ્છાવાળુ હોય તો ચિત્તને જગત જણાય. **ચિત્તમાં ભગવત ઇચ્છા હોય તો ભગવાન જ જણાય**

પરમાત્માના દર્શન શી રીતે થાય તેનો આ અધ્યાયમાં બોધ છે. કહેવાય છે કે અર્જુન પરમાત્માનાં અનન્ય ભક્ત હતા, પરમાત્માના નામનો અતિશય જપ કરતા. એટલે અર્જુનનું ચિત્ત સાધનથી નિર્મળ હતું. તેમને પરમપદનો બોધ શ્રીકૃષ્ણ પરમાત્માએ કહ્યો એટલે તેમના હૈયામાં ભગવાનનાં દર્શનની કામના જાગી.

એટલે ચિત્તમાં પરમાત્માનાં દર્શનની અનન્ય કામના જાગતાં બીજી બધી વાસના નષ્ટ થતાં ગુરૂરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માએ તેમને વિશ્વરૂપ દેખાડ્યું.

પરમાત્માનાં દર્શનમાં અનન્યભક્તિ, પરમાત્મ દર્શનની અતિશય ઉત્કંઠા, ને ગુરુકૃપા એ ત્રણ જરૂરી છે. કામના માત્ર નાશ પામે એટલે ચિત્ત પરમાત્મ સ્વરૂપને સહેજે જુવે. આ જોવામાં પણ એ જણાય કે જે જોવાની ચિત્તને કામના હોય.

વાસ્તવીક રીતે તો પરમાત્મા સાકાર નથી જ. કહ્યું છે કે,

**भक्त चित्तानुसारेण जायते भगवान् अजः**

સચરાચર વ્યાપક ભગવાન ભક્તના ચિત્તની (ઇચ્છા) અનુસાર જન્મે છે. દૃશ્ય થાય છે.

ચિત્તમાંથી ભોગવાસના માત્ર નષ્ટ થતાં એકાગ્ર ને શુદ્ધ થએલું ચિત્ત ભગવાનને જે સ્વરૂપ જોવા ઇચ્છે તે રૂપે તે જોઇ શકે. તેથી જ સાધકે કરેલાં દર્શનનાં વર્ણન વિધવિધ ભેદવાળાં હોય છે. અત્યારે પણ ભક્તને તે ઇચ્છે તે પ્રમાણે ભગવાન રૂપ ધરી યોગ્ય કાર્ય કરી આપે છે. આ બધું ચિત્તની એકાગ્રતા, ને વિશુદ્ધતાનું પરિણામ છે. આવું ભગ-

વત્ પ્રાગટ્ય અલ્પ સમય માટે ને અલ્પ કાર્ય માટે હોય તે ભક્ત કાર્ય અર્થે પ્રાગટ્ય હોય છે. ને જે લાબા સમય માટે ઘણા કાર્ય માટે પ્રાગટ્ય હોય છે તે ભગવદ્ અવતાર લેખાય છે.

આ અધ્યાયમા અર્જુનને પરમાત્માના દર્શન કર્યાં તે પણ તેમના ચિત્તની જે દર્શન કામના હતી તે અનુસાર કરેલા. ભગવાને કહ્યુ કે હે અર્જુન! જે તને જોવાની કામના હોય તે જો.

જો જગતના ભોગ પ્રત્યે સાચેસાચો અણગમો આવ્યો હોય ને મુક્તિની સાચી આકાક્ષા હોય તો તે પ્રાપ્ત કરવા સાચા ગુરૂની જરૂર છે ગુરૂ વિના બોધ હૈયામા વસતો નથી ગુરૂ એટલે બહુ ભજન ગાનાર, કથા સારી કહેનાર, વાક્ ચાતુરીવાળા કે એવી જ બીજી શક્તિ વાળા નહીં. પણ ગુરૂ એટલે સમર્થ ગુરૂ શિષ્યને જગતની કામના હોય તો તે મેળવવાનો માર્ગ બતાવનાર ને મુક્તિની કામના હોય તો તેનો માર્ગ બતાવનાર, શિષ્ય જે પૂછે તે બધાનો બોધથી ને પ્રત્યક્ષ પ્રમાણથી ઉકેલ કરનાર ગુરૂ કહેવાય. અર્જુનને પરમાત્મ દર્શનની ઇચ્છા થઇ તે ઇચ્છા પૂરી ન કરી શકે તે સાચો ગુરૂ ન જ કહેવાય. ભગવાન રામચંદ્ર ને વસિષ્ટના સંવાદમા પણ તે જ છે. શ્રીરામજીએ પૂછ્યું કે હે મહારાજ! વિપશ્ચીત રાજા મૃગ દેહમા છે એમ કહો છો તો તે બતાવો વસિષ્ટજીએ તે બતાવ્યો ને તે મૃગને રાજા બનાવી તે દ્વારા પોતે કહેલી સઘળી હકીકત સાબીત કરી બતાવી ભગવાનની ભક્તિ કરો, નીતિ ને ધર્મમા રહો એવા લૂખા ઉપદેશથી ગુરૂમા શિષ્યને શ્રદ્ધા બેસતી નથી. પ્રાયશ શિષ્ય ઉપર એ ગુરૂની અસર થાય છે કે જે સમર્થ શક્તિવાળા ને જ્ઞાનાનુભવવાળા હોય છે, ચારિત્ર્યવાન હોય છે, ને વૈરાગ્ય ને યોગ શક્તિથી યુક્ત હોય છે.

બાજીગર સૃષ્ટિ ઉત્પન્ન કરે છે તે ક્ષણિક હોય છે. તેની કાયમી વાસ્તવીક અસર જોનાર પર હોતી નથી.

યોગીના સંકલ્પથી ઉત્પન્ન થએલ સૃષ્ટિ તેના દષ્ટા ને ભોક્તાને સાચી અસર કરે છે.

ગુરૂની કૃપા હોય તો જ પરમાત્મ દર્શન થાય છે. ગુરૂ અથવા ઈષ્ટદેવની પ્રાપ્તિ શિવાય જગતની માયા ન જ તરાય. યોગેશ્વર શ્રીકૃષ્ણે પોતાની યોગ શક્તિના પ્રભાવથી વિશ્વરૂપનાં દર્શન અર્જુનને કરાવ્યાં.

અર્જુને ગીતામાં વિવાદ કરતાં કહ્યું કે 'શી ખબર કે અમે જીતીશું કે દુર્યોધન વિગેરે જીતશે.' તેના ઉત્તરમાં ભગવાને એમ નથી કહ્યું કે તું જીતીશ, તારા દુસ્મનો તો મારા મારેલા જ છે. પણ ભગવાને કહ્યું કે જો તું હણાઈશ તો સ્વર્ગમાં જશે. ને જીતીશ તો રાજ્ય વૈભવ ભોગવીશ, માટે યુદ્ધ કર. તે જ અર્જુનને જ્યારે શ્રીકૃષ્ણમાં સંપૂર્ણ શ્રદ્ધા બેઠી ત્યારે વિશ્વરૂપમાં દેખાડયું કે જો દુર્યોધન, ભીષ્મ વિગેરેને તો મેં હણેલા છે. તું નિમિત્ત માત્ર છે. માટે યુદ્ધ કર.

સમર્થ પુરૂષમાં પણ જો શ્રદ્ધા ન હોય તો સમર્થ પુરૂષે દેખાડેલ અલૌકિક વસ્તુ તે જોનારને ખોટી અસર કરે છે. તેથી જ જેમ જેમ બોધથી અર્જુન ગળતા ગયા ને તેમના હૈયામાં શ્રદ્ધા ને જ્ઞાન જેમ જેમ ટકતાં ગયાં ને તેથી યોગ્યતા આવી ત્યારે જ વિશ્વરૂપ દેખાડયું.

શ્રીકૃષ્ણને દુર્યોધન સાથે વીષ્ટી માટે મોકલ્યા હતા. ત્યાં કોઈ પણ રીતે સુલેહ કરવા દુર્યોધને ઇચ્છા ન કરી. ઉલ્ટું શ્રીકૃષ્ણને કેદ પકડવા વિચાર્યું. ત્યારે શ્રીકૃષ્ણે ત્યાં સભામાં વિશ્વરૂપ દેખાડયું. તેના ઉત્તરમાં કર્ણ કહે છે માયાવીની માયાનો અમે બાણથી ઉત્તર આપીશું. તે દેખાડે છે કે

શિષ્ય પાત્ર હોય તો જ તેમાં બોધ ટકે. ગુરૂ સમર્થ હોય તો જ જ્ઞાન દઇ મુક્તિ મેળવી આપે. ગુરૂની સમર્થતા ને શિષ્યની પાત્રતા શિવાય પરમપદ ન જ પમાય. સમર્થ ગુરૂ અત્યારે ક્યાં મળે? એ પ્રશ્ન સાધકને રહેજે ઉઠે. ગુરૂ અથવા ઇષ્ટ દેવનાં સાક્ષાત દર્શન શિવાય મુક્તિ ન જ મળે. પ્રથમના ભક્તોની પાસે દેવ ગયેલ છે. ભક્તની ભક્તિથી આકર્ષાઈ દેવ ભક્ત પાસે આવ્યા છે, ભક્ત દેવલોકમાં ગયેલ નથી. પ્રથમ રાજા મહારાજાઓને ત્યાં કે ઇતર સાધકની પાસે ગુરૂ ગયેલ છે. એટલે દેવનાં દર્શન ઇચ્છનાર ભક્તે એવી અપૂર્વ ભક્તિ કરવી કે જેથી દેવ તેની પાસે આવે.

આપણે દેવને ક્યાં શોધીએ? વૈકુંઠમાં આપણે કી રીતે જઇએ? સાધકનું સાચું સાધન એ કે જે દેવનાં દર્શનની ઇચ્છા હોય તેની ખુબ ભક્તિ કરવી. ને સાથે વૈરાગ્ય સેવવો, ગુરૂ પ્રાપ્તિ માટે પણ ગુરૂ સેવા, વૈરાગ્ય ને ભક્તિ જ જરૂરી છે. સાધકે કટીબદ્ધ થઇ સાધનમાં મંડ્યા રહેવું. તેના પ્રતાપે ગુરૂ કે ઇષ્ટદેવ જેની ઇચ્છા હશે તે તેને મળી આવશે. શુદ્ધ ચિત્તથી અનન્ય ભાવે જે દેવ કે ગુરૂને આપણે ઝંખીએ તે દેવ કે ગુરૂના હૈયામાં આપણી ઇચ્છા પહોચે છે. નિર્મળ ચિત્તવાળાને એક બીજાની મનની ઇચ્છા તુરત જ સમજાય છે. ફક્ત આપણા પ્રયત્ન ને તન્મયતાની જરૂર છે.

અગીઆરમાં અધ્યાયમાં અર્જુને જે જોયું તેનું વર્ણન છે. તેના વિવેચનની જરૂર નથી. પણ અર્જુને ભગવાનની જે સ્તુતિ કરી છે તે સુંદર છે. આપણ સૌ તે સ્તુતિ કરીએ તો તે ભાવવાળી છે. ને પરમાત્મ દર્શનમાં ઉપયોગી છે. તેથી અર્જુનને જ લાગુ પડતા બે શ્લોકો શિવાય બાકીના શ્લોક નીચે આપેલા છે. ભીડ વખતે, ભય વખતે, ભગવત્ દર્શનની આકાંક્ષા પુરવા વીનવતાં આ શ્લોકો ઉપયોગી છે.

ભગવાને દિવ્ય ચક્ષુ આપવાથી અર્જુન વિશ્વરૂપ જોઇ શક્યા. આ દિવ્ય ચક્ષુ કેવી હશે તે સમજવા લૌકીક દ્દષ્ટાંત વિચારવા જેવું છે. યક્ષિણીના સાધનાર આપણા જેવી જ આંખવાળા હોય છે છતાં કોઇના કાગળમાં ઘેર હકીકત હોય તે જાણે ત્યાં જ વાંચતા હોય તેમ બધી હકીકત કહે છે. તેવી જ રીતે કેટલાક સાધનાવાળા ચોરી કોણે કેમ કરી તે જાણે પ્રત્યક્ષ હાલ જોતા હોય તેમ કહે છે. કેટલાક સાધનાવાળા પૃથ્વીમાં દાટેલું ધન નજરે જોતા હોય તેમ કહે છે. એટલે આપણી ખુલ્લી આંખ છે તેનાથી જે જણાય તે શિવાય મંત્ર, મણી, ઔષધ કે અનુગ્રહથી બીજી દ્દષ્ટિ પ્રાપ્ત થાય છે એ નક્કી છે. યોગેશ્વરના પણ ઇશ્વર એવા શ્રીકૃષ્ણે ભક્ત અર્જુનને દિવ્ય દ્દષ્ટિ આપી. વ્યાસજીએ સંજયને દિવ્ય દ્દષ્ટિ આપી હતી. દિવ્ય દ્દષ્ટિ એટલે અલૌકીક દ્દષ્ટિ. ચર્મ ચક્ષુથી ઇતર દ્દષ્ટિ. આ જોવાની શકિતનો ફેરફાર થવાથી અર્જુનને વિશ્વરૂપનાં દર્શન થયાં.

त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वत धर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे ॥

અધ્યાય ૧૧ શ્લોક ૧૮

શબ્દાર્થઃ-તમે અક્ષર છો, તમે શ્રેષ્ઠ છો, તમે જાણવા યોગ્ય છો.

આ વિશ્વનું છેવટનું આશ્રય સ્થાન છો, તમે અવ્યય છો, શાશ્વત ધર્મના રક્ષણ કર્તા તમે છો, સનાતન પુરૂષ આપ છો એમ હું માનું છું.

स्थाने हृषीकेश तव प्रकीर्त्या
जगत्प्रहृष्यत्यनु रज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवंति
सर्वे नमस्यंति च सिद्ध संघा ॥

અધ્યાય ૧૧ શ્લોક ૩૬

શબ્દાર્થ:-હે હૃષિકેશ! તમારા કીર્તનથી જગત હર્ષ પામે છે. ને પ્રીતિ કરે છે, રાક્ષસો ભય પામી દિશાઓમાં નાસે છે ને સર્વસિદ્ધ સમુદાય નમસ્કાર કરે છે તે યોગ્ય છે.

कस्माच्च ते न नमेरन्महात्मन्
गरीयसे ब्रह्मणोऽप्यादि कर्त्रे ।
अनंत देवेश जगन्निवास
त्वमक्षरं सद सत्तत्परं यत् ॥

અધ્યાય ૧૧ શ્લોક ૩૭

શબ્દાર્થ:-હે મહાત્મા! સર્વથી શ્રેષ્ઠ ને બ્રહ્માના પણ આદિ કર્તા એવા તમને શા માટે નમસ્કાર ન કરે? હે અનંત! હે દેવના અધિપતિ, હે જગન્નિવાસ! જે સત્ અસત્‌થી પર અક્ષર છે તે તમે છો.

त्वमादिदेवः पुरुषः पुराण
स्त्वमस्य विश्वस्य परं निधान ।
वेत्तासि वेद्यं च परं च धाम
त्वया ततं विश्व मनन्त रुप ॥

અધ્યાય ૧૧ શ્લોક ૩૮

શબ્દાર્થ:-તમે આદિ દેવ પુરાણ પુરુષ છો. તમે આ

વિશ્વના પરં આશ્રય સ્થાન છો. તમે જાણનાર છો. જાણવા યોગ્ય તમે છો. પરમ ધામ તમે છો. હે અનંતરૂપ! તમારાથી વિશ્વ વ્યાપેલું છે.

वायुर्यमोऽग्नि र्वरुणः शशाङ्क
प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥

અધ્યાય ૧૧ શ્લોક ૩૯

શબ્દાર્થઃ-તમે વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્ર, પ્રજાપતિ, (સર્વના) પ્રપિતામહ છો. તમને હજાર વાર નમસ્કાર છે. ફરીથી વારંવાર પણ નમસ્કાર આપને છે.

नमः पुरस्तादथ पृष्ठ तस्ते
नमोऽस्तुते सर्वत एव सर्व ।
अनंत वीर्या मित विक्रमस्त्वं
सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥

અધ્યાય ૧૧ શ્લોક ૪૦

શબ્દાર્થઃ-તમને આગળ નમસ્કાર. પાછળ નમસ્કાર. ને હે સર્વસ્વરૂપ આપને સર્વ બાજુથી નમસ્કાર. તમે અનંત શક્તિવાળા, ને અમિત કહેતાં અતુલ પરાક્રમવાળા છો. તમે સર્વને વ્યાપેલા છો તેથી તમે સર્વ સ્વરૂપ છો.

पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकःकुतोऽन्यो
लोकत्रयेऽप्य प्रतिमप्रभावः ॥

અધ્યાય ૧૧ શ્લોક ૪૩

શબ્દાર્થ:-ચરાચર લોકના પિતા તમે છો. તમે તેના પૂજ્ય ને મોટામાં મોટા ગુરૂ છો. તમારી બરોબર ત્રણ લોકમાં કોઈ નથી તો હે અપ્રતિમ પ્રભાવવાળા! તમારાથી અધિક અન્ય કોણ હોય?

तस्मात्प्रणम्य प्रणिधाय कायं
प्रसादये त्वामहमीशमीड्यम ।
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रिय प्रियायार्हसि देव सोढुम् ॥

અધ્યાય ૧૧ શ્લોક ૪૪

શબ્દાર્થ:-તેથી શરીરને નીચું નમાવી પ્રણામ કરી હે સ્તુતિ કરવા લાયક પ્રભુ આપની હું પ્રસન્નતા યાચું છું. પિતા પુત્રનો, સખા સખાનો, પ્રિય પ્રિયાનો જેમ (અપરાધ) સહે તેમ હે દેવ આપ (મારા અપરાધ) સહન કરવા યોગ્ય છો.

किरीटिनं गदिनं चक्रहस्त-
मिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रुपेण चतुर्भुजेन
सहस्र बाहो भव विश्वमूर्ते ॥

અધ્યાય ૧૧ શ્લોક ૪૬

શબ્દાર્થ:-કીરીટવાળા, ગદાવાળા, હાથમાં ચક્ર ધારણ કરેલા આપને પ્રથમ માફક જોવાને હું ઇચ્છું છું. હે વિશ્વ-મૂર્તિ! હે સહસ્ર બાહુ! તેજ ચતુર્ભુજ રૂપે આપ થાવ.

વિવેચન—આ અર્જુનના ૯ સ્તુતિના શ્લોકમાં સર્વ સાર છે. અત્યારે દેખાતું આખું બ્રહ્માંડ સૂક્ષ્મ રૂપે આપણી સામું જણાય, અગર આપણી દૃષ્ટિ એવી થાય કે જેથી ન્હાની વસ્તુની પેઠ યથાવત્ બ્રહ્માંડને જોઇ શકીએ તો અર્જુને જે

ચણુંવ્યું છે તેજ આપણને જણાય. આ આખું બ્રહ્માંડ સીનેમાની ફીલ્મ પેઠે નિશ્ચીત છે. જેમ પડદા ઉપર સીનેમાની અનેક બોલતી ચાલતી સૃષ્ટિ કોઇ ત્યાં ન છતાં જણાય છે ને સંભળાય છે, તેમ પરમાત્મા રૂપી પડદા ઉપર આ જગત રૂપ સીનેમાનું દૃષ્ય હાલતું, ચાલતું ને અવાજ કરતું જણાય છે. સીનેમાના પડદા પર પ્રથમથી ફોટા લીધેલા તેથી ને ફોનાગ્રામની પ્લેટથી હાલતું ચાલતુ ને બોલતું દસ્ય જણાય છે. પરમાત્મા અલૌકીક પ્રભાવવાળા છે. સીનેમા ને ફોનાગ્રામના શોધક તેમનાથી જ સત્તા ને શક્તિ મેળવેલા છે. તે પરમાત્માની માયા શક્તિના પ્રતાપથી એ પરમાત્મામાં કોઇ પણ નિમિત્ત કે કારણ વિના આ સમગ્ર પ્રપંચ દસ્ય થાય છે. તે પરમાત્માની ભક્તિ કર્યા શિવાય, તેમનું શરણું લીધા શિવાય, લાખો ઉપાય કર્યેથી પણ આપણને સુખ થવાનું નથી જ.

સચરાચર વ્યાપક નિરાકાર પરમાત્માને સાકાર ચતુર્ભુજ રૂપ જોવા ઇચ્છનારને આ ૯ શ્લોક સારા સ્તુતિરૂપ છે. ભીડમાં આવેલાને, ચિંતાવાળાને, ભુત પિશાચના વળગાડવાળાને, હરકોઇ આપત્તિવાળાને, ઇશ્વરનો સાક્ષાતકાર કરવા ઇચ્છનારને આ સ્તુતિનાં શ્લોકો બાહુ ઉપયોગી છે. કહેવાય છે કે શ્રીકૃષ્ણ સૌને બે હાથ વાળાજ જણાતા. સાધુસંત કહે છે અર્જુનને સદા ચતુર્ભુજ શંખ, ચક્ર, ગદાધારી જણાતા. તેથી જ અર્જુને તે રૂપે દર્શન કરાવવા કહ્યું છે.

સૌને ભગવાનનાં આવા દર્શનની સ્વાભાવીક ઇચ્છા થાય. તે ઇચ્છા શી રીતે પૂરી પડે તે ભગવાન કહે છે =

भक्त्या त्वनन्यया शक्य अहमेवं विधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥

અધ્યાય ૧૧ શ્લોક ૫૪

# અધ્યાય ૧૨ મો ભક્તિ યોગ.

આ અધ્યાય શરૂ કરતા પહેલાં થોડા ઉપોદ્ઘાતની જરૂર છે. હું છું એવું સૌ માને છે. હું નથી એવું કોઇ કહે નહિં. હવે આ દેખીતું જગત જે વિધવિધ નામ ને રૂપવાળું છે તે અમુકમાંથી ઉત્પન્ન થએલું ને આખર નાશ પછી અમુકમાં ભળવાનું એ આપણે માનીએ છીએ. એ જે અમુક તેને શાસ્ત્રમાં પરમાત્મા કહે છે. એટલે હું, જગત ને પરમાત્મા ત્રણ રહે છે.

હું કહેનાર વ્યક્તિ જગત તરફ ખેંચાય છે ને પરમાત્મા તરફ પણ ખેંચાય છે. સુખ—અખંડ સુખ સૌને જોઇએ છે. મને કદી દુઃખ ન થાય એ પ્રાણી માત્રની ઇચ્છા છે. હવે આપણે સુખને માટે જગતનો આશ્રય લઇએ છીએ ને ત્યાંથી સુખ ન મળે ને દુઃખ મળે એટલે પરમાત્મા તરફ ઢળીએ છીએ. એમ સુખને અર્થે જગત તરફ ને પરમાત્મા તરફ એમ ગડમથલ કરતાં અનંત કાળ જીવના વહી ગયા.

શાસ્ત્રો, સંતો, ને બહુ વિચાર પુર્વક નક્કી કરેલા આપણા અનુભવ એમ કહે છે કે શાશ્વત સુખ, અખંડ સુખ જેની કામના આપણને છે તે જગતના પદાર્થથી તૃપ્ત થવાની નથી. તેને માટે તો પરમાત્મા જ સાચો આશ્રય છે. કારણ અસ્થિર ને વિનાશી જગત સાચું ને અખંડ સુખ શી રીતે આપી શકે? તો પ્રશ્ન એ ઉઠે કે એ પરમાત્મા શી રીતે પમાય?

એને માટે અત્યાર સુધી ગીતામાં વિચાર ચાલ્યો. વિધવિધ રસ્તા શ્રીકૃષ્ણે બતાવ્યા. તેમાં છેલ્લાં પ્રકરણમાં અનન્ય ભક્તિથી પરમાત્માને પ્રાપ્ત કરાય છે એ વાત કહી. તો એ ઉપરથી પ્રશ્ન એ ઉઠ્યો કે પરમાત્મા ક્યાં છે ને કેવા છે કે જેની ભક્તિ કરી તેમને પમાય. તેનો ઉત્તર થયો કે

પરમાત્મા પ્રાણી માત્રની બહાર ને ભીતર સચરાચરમાં વ્યાપક છે. વળી પરમાત્મા અમુક અમુક રૂપે વિભૂતિ રૂપે છે. પરમાત્મા છે એવું જો માનીએ તો પ્રશ્ન એ ઊઠે કે પરમાત્મા સગુણ છે કે નિર્ગુણ ? ને સચરાચરમાં વ્યાપક રૂપે નિર્ગુણ ને નિરાકાર માનીએ ને ભક્ત ચિત્ત ઇચ્છાનુસાર સગુણને સાકાર માનીએ તો પ્રશ્ન એ ઊઠે કે આ બે ભેદમાં કેવા સ્વરૂપે પરમાત્મા ઉપાસાય તો પરમાત્મા રહેજે પમાય, બન્ને માર્ગવાળા પરમાત્માને પામે. કારણ પરમાત્માની ઉપાસના કરનાર પરમાત્માને જ પામે. પણ એ બે રસ્તામાં સરળ, સુખે સાધી શકાય તેવો કયો રસ્તો છે, ને તેથી જ સરળતાની અપેક્ષાએ કયો રસ્તો શ્રેષ્ઠ છે એ અર્જુનનો પ્રશ્ન છે.

ગીતા ગંભીર ને રસવાળી છે. આ અર્જુનના પ્રશ્નનો ઉત્તર જે ભગવાન આપશે તે ઉપર અનેક આચાર્યોએ ખંડન મંડનવાળી ટીકાઓ કરી છે. આપણે તો સમજવું છે ને સમજી આપણું કલ્યાણ સાધવું છે. હવે આ વાત સમજવા પરમાત્મા કેવા છે એ પહેલું સમજવું જરૂરી છે.

પરમાત્મા કેવા છે એનો એક જ ઉત્તર છે કે જેવા આપણે છીએ તેવા પરમાત્મા છે. આ ઉત્તર હંસવા જેવો છે, પણ તદ્દન સાચો છે. જીજ્ઞાસુએ તો નક્કી માને કે શરીર એ આપણે નથી. શરીરથી ભિન્ન આપણે છીએ એ નક્કી થયું એટલે પ્રસ્ન એ થાય કે શરીર આપણું છે કે શરીરને આપણને કંઇ સબંધ જ નથી ? જે એમ માને છે કે શરીર મારૂં છે, શરીરથી હું કર્તા ભોક્તા છું તેને તો પરમાત્મા પણ તેવા જ એટલે સાકાર ને સગુણ જ છે. તેને કદી અંતરથી પરમાત્મા નિર્ગુણ છે એ વાત ઠસતી જ નથી.

एवं सततयुक्ताये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षर मव्यक्तं तेषां के योग वित्तमाः ॥

અધ્યાય ૧૨ શ્લોક ૧

શબ્દાર્થ—એ પ્રમાણે હંમેશા યુક્ત જે ભક્તો આપને ઉપાસે છે, તે જે અક્ષર અવ્યક્તને (ઉપાસે છે) તેઓમા કોણ યોગવેત્તા છે?

શ્રી ભગવાન કહે છે=

मय्यावेश्य मनो ये मा नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मता॰ ॥

અધ્યાય ૧૨ શ્લોક ૨

શબ્દાર્થ—જે મારામાં મન અરપી નિત્યયુક્ત પરમ શ્રદ્ધા સપન્ન મારી ઉપાસના કરે છે તેઓને હું યુક્ત તમ માનુ છુ

य त्वक्षर मनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्य च कूटस्थमचल ध्रुवम् ॥

અધ્યાય ૧૨ શ્લોક ૩

संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धय॰ ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रता॰ ॥

અધ્યાય ૧૨ શ્લોક ૪

શબ્દાર્થ—પણ જે નિર્દેશ ન થઇ શકે તેવા, અવ્યક્ત સર્વવ્યાપી અચિંત્ય, કુટસ્થ, અચળ, ને નિત્ય એવા અક્ષરની સર્વ ઇંદ્રિયોને સંયમ કરી સર્વત્ર સમ બુદ્ધિવાળા, સર્વ-પ્રાણીના હિતમા લાગેલા જે ઉપાસના કરે છે તે મને જ પામે છે

વિવેચન—સગુણ ને નિર્ગુણ એ બન્ને પરમાત્માના વિશેષણ છે પરમાત્મા શબ્દ એ બન્ને વિશેષણોમા સામાન્ય

શબ્દ છે એટલે નિર્ગુણને ઉપાસતા કે સગુણને ઉપાસતા પમાય તે પરમાત્મા જ નિર્ગુણ ને સગુણ બન્નેની ઉપાસના કરનારને પોતાના ચિત્ત જગત તરફથી ખેચી પરમાત્મામા જોડવાના છે સગુણનો ઉપાસક પોતે પરમાત્મા તરફ જાય છે ને તેનો ગુણી પરમાત્મા તે ઉપાસકને પોતા તરફ ખેચે છે એટલે સગુણના ઉપાસકને પરમાત્માને પામવામા પોતાનુ ને પરમાત્માનુ એમ બે બળ જોર દે છે એ માર્ગમા વિઘ્ન આવતા પોતે વિશેષ બળ કરે છે ને પરમાત્માને સહાર કરવા વિનવે છે જે તે પામે છે સગુણના ઉપાસકની ચિત્ત વૃત્તિ જગત તરફ ઢળે તો તેને ત્યાથી ખસેડી પરમાત્મા તરફ વાળવા તે ઉપાસક પરમાત્માને જ વિનવે છે સગુણનો ઉપાસક પરમાત્માને પામવામા પરમાત્માને માથે જ પોતાનુ તરણુ પાગળો થઇ નાખે છે તેથી તે ઉપાસકને તારવાનુ પરમાત્મા સર્વ શક્તિમાનના માથે આવી પડે છે ને તેને તારે છે ફકત તેને પરમાત્માનુ અનન્ય શરણુ લેવાનુ ને તે તારશે એવી પરમ શ્રદ્ધા ધરી અન્ય કશાનો આશ્રય ન લેવાનુ ને અન્ય કશા તરફ ચિત્ત ન જાય એટલુ જ જોવાનુ હોય છે સગુણના ઉપાસકની ચિત્તવૃત્તિ જગતને ત્યજતા તેને પરમાત્માનુ આલબન મોજુદ છે સગુણના ઉપાસકની ઇદ્રિયો ને ચિત્ત જે જગતના આલબનથી આશરાવાળા ને કાર્યવાળા રહેતી તેવી જ તે પરમાત્માના આલબનવાળા રહે છે

નિર્ગુણના ઉપાસકને પોતાના બળ ઉપર ઝઝુમવાનુ છે તેનો પરમાત્મા તેને સહાય કરી શકે તેમ નથી વિઘ્નોથી તે તેને બચાવી શકે તેમ નથી કારણ તે નિર્ગુણ છે નિર્ગુણ બ્રહ્મના ઉપાસકે ઇદ્રિયોનો સયમ બરાબર કરવો જોઇએ ન સર્વને પરમાત્મા સર્વમા છે જાણી સર્વ સાથે સમ બુદ્ધિથી રહેવુ જરૂરી છે ને તેણે સર્વનુ હિત થાય તેવી ક્રિયા કરવી

જોઈએ. એટલે જગતના હિત અર્થે ક્રિયા, ઈંદ્રિયોના સંયમ પુર્વક ઉત્કટ વૈરાગ્ય, ને સર્વત્ર સર્વમાં પરમાત્મ બુદ્ધિ આટલું જરૂરી છે. અહં બ્રહ્માસ્મિ કહી ભોગોમાં મશગુલ રહેતાં બ્રહ્મસ્વરૂપ બોલવા માત્રથી નથી થવાતું તે આ શ્લોકથી ખાસ જાણવા યોગ્ય છે.

क्लेशोऽधिक तरस्तेषा मव्यक्तासक्त चेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिर वाप्यते ॥

અધ્યાય ૧૨ શ્લોક ૫

શબ્દાર્થ:—અવ્યક્તમાં જેનું ચિત્ત ચોટેલું છે તેઓને કલેશ વિશેષ થાય છે. કારણ કે શરીરીઓથી અવ્યક્ત ગતિ દુઃખે પમાય છે.

વિવેચન:—શરીરી અથવા દેહવત્ શબ્દનો અર્થ આ શરીર મારૂં છે એવી બુદ્ધિવાળા લેખવું. આ શરીર મારૂં છે એ માનનાર પોતાને દેહથી ને પરમાત્માથી ભિન્ન જીવસ્વરૂપ દેહ વડે કર્તા ભોક્તા માને છે. આવા દેહીને જગત આલંબન નથી ને બ્રહ્મ આલંબન રહેજે થતું નથી. તેથી તેની ગતિ બ્રહ્મ પ્રત્યે કરતાં તે બહુ જ મુઝાય છે. તેને બહુ જ કષ્ટ થાય છે.

येतु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्ये नैव योगेन मां ध्यायन्त उपासते ॥

અધ્યાય ૧૨ શ્લોક ૬

तेषामहं समुद्धर्ता मृत्युसंसार सागरात् ।
भवामि नचिरात्पार्थ मय्यावेशित चेतसाम् ॥

અધ્યાય ૧૨ શ્લોક ૭

શબ્દાર્થ:—પણ જે સર્વ કર્મો મારામાં સમર્પી, મારા પરાયણ થઇ અનન્ય યોગથી મારૂં ધ્યાન કરતાં મને ઉપાસે

છે, તેવા મારામાં જ ચિત્ત સમર્પેલાં છે જેમણે તેમનો હે પાર્થ ! મૃત્યુ સંસાર સાગરમાંથી હું થોડા જ સમયમાં ઉદ્ધાર કર્તા થાઉં છું.

વિવેચનઃ–પરમાત્માની ઉપાસના કરનારને પરમાત્મા જ તારે છે. ભક્તે તે માટે શું કરવુ તે હાવે ભગવાન કહે છે.

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।

निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥

અધ્યાય ૧૨ શ્લોક ૮

શબ્દાર્થઃ–મારામાં જ મન અર્પ, મારામાં જ બુદ્ધિ જોડ, તો તે પ્રમાણે વર્તવાથી તું ખરેખર મારામાં નિવાસ કરીશ એમાં સંશય નથી.

વિવેચનઃ–ક્રિયા માત્રનું કારક ચિત્ત છે, એટલે અંતઃકરણ છે. એ અંતઃકરણને પરમાત્મામાં સતત જોડે, એટલે પરમાત્મા શિવાય અન્યનો સંકલ્પ જ ચિત્ત ન ઉઠાવે ને સદા પરમાત્માનું ધ્યાન કરે તો ચિત્ત પરમાત્માને પામે. એટલે સાધકે હરદમ ચિત્તને તપાસવું ને ચિત્ત ભગવાન શિવાય અન્યનો સંકલ્પ, અન્યનો વિચાર, અન્યનું આલંબન, અન્યની ઇચ્છા ન કરે તે જોવું. ચિત્ત આ પ્રમાણે પરમાત્મા શિવાય અન્ય ન જ ઝંખે તો પરમાત્માને જ પામે. કારણ કે નિયમ છે કે ચિત્ત જેને અનન્ય ભાવથી ઝંખે તેને પામે. આ ધ્યાન યોગની વાત કહી. હાવે =

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम्।

अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥

અધ્યાય ૧૨ શ્લોક ૯

શબ્દાર્થઃ–પણ જો મારામાં ચિત્તને સ્થિર રાખવા તું

સમર્થ ન હો તો અભ્યાસ યોગથી હે ધનંજય! મને પામવા ઇચ્છા કર.

વિવેચનઃ–આઠમા શ્લોકમાં નૈસર્ગિક રીતે ચિત્તને પરમાત્મામાં જોડયું રાખવા કહ્યું. એ પૂર્વનો દૃઢ અભ્યાસ હોય તેનાથી બને. જેમ સંસારીનું ચિત્ત સ્વાભાવીક રીતે સંસારમાં લાગ્યું રહે છે કારણ તેનો તેને અભ્યાસ પડી ગયો છે તેમ જો ચિત્ત પરમાત્મામાં લાગ્યું ન રહે તો તે અભ્યાસની ખામી છે. તેથી ચિત્તને જગતમાથી ખેંચી વારંવાર પરમાત્મામાં જોડવાનો અભ્યાસ કરવો. જ્યાં ચંચળ ચિત્ત જગત તરફ ઢળે એટલે જગતનું ચિંતવન છોડી પરમાત્માનું ચિંતવન કરવા ચિત્તને વાળવું. આ અભ્યાસ યોગ કહેવાય છે. આવો અભ્યાસ પણ જેનાથી ના બને તે માટે કહે છેઃ

अभ्यासेऽप्य समर्थोसि मत्कर्म परमोभव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यासि ॥

અધ્યાય ૧૨ શ્લોક ૧૦

શબ્દાર્થઃ–(આવા) અભ્યાસમાં પણ જો અસમર્થ હો તો મદર્થે કર્મ કરનાર થા. મારા અર્થે કર્મો કરતાં તું સિદ્ધિને (મારી પ્રાપ્તિને) પામીશ.

વિવેચનઃ–આ અધ્યાયની ટીકામાં સંપ્રદાયી પંડીતોના બહુ વાદવિવાદ છે. મુમુક્ષેને એ બધાય ત્યાજ્ય છે. **ભગવાન અર્થે કર્મ એટલે જે જે કર્મ સાધક કરે તેનું ફળ ભગવત્ પ્રાપ્તિ લેખે. તેનાથી થતા કર્મ માત્ર ભગવાન પ્રાપ્તિ અર્થે હોય. તે પોતાના ભોગ અર્થે કર્મ ન જ કરે.** કર્મ માત્ર કાં તો ભોગ અર્થે હોય કાં તો મોક્ષ અર્થે એટલે ભગવત્ પ્રાપ્તિ અર્થે હોય.

ભગવાન કહે છે ભોગ અર્થે કર્મ ન કરવાં ને મોક્ષ

અર્થે કર્મ કરવાં. મંદીરમાં વાળવું લીંપવું એ જ ભગવત્ કર્મ છે એમ સાધક ન જ માને. ભગવાન સર્વત્ર વ્યાપક ઘટઘટમાં રહેલા છે. જડ મૂર્તિમાં રહેલા છે તેવા ને તેથી વિશેષ રૂપે પ્રાણી માત્રમાં છે. એટલે પ્રાણી માત્ર અર્થે સેવા, પ્રાણી માત્રના હિત અર્થે કર્મ તે ભગવાન અર્થે કર્મ છે. ભોગ અર્થે કર્મ કરતાં જ સર્વ દોષો આવે છે. ભગવાન અર્થે, પ્રાણી સેવા અર્થે થતાં કર્મ મોક્ષદાતા છે. મંદીરમાં રહેલી મૂર્તિ અર્થે મંદીરનાં ને એવાં બીજાં કર્મ, ને પ્રાણી માત્રમાં રહેલ પરમાત્માની સેવા અર્થે પ્રાણી હિત કર્મ એ બેમાં પ્રાણી હિત અર્થે કર્મ વિશેષ છે. મૂર્તિમાં પ્રભુને જોવા તે પ્રાણી માત્રમાં પ્રભુને જોવા અર્થે જ છે. માટે પ્રાણી **માત્રમાં રહેલા પ્રભુને અવગણી મૂર્તિમાં રહેલા પ્રભુને ન રીઝવી શકાય.** પોતાના સાધન ને શક્તિનો પ્રભુ અર્થે ઉપયોગ એ પ્રભુ અર્થે કર્મ છે. ને તે પ્રભુની પ્રાપ્તિ કરાવનાર છે.

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वं कर्म फलत्यागं ततः कुरु यतात्मवान् ॥

અધ્યાય ૧૨ શ્લોક ૧૧

શબ્દાર્થઃ—તે પણ કરવાને તું અસમર્થ હો તો મારા યોગનો આશ્રય કરી ચિત્તનો નિગ્રહ કરી સર્વે કર્મફળનો ત્યાગ કર.

વિવેચન.—ચિત્તનો નિગ્રહ એટલે ચિત્તને ભોગોમાં જતું અટકાવવું. ને પરમાત્મા તરફ વાળવું, ને તે કરી શરીર, મન ને વાણીથી જે જે કર્મ કરાય તેના ફળનો ત્યાગ કરવો. જેમ નદીના જળને અમુક જગાએ લઇ જવું હોય તો પ્રથમ જે રસ્તે જતું હોય ત્યાં બંધ બાંધવો પડે ને જે રસ્તે લઇ જવું હોય ત્યાં નહેર ખોદવી પડે, તેમ ચિત્તને પરમાત્મા તરફ

લઇ જવા ચિત્ત જે વિષય તરફ વહેવાના સ્વભાવવાળું છે તેને ત્યાંથી પાછું વાળવા-રૂપી બંધ એટલે વૈરાગ્ય સેવવો જોઇએ. ને પછી ચિત્તને પરમાત્મામાં જોડવા રૂપી અભ્યાસ કરવો જોઇએ, ચિત્ત પરમાત્મામાં જોડાયા છતાં અથવા જોડવાના અભ્યાસ કાળમાં પણ કર્મ તો થાય છે જ. કર્મનું ફળ કાં તો ભોગ હોય ને કાં તો મોક્ષ હોય. કર્મના ફળ ભોગનો ત્યાગ કરવો એટલે મોક્ષ જ અવશેષ રહે.

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्धयानं विशिष्यते ।
ध्यानात्कर्मफल त्यागस्त्यागाच्छान्तिर नन्तरम् ॥

અધ્યાય ૧૨ શ્લોક ૧૨

શબ્દાર્થ:-અભ્યાસથી જ્ઞાન ખરેખર કલ્યાણકર છે, જ્ઞાનથી ધ્યાન ચઢીઆતું છે. ધ્યાનથી કર્મફળનો ત્યાગ (વિશેષ છે), ત્યાગથી તરત જ શાંતિ થાય છે.

વિવેચન:-સંપ્રાદાયવાળા આ શ્લોકને રોચક માને છે. વિદ્વાનોને આપણાથી કશું ન કહેવાય. વાસ્તવીક આ શ્લોક સત્યથી ભરપુર છે. ગીતામાં એક શ્લોક રોચક નથી. આપણે આ શ્લોક યથાવત્ સમજીએ. ચિત્ત જગતના ભોગ તરફ જાય છે ને પરમાત્મા તરફ જતું નથી તે તેનામાં-સાચું જ્ઞાન અથવા સમજણ નથી તેથી. જો ચિત્ત જગતના ભોગને નશ્વર ને દુઃખદાયી સમજે તો જગત ભોગનો ત્યાગ કરી પરમાત્મામાં ભળે. તેથી ચિત્તને જગત તરફથી ખેંચી પરમાત્મા તરફ વાળવાના અભ્યાસ કરતાં ચિત્તને જ્ઞાન થાય, સમજ આવે તે વિશેષ છે. અભ્યાસનું ફળ જ. સમજ છે, જ્ઞાન છે. તેથી જ્ઞાન અભ્યાસ કરતાં શ્રેષ્ઠ છે. જ્ઞાનથી જગતની નશ્વરતા ને પરમપદની પરમાર્થતા સમજાય છે ને પરમાત્માની પ્રાપ્તિની ધગશ જાગે છે. ધ્યાન એટલે ચિત્તનો સતત પ્રવાહ,

જ્ઞાનથી ચિત્ત જગત તરફ ન જવાનો બંધ બાંધે ને ધ્યાન ચિત્તને સતત પરમાત્મા પ્રત્યે વ્હેવડાવે છે એટલે જ્ઞાન કરતાં ધ્યાન પરમાત્મા તરફ વહન કરવામાં વિશેષ ઉપયોગી છે. ને જ્ઞાનનું બીજું પગથીઉં પણ ધ્યાનજ થાય છે. ધ્યાન એટલે જ્ઞાનનો સતત ઉપયોગ. આવા ધ્યાનનું છેવટ ફળ એ છે કે કર્મ માત્ર જે થાય તેનું ફળ જે ભોગ, જન્મ મરણરૂપ સંસાર, આ લોક ને પરલોકના ભોગ તેનો ત્યાગ કરવો. કર્મ ફળરૂપ ભોગના ત્યાગ શિવાય કાયમી શાંતિ કદી થવાની નથી જ. ગમે તો અભ્યાસી હોય, ગમે તો જ્ઞાની હોય, અગર તો ધ્યાની હોય પણ જો ભોગનો ત્યાગી ન હોય તો તે શાશ્વત શાંતિ ભોગવી શકતો નથી તેથી જ કર્મફળ રૂપી ભોગના ત્યાગીને સર્વથા શ્રેષ્ટ કહેલ છે. ને તે તદન સત્ય છે. આ જ વાતને દીનદયાળ ભગવાન વધુ સ્પષ્ટ કરે છે. ભક્તાનાં લક્ષણ આપે છે. જીજ્ઞાસુ રોજ તપાસે કે ભગવાને કહેલાં લક્ષણ મારામાં છે કે નહીં.

લોક સમુહ ભક્ત કહે, ભજન ગાવાથી, વાજીંત્ર વગાડવાથી, નાચવા કુદવાથી, લીલાઓ કરવાથી, વ્યાખ્યાનો ને કથાઓ કરવાથી ભક્ત ગણાવાના નથી. નીચે કહેલાં લક્ષણ ભક્તમાં હોય તો જ તે ભક્ત ભગવાનને પામે. ને તે લક્ષણ વિનાના તો વાસના ને ભોગના રાંક કીડા છે. પોતાની વાસના પુરવા, લોક છેતરવા, દુકાનો લઇ પોતાને ને જગતને ઠગવા જ બેઠા છે. જીજ્ઞાસુ તેવાઓના પાશમાં ન પડે. ભગવાને કહેલાં લક્ષણ પોતામાં ઉતારી પોતાની મહેનતથી પોતે તરાય.

નીચેના આઠ શ્લોક અમૃત છે તેને સેવનાર અમર જ થાય.

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहङ्कारः समदुःखसुखः क्षमी ॥

અધ્યાય ૧૨ શ્લોક ૧૩

संतुष्टः सततं योगी यतात्मा दृढ निश्चयः ।
मय्यर्पितमनो बुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥

અધ્યાય ૧૨ શ્લોક ૧૪

શબ્દાર્થ:-જે પ્રાણી માત્રનો દ્વેષ કરતો નથી, મિત્ર ભાવવાળો છે, કરુણા કહેતાં દયાવાળો છે, મમતા ને અહંકાર વિનાનો છે, સુખ દુઃખને સમાન જાણનાર છે ક્ષમાવાન છે, સંતોષી છે, સતત યોગી એટલે હમેશ ચિત્તને પરમાત્મા તરફ વાળનાર છે, મન ને ઇંદ્રિયોનો સંયમ કરનાર છે, દૃઢ નિશ્ચયવાળો છે ને મન ને બુદ્ધિને મારામાં અર્પેલા જેણે છે એવો જે મારો ભક્ત છે તે મને પ્રિય છે

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्ष भयोद्वेगैर्मुक्तोः य स च मे प्रियः ॥

અધ્યાય ૧૨ શ્લોક ૧૫

શબ્દાર્થ-જેનાથી લોકો ઉદ્વેગ પામતા નથી, ને જે લોકોથી ઉદ્વેગ પામતો નથી, હર્ષ, ઇર્ષા, ભય ને ઉદ્વેગથી મુક્ત છે તે મને પ્રિય છે

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥

અધ્યાય ૧૨ શ્લોક ૧૬

શબ્દાર્થ-જે અપેક્ષા વિનાનો છે, પવિત્ર છે, સ્વકર્તવ્ય કરવામાં જે કુશળ છે, ઉદાસી કહેતાં પક્ષપાત વિનાનો તટસ્થ છે, દુઃખ રહિત છે, સર્વ આરંભનો ત્યાગ કરનાર જે મારો ભક્ત છે તે મને પ્રિય છે

વિવેચન-સર્વારંભનો ત્યાગ કરનાર એટલે આવી પડેલું કરનાર. પ્રાપ્ત કર્તવ્ય કરનાર. પણ નવું ઊભું ન કરનાર

ભક્તને પ્રાપ્તવ્ય તો ભગવાન છે તે માટે જ તેની સર્વ ક્રિયા છે. એટલે બીજા કોઇ અર્થે કોઇ કામ ઉભું ન કરનાર.

यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥
અધ્યાય ૧૨ શ્લોક ૧૭

શબ્દાર્થ.—જે હર્ષ પામતો નથી, જે દ્વેષ કરતો નથી, શોક કરતો નથી, આકાંક્ષા કરતો નથી શુભ અશુભનો ત્યાગ કરનાર છે, એવો જે ભક્તિમાન છે તે મને પ્રિય છે.

વિવેચન:—શુભ એટલે પુણ્ય કર્મ પરલોક આપનાર છે, અશુભ એટલે પાપ કર્મ નરક આપનાર છે ભક્તને પરલોક મેળવવા નથી. એને તો ભગવાન મેળવવા છે તેથી તે સકામ શુભ એટલે પુણ્ય કર્મ કરતો નથી. ને અશુભ તો કરે જ નહી, તેથી તેને શુભ ને અશુભ કર્મનો ત્યાગી કહેલ છે પાપ કર્મ કરનાર, દુષ્ટ કર્મ કરનાર તો ભક્ત જ ન થઇ શકે. જેને ભગવાન વ્હાલા છે તે ભક્ત, જેને પાપ વ્હાલુ છે તે તો પાપી છે. સૂર્યમા કદી અંધકાર હોય જ નહી તેમ ભક્તમા પાપ બુદ્ધિ હોય જ નહી.

समः शत्रौ च मित्रे च तथा मानापमान योः ।
शीतोष्ण सुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥
અધ્યાય ૧૨ શ્લોક ૧૮

तुल्य निन्दा स्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥
અધ્યાય ૧૨ શ્લોક ૧૯

શબ્દાર્થ—શત્રુ ને મિત્ર તરફ સમ, માન અપમાનમા (સમ) શીત ઉષ્ણ, સુખ ને દુખમા જે સમ છે, જે આસક્તિ

રહિત છે, નિંદા ને સ્તુતિ જેને સમાન છે. મૌની છે, જે તેથી સંતુષ્ટ રહેનાર છે, નિવાસ અગર આશ્રય ઉપર મમતા વિનાનો, સ્થિર બુદ્ધિવાળો ભક્તિમાન નર મને પ્રિય છે.

*વિવેચન–આપણે જોયું છે કે ચિત્ત જ કર્તા ને ચિત્ત જ* બંધ મોક્ષનું ભાગી છે. શાસ્ત્રમાં કહેલી તમામ ક્રિયા ચિત્તને અવિકળ કરવા માટે છે. સાધકે જે ક્રિયા ચિત્તને વિકાર ઉત્પન્ન કરે તે ત્યજવી. **શાસ્ત્રમાં કર્તવ્ય અકર્તવ્ય એ ગણાય છે કે જેથી ચિત્તમાં વિકાર થાય તે અકર્તવ્ય. જેથી ચિત્ત અવિકારી રહે તે** કર્તવ્ય. આ અધ્યાયમાં ભગવાને તે જ પ્રમાણે ભક્તનાં લક્ષણ કહ્યાં છે. શત્રુ, મિત્ર માન અપમાન, શીત ઉષ્ણ સુખ દુઃખ, નિંદા ને સ્તુતિ એ સર્વમાં ચિત્તને અવિકારી રાખવું. બહારની કોઇ પણ ક્રિયાથી ચિત્તને વિકારી ન થવા દેતાં જે ચિત્તને ભગવાન તરફ વાળે રાખે તે જ પ્રભુ પામે. નટ દોર ઉપર ચઢે છે, વાજાં વાગે છે, લોક અવાજો કરે છે. એ બધા તરફ તે દુર્લક્ષ કરી પોતાના લક્ષ્ય ઉપર તે ધ્યાન રાખે છે. જો લક્ષ્ય ચુકી બીજે લક્ષ રાખે તો પડે. તેમજ ભક્તનું લક્ષ્ય ભગવાન છે. તેથી જગતના બનાવોથી ચિત્તમાં વિકાર થાય તો ચિત્તની ગતિ જગત તરફ જાય ને ભગવાનના માર્ગથી પડે. ભગવાન સિવાય બીજા બધા તરફ ભક્તે ચિત્તમાં વિકાર ન થાય તેટલું ને તેવું ખપ પૂરતું જ લક્ષ રાખવું. જેથી ચિત્તમાં વિકાર થાય ને ભગવાન ભૂલાય તે ભક્તે ત્યજવું, અથવા તે ભક્તે સહેવું. ભક્તની સાચી સંપત્તિ ચિત્તની અવિકળતા છે. જગતના તમામ પદાર્થના ભોગે પણ ભક્તને જે જાળવી રાખવાનું છે તે ચિત્તનું અવિકારીપણું છે, ચિત્તની અખંડ શાંતિ છે. જગતના પદાર્થ પ્રતિ મમતા ને રાગથી ચિત્તની શાંતિનો નાશ થાય છે, માટે

જે તે રીતે ચિત્તની શાંતિનો ભંગ ન થાય તે રીતે રહી પરમાત્મા તરફ ચિત્તને હાંકયે જવું એનું નામ ભક્તિ યોગ. જગતના પ્રાણી પદાર્થ કે ક્રિયા ભક્તના ચિત્તને પરમાત્મા ભુલાવી જગત તરફ ના વાળે એ જ ભક્તે જોવાનું છે. તેથી સર્વ કાળમાં ચિત્તને અખંડ નિર્વિકાર ઘન શાંતિમાં રાખી પ્રભુ ભજવા જરૂરી છે.

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥

અધ્યાય ૧૨ શ્લોક ૨૦

શબ્દાર્થ:–જે આ ધર્મરૂપી અમૃતનું કહ્યા પ્રમાણે સેવન કરે છે તે શ્રદ્ધાવાળાને હું જ જેનું પરમ છું એવા ભક્ત મને અતિશય પ્રિય છે.

વિવેચન:–આ પ્રમાણે ભક્તિથી પરમાત્માની પ્રાપ્તિ કહી. બહારના આચારથી, જલ આચમન કર્યાથી, ભજન કીર્તન ગાવાથી ને જેમ તેમ વર્તવાથી, ભગવાન ન જ મળે. ભગવાનને મેળવવા ભગવાને કહેલ આ ધર્મરૂપ અમૃત આચારમાં ઉતારી રગેરગમાં ઉતારવું જોઇએ તો જ પ્રભુ પમાય. પ્રભુના નામનો જપ, પ્રભુની કથા, પૂજન, અર્ચન, કીર્તન, વિગેરે સૌ પ્રભુ પ્રાપ્તિનાં સારાં ને જરૂરી સાધન છે. પણ તે સાધન પરમાત્માએ આ કહેલ ચારિત્ર્ય પ્રમાણે વર્તાય તો જ ફળે. પરમાત્મા સૌને પ્રભુએ કહેલી રીતે ભક્તિ કરવા બુદ્ધિ ને શક્તિ આપો એ જ પ્રાર્થના.

હરિઃ ૐ તત્ સત્.

---

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥

અધ્યાય ૧૩ શ્લોક ૧

શબ્દાર્થ:–હે કુંતીપુત્ર અર્જુન! આ શરીર ક્ષેત્ર કહેવાય છે. એને જે જાણે તેને, તે જાણનાર પુરૂષો, ક્ષેત્રજ્ઞ એમ કહે છે.

વિવેચન:–ક્ષેત્રજ્ઞ એટલે જીવ જગતમાં ત્રણ વસ્તુઓ છે. જડ, જીવ, ને પરમાત્મા. બધા મતોનો ઝગડો જીવ ને પરમાત્માના સબંધ વિષે છે. જીવની વ્યાખ્યા આ શ્લોકમાં ભગવાને બહુ સુંદર કરી છે. શરીરમાં રહેનાર જીવની પ્રવૃત્તિ કાં તો ભોગ અર્થે અથવા મોક્ષ અર્થે હોય છે. મોક્ષ એટલે ભોગ માત્રનો અભાવ, વાસના માત્રનો, ઇચ્છા માત્રનો જેમાં નાશ થવાથી અખંડ અત્યંત સુખ છે, તે. હવે જીવ એટલે ક્ષેત્રજ્ઞ સંજ્ઞા તેની છે કે જેને ભોગની વાસના છે. ભોગ શરીર થકીજ ભોગવાય છે. કર્મ શરીરથી જ થાય છે. એટલે જીવ શરીરને પોતાના ભોગનું સાધન માને છે. કર્મ કરવાના ને ભોગ ભોગવવાના પોતાના સાધન તરીકે જે ક્ષેત્રને જાણે છે તે જીવ કહેતાં ક્ષેત્રજ્ઞ કહેવાય છે. તે જ ચેતન દેવ પરમાત્મા જે સર્વમાં વ્યાપક છે તે ભોગની ઇચ્છાથી જીવ સંજ્ઞા પામે છે. ભોગ વાસના નષ્ટ થતાં શિવ સંજ્ઞા પામે છે. હાવે તે વાત સમજાવે છે.

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्व क्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥

અધ્યાય ૧૩ શ્લોક ૨

શબ્દાર્થ:–હે ભારત! સર્વ ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ પણ મને જાણ. ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન છે તે જ જ્ઞાન છે એમ હું માનું છું.

વિવેચનઃ—પરમાત્મા, ક્ષેત્ર ને ક્ષેત્રજ્ઞ એમ ત્રણ જગતમાં છે. ક્ષેત્ર જડ, વિકારી ને વિનાશી છે. ને પરમાત્મા ચેતન સ્વરૂપ અવિનાશી છે. તો વિકલ્પ એ ઉઠે છે કે ક્ષેત્રજ્ઞ જડ છે કે ચેતન. તેના ઉત્તરમાં ભગવાન કહે છે કે સર્વ ક્ષેત્ર કહેતાં શરીરમાં રહેલ જે ક્ષેત્રજ્ઞ તે હું જ છું. એટલે તે ક્ષેત્રજ્ઞ ચેતન સ્વરૂપજ છે. પણ તેજ ચેતન સ્વરૂપ ભોગેચ્છાથી યુક્ત થતાં ક્ષેત્રજ્ઞ કહેતાં જીવ સંજ્ઞા પામેલ છે. વાદ કરનારને આ ખુલાસામાં તર્ક ઉઠશે. મુમુક્ષુ તે તર્કમાં ન પડે. આપણે છીએ તે નક્કી છે. મુમુક્ષુ એટલું સમજે કે જ્યાં સુધી આપણામાં ભોગેચ્છા ને તે અર્થે ક્રિયા છે ત્યાં સુધી આપણે જીવ છીએ, ને પરમાત્માથી ભિન્ન પણ છીએ. ભોગેચ્છા માત્ર ટળ્યા સિવાય અહં બ્રહ્માસ્મિ બોલે આપણે પરમાત્મ સ્વરુપ થવાના નથી, ને જ્યાં ભોગની વાસના માત્ર નાશ પામી ત્યાં જીવ પણું રહેવાનું નથી, ને જીવપણું નષ્ટ થતાં, ને શિવપણું પ્રાપ્ત થતાં, જીવ શિવ ભિન્ન કે અભિન્ન એ તર્ક જ રહેવાનો નથી. માટે અત્યારે બધા તર્ક મૂકી ચિતમાંથી ભોગ પ્રત્યેનો રાગ મટી વૈરાગ્ય થાય ને પરમાત્મામાં રાગ થાય તેમ સઘળી પ્રવૃત્તિને દોરવી. જીવ શિવ ભિન્ન છે કે અભિન્ન છે કે ભિન્ના ભિન્ન છે તે આગળ જોઈ લેવાશે. જીવ ને પરમાત્માનો ઉપાધી ભેદે ભેદ છે કે પારમાર્થિક ભેદ છે એ કડાકૂટમાં મુમુક્ષુ ન જ પડે. તેણે તો એક જ વિચારવું કે ભોગો જે દુઃખદાતા છે તેની વાસના શી રીતે ટળે ને પરમાત્મા ચેતન સ્વરૂપ સર્વત્ર વ્યાપક છે તેમાં ચિત્ત અખંડ ચોટયું શી રીતે રહે તેટલું જ જોવું, જાણવું, વિચારવું ને આચરવું. હાવે ક્ષેત્રનું સ્વરૂપ કહે છે—

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्त मेव च ।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥

અધ્યાય ૧૩ શ્લોક ૫

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकार मुदाहृतम् ॥

અધ્યાય ૧૩ શ્લોક ૬

શબ્દાર્થ:-(પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ એ પાંચ) મહાભૂત, અહંકાર, બુદ્ધિ, અવ્યક્ત કહેતા પ્રકૃતિ, (પાંચ કર્મેંદ્રિય ને પાંચ જ્ઞાનેંદ્રિય એમ દશ ને અગીઆરમું મન એમ) અગીઆર ઇંદ્રિયો, ને ઇંદ્રિયોના પાંચ વિષયો, ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, સંઘાત્ ચેતના, ધૃતિ એ ટુંકામાં સવિકાર ક્ષેત્ર કહેવાય છે.

વિવેચનઃ– ખેતરમા બી વાવે તે બી ફળે છે. તેમ શરીરથી કરેલ કર્મ પણ ફળે છે. શરીરથી જે જે કર્મ થાય તે કાળે કરીને ફળે ને તેને કર્મનો કર્તા જીવ ભોગવે. કહેલ છે કે વાવે તેવું લણે, કરે તેવુ પામે. તેથી જીવ શરીરમાં રહી શરીરથી જે જે કરે છે તે તે ભોગવે છે. માટે શરીર ક્ષેત્ર કહેવાય છે.

જ્ઞાન એટલે સમજણ, જેનામાં સમજણ હોય તે જ્ઞાની કહેવાય. વિકારીને વિનાશી શરીરથી જીવ જુદો છે. જીવ ભોગને શી રીતે પામે તે જણાવવા ગીતાશાસ્ત્ર નથી, પણ ભોગમાં સુખ નથી પણ દુઃખ છે, માટે સાચું સુખ તો પરમાત્મામાં છે. એવું જાણી તે સુખ શી રીતે પ્રાપ્ત કરવું તે ગીતામાં કહેલ છે. શરીરથી જીવ જુદો છે એમ ગીતામાં બહુ રીતે સમજાવ્યું છે. હાવે જે જ્ઞાનથી જીવ પરમપદ, અખંડ સુખને પામે તે જ્ઞાન કહે છે. જ્ઞાન એટલે ગોખી કાઢેલા વાક્યો કે શ્લોકો નહીં. જેમ શરાફને ત્યાં અનેકની થાપણો હોય છે પણ તે થાપણો તે શરાફની મુડી. નથી જ, પણ શરાફની મુડી તો છે કે જેનો તે માલીક છે, જે મુડીનું હોવાપણું તેની રંગેરગમાં વસી તે વાપરી શકે તેમ છે; તેમ

જે જ્ઞાન પુરૂષના રગેરગમાં વસી આચારમાં ઉતર્યું છે તે જ્ઞાન જ તેવું છે. આચાર વિનાનું જ્ઞાન જ્ઞાન જ નથી. આચાર એ જ જ્ઞાનની પ્રતિમા છે. એટલે જ્ઞાનયુક્ત આચારને જ જ્ઞાન કહ્યું છે. તે હિસાબે ભગવાન જ્ઞાનનું લક્ષણ કહે છે. જે પોતાને જ્ઞાની સમજતો હોય તેણે ભગવાને કહેલ લક્ષણ પોતામાં છે કે નહીં તે તપાસવાં. મિથ્યા ને કહેવાતા ભોજનથી પેટ ભરાતું નથી જેમ જમ્યા શિવાય ભૂખ નિવૃત્ત થતી નથી તેમ જ્ઞાન આચારમાં ઉતર્યા શિવાય શાંતિ થતી નથી. હાવે જ્ઞાન કહે છે.

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥
इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।
जन्ममृत्युजराव्याधि दुःखदोषानुदर्शनम् ॥
असक्तिरनभिष्वङ्ग पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्त देश सेवित्वमरतिर्जनसंसदि ॥
अध्यात्मज्ञाननित्यत्वं तत्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञान मिति प्रोक्त मज्ञानंयदतोऽन्यथा ॥

અધ્યાય ૧૩ શ્લોક ૭-૮-૯-૧૦-૧૧

શબ્દાર્થઃ-અમાનિપણું, અદંભિપણું, અહિંસા, ક્ષમા, સરલપણું, ગુરૂસેવા, 'પવિત્રતા,' સ્થિરતા, મનનો નિગ્રહ, ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અનહંકાર, જન્મ મૃત્યુ, વૃદ્ધાવસ્થા, ને વ્યાધિ ને દુઃખમાં દોષ દૃષ્ટિ, પુત્ર, સ્ત્રી, ઘર વિગેરેમાં આસક્તિનો ત્યાગ તથા તેમાં લપટાઈ ન જવું,

સારા કે નરસા પ્રસંગોમાં નિત્ય ચિત્તને સમ રાખવું તે, વળી અનન્ય યોગથી મારામાં અવ્યભિચારીણી ભક્તિ, એકાંત જગામાં વાસ. જનસમુહમાં અપ્રીતિ, અધ્યાત્મજ્ઞાનમાં નિત્ય જોડાઈ રહેવું, તત્વજ્ઞાનના અર્થનો બરાબર જાણવું, આ જ્ઞાન કહેવાય છે એથી અન્ય એટલે ઉલટું તે અજ્ઞાન.

વિવેચનઃ-જેવા બારમા અધ્યાયમાં ભક્તનાં લક્ષણના આઠ શ્લોક અમૃતાષ્ટક રૂપે કહેવાય છે તેવા આ પાંચ શ્લોક જ્ઞાન પંચક છે. બહુ સુંદર છે. જ્ઞાન એ વાક્ ચાતુરી નથી. જ્ઞાન એ લોકોને છેતરી દુષ્ટ વાસનાઓ પુરવાનું હથીઆર નથી. જ્ઞાન એ પારકા ઉપર આશા બાંધી આળસુ નિરૂદ્યમી રહેવું તે નથી. આ શ્લોકો બહુ સમજવા જેવા છે. જે આપણે છીએ તે દેહ, ઇંદ્રિયો, મન કે બુદ્ધિ કે પંચભૂત તેમાંનું કશું નથી. આત્મ સ્વરૂપ એ જ આપણું સ્વરૂપ છે. ને આપણે દેહ વિગેરેથી ને જગતથી અસંગ છીએ. આપણું ધ્યેય, આપણું પ્રાપ્તવ્ય જગતના ભોગ નહીં પણ પરમાત્મા છે. જગતના દેહ ને પદાર્થ આપણાં નથી, આપણું કશું નથી. આપણે સચ્ચિદ્ આનંદ સ્વરૂપ અસંગ આત્મા છીએ. આ આત્માનું લક્ષણ સમજતાં એવી સમજણથી જે આચાર વ્યવહાર થાય તેનું નામ જ્ઞાન. તે હાવે ભગવાન કહે છે.

પોતાની પાસે પોતાનું જે કંઈ હોય તેનાથી મોટાઇ તે માનીપણું. આત્મા અસંગનું કશું નથી માટે જ્ઞાનીમાં હોવાપણાનું માનીપણું ન જ હોય. વિદ્યા, જ્ઞાન, ભક્તિ કે પદાર્થ કશાનું અભિમાન તેને ન જ હોય, કારણ તે બધાં તેના નથી. દંભીપણું-ન હોય ને હોવાનો ડોળ કરી માન મોટાઇમાં રહેવું તે દંભીપણું છે, તે અસત્ય છે, જ્ઞાનીમાં તે ન જ શોભે.

અહિંસા-પર ને પીડા તે હિંસા. પર ને પીડા ન કરવી તે અહિંસા. આપણાથી કોઇને કશી પીડા ન થાય તે અહિંસા. હિંસાનું મૂળ લોભેચ્છા, ક્રોધ, ને અજ્ઞાન છે. જ્ઞાનીમાં તે ન

ધરે. અહિંસા શબ્દના અર્થ માટે બહુ મતભેદ છે. જીજ્ઞાસુએ હિંસા અહિંસા સમજવા પોતાના મનને પોતાનો ગુરૂ કરવો. જેથી આપણું ચિત્ત ખેદ પામે તે કાર્ય ન કરવું. પરને પ્રત્યે જે ક્રિયા કરવાથી આપણું ચિત્ત ખિન્ન થાય તે હિંસા સમજી તેનો ત્યાગ કરવો આ રીતે શરૂઆત કરતાં અહિંસાનું વાસ્તવીક સ્વરૂપ તેને સમજાતું જશે જે હિંસા કરે છે તે અહિંસા ન સમજાવી શકે. સત્ય, અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ એ પાચેય વ્રત એવા છે કે તેને પંડીતો ન ઉકેલી શકે, પણ તેને આચરનાર શુદ્ધ આત્મા જ સમજી શકે. જગતના ભોગ કે પ્રતિષ્ઠા માટે નહીં પણ પોતાના કલ્યાણ માટે આ પાચમાંથી ગમે તે વ્રત આચરનાર પોતાના વ્રત અનુસાર શું કર્તવ્ય કે શું અકર્તવ્ય તે બરાબર સમજી શકે છે. નિષ્પાપ હૈયું, નિર્વાસનાવાળું ચિત્ત, નિજ કલ્યાણ સાધવાની ઇચ્છાવાળાનો અંતર્આત્મા જ તેનો સાચો ગુરૂ છે. અહિંસા પરમો ધર્મઃ કહેલ છે તે સર્વાશે સત્ય છે. અહિંસા પાળનાર તે વ્રતની પરાકાષ્ટાએ પરમપદને જરૂર પામે. અહિંસાનું બળ ને તેને પાળવાની રીત તેનો પાળનાર જ સાચી રીતે જાણી જણાવી શકે,

આર્જવતા—સરળતા ભગવાને જ્ઞાનનાં એકેક લક્ષણ એવાં સુચવ્યાં છે કે તેમાના એકનું પણ પુરૂં અનુષ્ઠાન કરે જ્ઞાન પ્રાપ્તિ—પરમ સિદ્ધિ પમાય. જે હૈયામાં હોય તે વાણીમા ને તે જ ક્રિયામાં તેનું નામ સરળતા. વિચાર વાણી ને ક્રિયા ત્રણેય એકતાવાળાં જ્ઞાનીનાં જ હોય. ભોગની ઇચ્છાવાળા અજ્ઞાની જ કંઇક ને કંઇક લાલચે હૈયામાં કંઇક, વાણીમાં કંઇક ને વર્તનમાં કંઇક એમ જુદું રાખે છે.

શૌચ—એટલે પવિત્રતા. શરીર અપવિત્ર હોય તે સ્નાન વિગેરેથી પવિત્ર થાય. ચિત્તમાં ક્ષોભ થવાથી ચિત્ત અપવિત્ર

થાય છે. બહારની પવિત્રતા સુગમ છે. ચિત્તની શાંત નિર્વિકાર પવિત્ર અવસ્થા કઠણ છે. જીવનું ભોજન ચિત્તની શાંતિ કે અશાંતિ છે. બહારની ગમે તેટલી પવિત્રતા રાખે પણ મન અશાંત હોય તો આપણને બહારની પવિત્રતાનું સુખ નથી થતું, પણ મનની અશાંતિનું દુઃખ જ થાય છે. બહારની પવિત્રતા ઘણીવાર દંભ હોય છે, દેખાવ હોય છે, લોકને છેતરવા ને પોતાની વાસના પુરવા હોય છે. ચિત્તમાં વિકાર ન થાય, ચિત્ત કામના વશ ન થાય, ચિત્ત અશાંત ન થાય તે જોવું, આચરવું તે સાચી પવિત્રતા છે. જેમ શરીરને વસ્ત્ર ને જળ વિગેરેથી ધોવાથી મળ રહિત પવિત્ર થાય છે તેમ ચિત્ત એક ચિત્ત ભગવત્ ભજનથી, કુકર્મના સાચા પશ્ચાતાપથી, નિર્વિચાર અવસ્થામાં બેસવાના યોગાભ્યાસથી પવિત્ર થાય છે. કાયા તો મળ મૂત્રની ભરેલી અપવિત્ર જ છે તેને ભલે નવડાવો. પણ શરીર સ્નાન એ જ પવિત્રતા એમ ન સમજવું. ચિત્તની નિર્વિકાર અવસ્થા તે જ સાચી પવિત્રતા છે. શરીરના મળથી ચિત્ત અશાંત ન થાય માટે જ શરીર સ્નાન વિગેરે છે. બાકી જે જરૂરી છે તે તો મનની પવિત્રતા છે.

જગતની ભોગ ઇચ્છા ત્યજી પરમપદમાં જવા કયારે ઇચ્છા થાય છે કે જ્યારે ભોગમાં વાસ્તવીક દુઃખ સમજાય છે. જ્યાં સુધી જે સુખકારક લાગે તે કદી ન જ છૂટે. ભોગો સુખ રૂપ લાગે તો ભોગો ન જ છોડાય. માટે ભગવાન કહે છે જન્મ મરણ, ઘડપણ, વ્યાધી ને દુઃખ દેવાવાળા જે ભોગો વાસ્તવીક છે તેના દુઃખનો વારંવાર વિચાર કરવો જેથી તે છોડવાનું સુલભ બને.

પુત્ર, સ્ત્રી, ઘર વિગેરેમાં આસક્ત ન થવું તે જ્ઞાન કહ્યું. સંસાર ત્યજેથી'જ જ્ઞાન થાય તેમ નથી. જંગલ

સેવે જ જ્ઞાન મળે તેમ નથી. ઘરબાર ને કુટુંબ છોડ્યા શિવાય જ્ઞાન ન થતું હોય તો ભગવાન તે બધામાં આસક્તિ ત્યજવાનું ન કહે. તે બધાં હોય, તેમાં રહેતા હોઇએ તેને જ કહેવાય કે તેમાં આસક્તિ ન કર્યે જ્ઞાન થશે. માટે જીજ્ઞાસુ કુટુંબ, ઘરબાર, ઉદ્યમ ત્યજવા ન ઇચ્છે, તેની ઝંખના ન કરે. જે આપણને મુક્તિમાં અંતરાય રૂપ છે, જે દુઃખદાતા છે, તે તો આપણી વાસના છે, તે વસ્તુઓ નથી. વસ્તુમાં આસક્તિ ને મમતા ત્યજ્યાથી તે વસ્તુઓ છતાં બાધક નીવડતી નથી.

ચિત્તની વૃત્તિને સંસારમાંથી ખેંચી પરમાત્મામાં સતત જોડવી તે અવ્યભિચારીણી ભક્તિ કહેવાય છે. તે જ્ઞાનનું લક્ષણ છે. જ્ઞાની પરમાત્મા શિવાય અન્ય કશાને પોતાના માટે ન જ ઇચ્છે. પોતાનું સર્વસ્વ, પોતાનું પ્રાપ્તવ્ય પરમાત્મા જ સમજે. સારા નરસા પ્રસંગોમાં ચિત્ત ચળે નહીં તે જ્ઞાનનું લક્ષણ. જગતના બનાવોથી ચિત્ત ક્ષોભ પામે તે આપણી હાર છે, જ્ઞાન વિના ચિત્ત અવિકારી રહી શકે જ નહીં. બહારના બનાવો શરીર, ને ઇંદ્રિયોનો જ પરાભવ કરી શકે છે, આત્માનો નહીં. હું આત્મા છું. એ પાકું સમજાય તો તેવાનું ચિત્ત બહારના બનાવોથી અવિકારી રહે ને હું દેહ, ઇંદ્રિયો કે બુદ્ધિ કે જીવ છું એ ભાવ રહે તો ચિત્ત બહારના બનાવો તે બધાંને અસર કરતાં હોવાથી વિકારી થાય છે, જે અજ્ઞાનનું લક્ષણ છે. હાવે ભગવાન પરમાત્માનું સ્વરૂપ કહે છેઃ—

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृत मश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥

અધ્યાય ૧૩ શ્લોક ૧૨

શબ્દાર્થ:—જે જાણવા યોગ્ય છે તે હું કહીશ જે જાણીને અમૃત (મોક્ષ) મળે છે. તે અનાદિ, પરબ્રહ્મ, તે સત્ કહેવાતું અસત્ પણ કહેવાતું નથી.

વિવેચનઃ—ગીતા કોઇ મતમતાંતરની નથી. સાચું સત્ય છે તે અત્રે કહેવાય છે. પરમાત્મા વૈકુંઠમાં છે તે નથી, પરમાત્મા કૈલાસના શંકર નથી. પરમાત્મા આસમાનમાં છે તે જ નથી. પરમાત્માને અમુક આકારના, અમુક દેશમાં રહેલા, અમુક સમયના, અમુક શક્તિના એમ જે જે રૂપે તેમને કહે છે તે રૂપના જ છે એમ નથી. દેશ, કાળ, ને રૂપથી બાધીત પરમાત્મા ન જ હોય. જે જે રૂપ છે તે તો નાશવંત છે. જે જે જન્મેલા છે તે તો નાશવંત છે. કોઇ શરીર રૂપ પરમાત્મા નથી જ. **જેમ કોઇ તરંગ સાગર સ્વરૂપ નથી, તેમ કોઇ પણ આકાર પરમાત્મા રૂપ નથી.** સંસાર માત્ર પ્રકૃતિનું સ્વરૂપ છે ને તે પ્રકૃતિ મૂળ સ્વરૂપે અનાદિ છે. એવી અનાદિ પ્રકૃતિથી પણ પરમ શ્રેષ્ટ અનાદિ બ્રહ્મસ્વરુપ તે પરમાત્માનું સ્વરુપ છે.

જે ત્રણે કાળમાં હોય તે સત્ કહેવાય. જે ત્રણે કાળમાં ન રહે તે અસત્ કહેવાય. પરમાત્મા સતરૂપે નથી કહેવાતા કારણ દેખાતા નથી. અસત રુપે નથી કહેવાતા કારણ ત્રણે કાળમાં કોઇનાથી પણ તેમનો બાધ કહેતાં નાશ થઇ શકતો નથી. એવું અગમ્ય પરમાત્માનું સ્વરૂપ છે.

सर्वतःपाणिपादं तत्सर्वतोऽक्षि शिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्टति ॥

અધ્યાય ૧૩ શ્લોક ૧૩

શબ્દાર્થ:—તે સર્વત્ર હાથ પગવાળા છે, સર્વત્ર આંખ, માથાં ને મુખવાળા છે. સર્વત્ર તેમને કાન છે, લોકમાં સર્વને વ્યાપીને તે રહે છે.

વિવેચન—આ બ્રહ્મનું—પરમાત્માનું સ્વરૂપ કહેવાય છે. પ્રાણી માત્રની ભીતર ને બહાર સર્વત્ર વ્યાપેલા છે. હાવે આ શ્લોક સમજવા આખા બ્રહ્માંડને એક સાગરરૂપ કલ્પો. વિધ વિધ પ્રાણી પદાર્થ તેમાં જળચર રૂપ કલ્પો, હાવે એનો નકશો આપણે કાગળ ઉપર કાઢીએ તો શું જણાય ? એક અનંત સંસારરૂપ સાગરમાં હાથ, પગ, કાન, માથાં ચારે તરફ જળમાં તરંગ રૂપે ભાસ્યા જ કરે. તેવાં બધાં હાથ, પગ, કાન, ને માથા વિગેરેની અંદર ને બહાર પરમાત્મારૂપી સાગર તો ખરા જ. આ બ્રહ્માંડ દષ્ટિએ પરમાત્માનું સ્વરૂપ કહ્યું. બ્રહ્માંડમાં વ્યાપક પરમાત્માનું સ્વરૂપ કહ્યું. હાવે દેહ વ્યાપક પરમાત્માનું સ્વરૂપ કહે છે: =

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रिय विवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृच्च ॥

અધ્યાય ૧૩ શ્લોક ૧૪

શબ્દાર્થ:—સર્વ ઇંદ્રિયોના ગુણનો તેમાં આભાસ થાય છે. સર્વ ઇંદ્રિયો રહિત તે છે, તે અસક્ત કહેતાં અસંગ છે. સર્વનું પોષણ કરનાર છે. નિર્ગુણ છે. છતાં ગુણોના ભોક્તા છે.

વિવેચન:—આ શ્લોક બહુ સમજાવાય તેવો નથી. મનની શાંત અવસ્થામાં વિચારી જાતે સમજાય તેવો છે. પરમાત્માનું સ્વરૂપ સમજાય, ને સમજ્યાનો આનંદ મનમાં થાય. બીજાને યથાવત કોઈથી પણ ન કહેવાય. પતિવ્રતા સ્ત્રી પોતાના વશ વરતતા પતિ સાથે અંગસંગ સુખ ભોગવે છે. પતિનો પ્રેમ તે જાણે છે. પતિ ન હોય છતાં મનથી તે સુખના ઘુંટડા પીવે છે. તે તેને થતું સુખ બીજાને યથાવત જણાવી શકે જ નહી, તો પરમાત્માને બીજાને યથાવત્ શી રીતે કહી શકાય ? આ તો યોગેશ્વર શ્રીકૃષ્ણ ભગવાન યોગની

આરૂઢ દશામાંથી આટલુંએ વર્ણન કરી શકે છે. ને તે યથા-વત્ છે પરમાત્મા દેહમાત્રમાં આત્મારૂપ સ્થિત છે. તેના વડે ઇંદ્રિયો ને દેહને પ્રવૃત્તિ ને વિષયો છે. આત્માને પોતાની ઇંદ્રિયો નથી તેથી તે ઇંદ્રિયો રહિત છે. છતાં દેહ ને ઇંદ્રિયો આત્મા વિના ન જ નભી શકે તેથી આત્માની ઇંદ્રિયો પણ કહી શકાય. દેહમાં રહ્યા છતાં દેહના ધર્મથી આત્મા વિકાર, વિનાશને પ્રાપ્ત થતો નથી માટે અસંગ છે. સઘળું અન્ન પરમાત્માથી જ થાય છે. સૂર્ય, વર્ષા, પૃથ્વી સર્વ પ્રભુથી છે તેથી સર્વનો તે પોષક છે. નિર્ગુણ છે કારણ ગુણી તો વિકારી હોય. ગુણના ભોક્તા છે કારણ જીવ ભોક્તા છે. ને જીવનું શુદ્ધ સ્વરૂપ, વાસના રહિત સ્વરૂપ તો પરમાત્મા છે. તેથી પરમાત્મા ગુણના ભોક્તા કહી શકાય.

बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥

અધ્યાય ૧૩ શ્લોક ૧૫

શબ્દાર્થ:–તે ભૂત માત્રની બહાર ને અંદર છે. ચર તે છે ને અચર તે છે. સૂક્ષ્મ હોવાથી જાણી શકાય તેમ નથી. દૂર છે તેમ જ નજીક છે.

વિવેચન:–પરમાત્મા પંચભૂતનું કાર્ય નથી તેથી પંચ-ભૂતનાં સાધનથી જાણી શકાતું નથી. એને જાણવા લૌકીક સાધન કામ આવે તેમ નથી. જેમ મૂર્છિત કે વ્યસનવશને પોતાની પાસે પોતાનો સબંધી હોય છતાં તે તેને જાણી શકતો નથી ને તેને દુર સમજે છે, ને મુર્છા કે વ્યસન ઉતર-તાં જ પાસે હતો તેને પાસે જુવે છે, તેમ પરમાત્મા અજ્ઞાન વશ ચિત્તને પાસે હોવા છતાં ન સમજાતો હોવાથી દુર છે ને જ્ઞાનીને અનુભવથી સદા પાસે જ છે.

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ।

અધ્યાય ૧૩ શ્લોક ૧૬

શબ્દાર્થ:–(તે પરમાત્મા) ભૂત માત્રમાં અવિભક્ત કહેતાં, અખંડ છતાં વિભક્ત એટલે ભાગ પડેલાની પેઠે રહેલા છે. ભૂત માત્રના પોષણ કરનાર, ગ્રાસ કરનાર (નાશ કરનાર), ને ઉત્પન્ન કરનાર તે છે એમ જાણવું જોઇએ.

વિવેચન:–આકાશના ટુકડા થતા નથી. તો પરમાત્માના ટુકડા શી રીતે થાય. પરમાત્મા પ્રાણી માત્રમાં છે. પ્રાણી માત્રની બહાર પણ છે. માળાના બધા મણકામાં જેમ દોરો એક ને અખંડ છે, તેમ જડ ચેતન સૌમાં પરમાત્મા એક ને અખંડ છે.

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य विष्ठितम् ॥

અધ્યાય ૧૩ શ્લોક ૧૭

શબ્દાર્થ:–જ્યોતિઓની પણ તે જ્યોતિ છે. તમસથી તે પર કહેવાય છે. સર્વના હૃદયમાં રહેલ છે. તે જ્ઞાન છે. તે જાણવા યોગ્ય છે. તે જ્ઞાનથી પમાય તેમ છે.

વિવેચન:–પરમાત્મા સૌના હૃદયમાં રહેલ છે. સૂર્ય, ચંદ્ર જ્યોતિવાળા છે. છતાં તે તો પરમાત્માના આધારે છે. એથી જ પરમાત્મા જ્યોતિઓને પણ જ્યોતિ દેવાવાળા છે.

પરમાત્માએ જીવ, જગત, ને પરમાત્માનું આ પ્રમાણે ટુંકાણમાં યથાવત સ્વરૂપ કહ્યું. પરમાત્મા શ્રીકૃષ્ણ કહે છે આ યથાવત્ સમજવાથી મુમુક્ષુ પરમાત્મ સ્વરૂપને પ્રાપ્ત થાય છે. એટલે જીવ પોતાના યથાર્થ સ્વરૂપને સમજે છે,

જેનું શુદ્ધ સ્વરૂપ પરમાત્માથી ભિન્ન નથી પણ પરમાત્મ સ્વરૂપ જ છે.

આ તો શ્રીકૃષ્ણે સિદ્ધાંત કહ્યો, આત્મા પરમાત્મામાં ભેદ છે કે અભેદ એ મુમુક્ષુ ન વિચારે. એક શરીરમાં રહેલ આત્મા બીજા શરીરમાં રહેલ આત્માથી ભિન્ન છે કે અભિન્ન એ પણ ન વિચારે. આ બધા મત મતાંતરમાં એ ન પડે. એટલું તકી સમજે કે આપણે દેહ, ઇંદ્રિય, મન, બુદ્ધિ એ સર્વથી પર, અસંગ, ચેતન સ્વરૂપ આત્મા છીએ. ભોગની ઇચ્છાથી દેહનો સંગ કર્યે જીવ સંજ્ઞા પામ્યા છીએ. ભોગેચ્છા છોડયે જીવ સંજ્ઞા નષ્ટ થતાં શુદ્ધ સ્વરૂપ થવાય છે.

હાવે જગતમાં તો દેહ ને તેમાં રહેલ જીવ એ બેથી આખો સંસાર ચાલે છે. દેહ એટલે પ્રકૃતિનું કાર્ય. એટલે વસ્તુ માત્રનો પ્રકૃતિમાં સમાવેશ કરતાં પ્રકૃતિ ને પુરૂષ એટલે જીવ એમ બે રહે છે. તેથી પ્રકૃતિ, પુરૂષ ને પરમાત્મા એમનો સંબધ ને એ ત્રણેથી જગત શી રીતે ચાલતું રહે છે, તે કહે છે. આ બહુ ગહન વિષય છે. વિચારવા યોગ્ય છે. મુમુક્ષુ આ આખા અધ્યાયને વારંવાર વાંચે, વિચારે તો જરૂર લાભ થાય.

प्रकृतिं पुरुषं चैव विद्धयनादि उभावपि ।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृति संभवान ॥

અધ્યાય ૧૩ શ્લોક ૧૯

શબ્દાર્થ–પુરૂષ અને પ્રકૃતિ એ બન્નેને અનાદિ જાણ. અને ગુણ અને વિકારને પ્રકૃતિથી ઉપજેલા જાણ.

વિવેચન–પુરૂષ એક છે કે અનેક એ વિષે બહુ મત છે. વિદ્વાનો જે કહે તે શોભે. અનેક પંડીતોની વિદ્વતા ને બુદ્ધિ એટલી બધી છે કે આપણે તેમના સામું કશું ન કહી શકીએ.

આપણે તો પોતાના કલ્યાણ માટે ગીતા સમજવી છે. એટલે કોઈ વાદમાં ઉતરવાનું નથી. પ્રકૃતિ ને પુરૂષ બે જણાય છે તો પ્રશ્ન એ થાય કે તે ઉત્પન્ન થએલાં છે કે નહીં ને થયાં છે તો તે શામાંથી ઉત્પન્ન થયા છે ! ભગવાન કહે છે બંન્ને અનાદિ છે. ને ગુણ પણ પ્રકૃતિના છે. ને વિકાર પણ પ્રકૃતિના છે. હાવે પ્રકૃતિ પુરૂષનાં ગુણ કર્મ કહે છે.

कार्यकरण कर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥

અધ્યાય ૧૩ શ્લોક ૨૦

શબ્દાર્થ=કાર્ય ને કરણ એના કર્તૃત્વ માટે પ્રકૃતિ હેતુ કહેતાં કારણ કહેવાય છે. સુખ ને દુઃખના ભોક્તાપણામાં પુરૂષ કારણ કહેતાં હેતુ કહેવાય છે.

વિવેચનઃ-આ જગતમાં જે ચર અચર છે તે બધું કાર્ય છે. કોઈકથી પણ થએલું છે. જે થએલું છે તે કાર્ય ને તે જેનાથી થએલ છે તે એમ કાર્ય ને કારણનું મૂળ પ્રકૃતિ છે. એટલે ચરાચર વિશ્વની ઉત્પન્ન કરનારી આદિ શક્તિ પ્રકૃતિ સર્વની માતા છે. તેનાથી આ વિશ્વ ઉપજે છે, ને તેમાં જ લય પામે છે. જેમ સાગરમાં તરંગ ઉપજે છે ને તેમાં શમે છે ને તરંગ સાગરમાં જ રહે છે, તેમ પ્રકૃતિ રૂપી સાગરમાં જગતના અનેક પદાર્થ રૂપી તરંગ ઉપજે છે, તેમાં રહે છે, ને તેમાં શમે છે. એટલે સચરાચરની ઉત્પાદક માતા તે પ્રકૃતિ. ત્યારે પ્રશ્ન એ થાય કે ત્યારે સુખ દુઃખનો અનુભવ કોણ કરે છે ? શું પ્રકૃતિ જ સુખ દુઃખનો અનુભવ કરે છે ? ભગવાન કહે છે પુરૂષ કહેતાં જીવ સુખ દુઃખનો અનુભવ કરે છે. પ્રકૃતિ તો જડ છે. તે અનુભવી શકતી નથી. અનુભવ તો ચેતન જીવ કરી શકે. એટલે પુરૂષ ભોક્તા છે ને

પ્રકૃતિનું કાર્ય એ ભોગ્ય છે. પુરૂષ ભોક્તા ને પ્રકૃતિ ભોગ્ય છે. આ પ્રમાણે પ્રકૃતિ પુરૂષની જોડી થઈ. તે બન્ને અનાદિ છે. પુરૂષ કહેતાં જીવાત્મા જન્મ મરણ ને દુઃખના પ્રવાહમાં શાથી પડે છે તે સમજવા આ વિવેચન સુંદર છે.

આપણને સંસારનો રોગ લાગુ પડ્યો છે. તેમાંથી કઈ રીતે છૂટાય એ વિચારવાનું છે. પ્રકૃતિ ને જીવાત્મા પરમાત્મામાંથી શી રીતે ઉપજ્યા, ક્યારે ઉપજ્યાં અગર તો પરમાત્માની પેઠ તે પણ સદા સત્ સ્વરૂપ છે? એ બધા તર્કો આપણે ન કરવા. આપણે તો રોગ શાથી થયો નથી જાણવો, રોગ શી રીતે ટળે તે જાણવું ને આચરવું છે. આ સંસાર રોગની ખુબી એ છે કે જે જે રોગની શોધમાં ને વાદવિવાદમાં પડ્યા તે રોગ ટાળી ન શક્યા ને ભવના ફેરામાંથી છુટી ન શક્યા. હાવે પુરુષ કહેતાં જીવાત્મા શી રીતે ભોગ ભોગવે છે તે કહે છે.—

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥

અધ્યાય ૧૩ શ્લોક ૨૧

શબ્દાર્થ:—પ્રકૃતિમાં રહેલો પુરૂષ પ્રકૃતિથી થએલા ગુણોને ભોગવે છે. સારી નરસી યોનિમાં તેના જન્મનું કારણ ગુણનો સંગ છે.

વિવેચન.— પુરૂષનો પ્રકૃતિ સાથે સંબંધ કેવા પ્રકારનો છે એ સબંધી બહુ મત છે. કહેવાય છે કે વેદાંત એકલાના આવરામા જ ૩૬૦ મત ભિન્ન ભિન્ન છે. એ બધી વિદ્વાનોની પ્રસાદી છે. આપણે તો સમજીને તરવાનું છે. તેના માટે આ શ્લોક એ કહે છે કે પ્રકૃતિના એટલે સંસારના ભોગો જે ભોગવે તો જન્મમરણ રહે. ભોગો ત્યજ્યા સિવાય,

ભોગ માત્રની વાસના ત્યજ્યા સિવાય આ સંસારના દુઃખનો પાર ન જ આવે. મન, વચન ને કર્મથી ભોગ ત્યજ્યા સિવાય અખંડ સુખ ન જ મળે.

उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन् पुरुषः परः ॥

અધ્યાય ૧૩ શ્લોક ૨૨

શબ્દાર્થઃ–પાસે રહી જોનાર, અનુમોદન આપનાર, પોષણ કરનાર, ભોક્તા, મહેશ્વર ને પરમાત્મા આ શરીરની અંદર રહેલ પરમ પુરૂષ કહેવાય છે.

વિવેચનઃ–જગત, પુરૂષ ને પરમાત્મા એમ ત્રણ નક્કી થયાં. તેમાં જગત ને પરમાત્મા વચ્ચે પુરૂષ છે. પુરૂષ જગતના ભોગ ઇચ્છે તો જન્મ મરણના રેંટમાં પડ્યા કરે. તે વાત પહેલાં કહી. હવે કહે છે જો તે જ પુરૂષ જગતને ન ઇચ્છે; ભોગ માત્રની વાસનાનો સમૂળગો ત્યાગ કરી પરમાત્મા પરાયણ થાય તો તો તે જ પુરૂષ પરમાત્મ પદને પામે. કારણ પરમાત્મા પુરૂષથી દૂર નથી. મુક્તિ કે જન્મ મરણ જીવના હાથ છે. જન્મ મરણ એટલે ભોગ ભોગવવા તે. શરીર પર વસ્ત્ર પહેરવું કે નહીં તે જેમ આપણી મુન્સફી છે તેમ જીવને શરીર ધરવું કે નહીં તે તેની ઇચ્છા ઉપર આધાર રાખે છે. ભોગ ભોગવવા હોય તો શરીર ધરે, ને ન ભોગવવા હોય તો પરમપદને પામે. જીવની ભોગેચ્છા એ જ જન્મ મરણનું કારણ છે. ત્યારે શંકા એ થાય કે પરમપદ પામવાનું મૂકી જન્મ મરણ રૂપ સંસાર દુઃખ કોણ ઇચ્છે? આપણ સૌ એવી જ ઇચ્છાવાળા છીએ. ખરજવું થએલ માણસ જાણે છે કે તેને ખંજવાળવાથી દુઃખ થવાનું છે છતાં ખંજવાળે છે ને દુઃખી થાય છે. ખંજવાળવાની ક્ષણીક લહેરમાં તે

પછીનું પારાવાર દુઃખ પામે છે. તેમ ભોગના ક્ષણીક સુખ પાછળ આપણે અનંત દુઃખ વેઠીએ છીએ. ઇંદ્રિયોના ભોગ પાછળ મન તણાય છે. મન પાછળ પુરૂષ તણાય છે. ભોગાધીન પુરૂષ ઇંદ્રિયો ને મનનો ગુલામ થાય છે, તે જ્યાં ખેંચે ત્યાં ખેંચાય છે. તે જ ઇંદ્રિયો ને મનને પોતાને વશ રાખી પોતાના શ્રેયમાં લગાડે તો પુરૂષ તરે. ઇંદ્રિયો ને મન વશ કર્યા શિવાય લાખો ઉપાયે પરમપદ ન જ પમાય.

હાવે તે પરમપદ—પરમાત્માને પામવાનો ઉપાય કહે છે=

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥

અધ્યાય ૧૩ શ્લોક ૨૪

શબ્દાર્થ=કેટલાક આત્મામાં આત્મા વડે આત્માને ધ્યાનથી જુવે છે. બીજા સાંખ્ય યોગ વડે, ને અન્ય કર્મયોગથી (જુવે છે).

વિવેચન—આત્માને આત્માથી એટલે શુદ્ધ ચિત્તથી આત્મામાં એટલે પોતામાં જુવે છે. આ ધ્યાન યોગ સમજવા જેવો છે. ધ્યાન એટલે એક જ પ્રકારના વિચારનો પ્રવાહ. આત્માને જોવાની ઇચ્છાવાળા આત્મા શિવાય અન્ય સર્વનો વિચાર ત્યજે. જે કંઇ દૃશ્ય છે તે સર્વથી ચિત્તને ખેંચે. જેમ ફેનોગ્રામની શોધ કરનાર તેનો વિચાર કરતાં બીજા સર્વ વિચારને ત્યજે છે, ને ત્યારે જ બધા બીજા વિચાર ત્યજવાથી શુદ્ધ થએલ બુદ્ધિમાં ફેનોગ્રામની શોધ રુપી વિચાર સ્ફુરે છે, તેમ આત્માની ખોજ કરવા ઇચ્છનાર મુમુક્ષુ અન્ય તમામ વિચાર ત્યજે તો તેની શુદ્ધ થએલ બુદ્ધિમાં આત્મા સ્ફુરે. આત્મા સમજાય. મનના બધા વિચાર રોકી એક તરફ વાળવાની શક્તિ જેનામાં હોય તે આ ધ્યાન યોગથી આત્માને જાણે.

બીજામાં તેવી શક્તિ ન હોય તે સાંખ્યયોગ એટલે આત્મા ને જગતનું લક્ષણ સમજી આ આત્મા નહીં, આ નહીં એમ વિચાર કરતાં અનાત્મનો ત્યાગ કરતો પ્રયત્ન કરતાં આત્માને પામે. આત્માને જાણે. એ પણ જેને શક્તિ ન હોય તે કર્મયોગથી આત્મા પામે. એટલે તેવો સાધક જે કંઈ કર્મ કરે તેનું ફળ આત્માની પ્રાપ્તિ ઇચ્છે, આત્મા શિવાય અન્યની ઇચ્છાથી કોઈ કર્મ ન કરે. જેમ વફાદાર નોકર જે કરે તે ધણીના લાભાર્થે કરે તેમ આત્માને જાણવાની ઈચ્છાવાળો જે કરે તે આત્મા અર્થે કરે. બીજું કશું ન ઇચ્છે. ન લે.

अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चाति तरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥

અધ્યાય ૧૩ શ્લોક ૨૫

શબ્દાર્થઃ—બીજાઓ આ પ્રમાણે ન જાણતા બીજા પાસેથી સાંભળી ઉપાસે છે. તેઓ પણ સાંભળેલામાં પરાયણ થએલા મૃત્યુને તરી જાય છે.

વિવેચનઃ—જગતના ભોગ નહીં પણ પરમાત્મા પામવા યોગ્ય છે એવો નિશ્ચય કરી તેમને પામવા પ્રયત્ન કરનારના ત્રણ ભાગ પાડ્યા. ધ્યાન યોગી, સાંખ્ય યોગી, ને કર્મયોગી. હાવે જે જગતને પરમાત્માનું સ્વરૂપ પોતે જાણતા નથી તેવા બીજા પાસેથી તે સાંભળી પરમાત્માની ઉપાસનામાં પરાયણ રહે તે પણ પરમાત્માને પામે. પહેલા ત્રણમાં જગત પ્રત્યે વૈરાગ્ય મજબુત જોઈએ. આ ચોથામાં વૈરાગ્ય અધુરો હોય તેવાનો સમાવેશ છે. તેવાઓ પરમાત્માની ઉપાસના કરે. ઉપાસનાથી વૈરાગ્ય વધે ને પરમાત્મામાં રાગ થતો જાય. એમ મથતાં મથતાં પરમાત્માને પામે.

यावत्संजायते किंचित्सत्वं स्थावरजङ्गमम् ।
क्षेत्र क्षेत्रज्ञ संयोगात्तद्विद्धि भरतर्षभ ॥

અધ્યાય ૧૩ શ્લોક ૨૬

શબ્દાર્થઃ—જે કાંઈ વસ્તુ સ્થાવર યા જંગમ ઉત્પન્ન થાય છે તે હે ભરત શ્રેષ્ટ અર્જુન ! ક્ષેત્ર ને ક્ષેત્રજ્ઞના સંયોગથી થાય છે.

વિવેચનઃ—ક્ષેત્ર ને ક્ષેત્રજ્ઞના સંયોગથી સચરાચર જગત ઉત્પન્ન થાય છે. ક્ષેત્ર એટલે પ્રકૃતિ ને ક્ષેત્રજ્ઞ એટલે પુરૂષ તેથી પ્રકૃતિ ને પુરૂષના સંયોગથી સર્વ ઉપજે છે.

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ॥
विनश्यत्स्व विनश्यन्तं यः पश्यति स पश्यति ॥

અધ્યાય ૧૩ શ્લોક ૨૭

શબ્દાર્થ—પરમાત્માને સર્વ પ્રાણીઓમાં સમાન રહેલા, વિનાશીઓમાં અવિનાશી જે જુવે છે તે જ જુવે છે.

વિવેચનઃ—આ શ્લોક સમજવા જેવો છે. પરમાત્મા સર્વમાં સમાન છે એ સાચું શી રીતે તે વિચારીએ. પરમાત્મા એટલે ચેતન તત્વ. ચેતન સર્વત્ર વ્યાપક છે. પથ્થરમાં ને મડદામાં પણ ચેતન તત્વ ખરૂં જ. જ્યાં જ્યાં વસ્તુ છે ત્યાં ત્યાં ચેતન છે. માટીમાં, સુકા ઘાસમાં પણ ચેતન ખરૂં. ચેતન વિના કોઇ પણ વસ્તુ હોઇ શકે જ નહીં. વિદ્યુતના તારમાં જેમ સર્વત્ર વિદ્યુત વ્યાપક છે તેમ સચરાચર જગતમાં ચેતનદેવ છે. વિદ્યુતના તારમાં વિદ્યુત સમાન રીતે વ્યાપક છતાં નાના ગોળામાં થોડો પ્રકાશ ને મોટામા મોટો તેમ ચેતન સર્વત્ર વ્યાપક સમાન રીતે છતાં અંતઃકરણ જેવું, તેવું પ્રકાશે છે. જડમાં પણ તે જ ચેતન દેવ છે. રાજા, રંક,

કીડી, કુંજર ને બ્રહ્માના દેહમાં પણ તે જ છે. ભેદ બધો અંતઃકરણને લીધે છે. અંતઃકરણ જ ચેતનના પ્રકાશને ઝીલી પ્રકાશે છે. કાચના ગોળાના ભેદને લીધે વિજળી રંગ બેરંગી વિચિત્ર જણાય છે, ને વિધવિધ ગોળાથી વિધવિધ જણાય છે પણ જેમ વિદ્યુત સર્વાંગ વ્યાપક, અખંડ, એકરસ છે તેમ ચેતન સર્વાંગ વ્યાપક, અખંડ, એકરસ છે. આ પ્રમાણે તે ચેતન દેવને અખંડ, એકરસ, સર્વાંગ વ્યાપક જાણે તે તે ચેતન દેવ બ્રહ્મને પામે.

ત્યારે પ્રશ્ન એ થાય કે એ ચેતન કર્તા છે? પ્રકૃતિ તો જડ છે તે કશું ન જ કરી શકે. જો ચેતન કર્તા ઠરે તો ચેતન ભોક્તા, વિકારી ને વિનાશી ઠરે. ને પુરુષ વાસ્તવીક રીતે તો તેના શુદ્ધ સ્વરૂપમાં ચેતન જ છે. ઇચ્છાવશ થવાથી, પ્રકૃતિ રૂપી શરીરમાં રહેતાં જીવપણાને પામવાથી કર્તા, ભોક્તા લેખાય છે. વાસ્તવીક તે કર્તા કે ભોક્તા છે કે કર્તા, ભોક્તા પ્રકૃતિ છે ને પુરુષ તે કર્તા ભોક્તાપણું પોતામાં માની બેઠો છે એ શંકા થાય છે. ને પ્રકૃત જ્યારે જડ છે ત્યારે પોતાની મેળે કર્તા ભોક્તા શી રીતે બની શકે? આ બધી શંકાનું નિવારણ એક પછી એક કરે છે. તેમાં કહે છે કે ક્રિયા પ્રકૃતિ કરે છે. તે આત્મા અથવા પુરુષ અકર્તા છે. તે વાત કહે છે.

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मान मकर्तारं स पश्यति ॥

અધ્યાય ૧૩ શ્લોક ૨૯

શબ્દાર્થ=સર્વ પ્રકારે કર્મો પ્રકૃતિ વડે જ કરાય છે. તેમજ આત્મા અકર્તા છે એમ જે જાણે છે તે જ જાણે છે.

વિવેચન:-પ્રત્યેક ક્રિયા શરીર, ઇંદ્રિયો, મન બુદ્ધિ વિગેરેથી ને બીજા સાધનથી થાય છે. એ બધાંય પ્રકૃતિનાં કાર્ય

છે તેથી પ્રકૃતિ સ્વરૂપ છે. તેથી સર્વ ક્રિયાની કર્તા પ્રકૃતિ ઠરી. બુદ્ધિ કર્મની પ્રેરક છે. બુદ્ધિ સંસ્કાર આધીન છે. એટલે વાસ્તવીક વિચાર કરતાં પ્રકૃતિ કર્તા ઠરી. ત્યારે જીવ એટલે શું? જીવ કર્મનો પ્રેરક રૂપે કર્તા ખરો કે નહીં એ પ્રશ્ન રહે છે. મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર એ ચારના સમુચ્ચયને અંતઃકરણ કહે છે. તેને ચિત્ત પણ કહે છે. ચેતન આત્માનું એ અંતઃકરણમાં પ્રતિબીંબ તેને કેટલાક જીવ કહે છે. ચેતન આત્માના આભાસ સહિત અંતઃકરણ તેને બીજા જીવ કહે છે એમ જીવ વિષે અનેક વ્યાખ્યાઓ છે. આપણે તેમાંથી એટલું સમજવાનું છે કે શુદ્ધ આત્મા તો અસંગ છે. કર્મનો કર્તા પણ નથી, તેમ કર્મનો પ્રેરક પણ નથી. ને જે શુદ્ધ આત્મા તે જ પરમાત્માનું સ્વરૂપ છે. શરીરમાં રહે માટે આત્મા, બ્રહ્માંડમાં વ્યાપક માટે પરમાત્મા.

હવે વિચારીએ તો ક્રિયા માત્ર પ્રાણશક્તિ ને પ્રેરકશક્તિ બેથી સાધન વડે થાય છે. ચિત્ત કહેતાં અંતઃકરણ તે વાસના ને પ્રાણનું બનેલું છે. કર્મમાત્રનું કર્તા કે પ્રેરક તે જ છે. આત્મા તો અસંગ ને દૃષ્ટા છે. તેથી જ ચિત્તમાં ફેરફાર થવાથી ક્રિયામાં ફેર થાય છે. એક માણસ ડાહ્યો ને શાંત છે. તે વ્યસન કરે છે. એટલે ગમે તેમ બોલે છે ને વર્તે છે. તે જ જણાવે છે કે વ્યસનનાં પરમાણુઓ ચિત્તમાં પ્રવેશવાથી વાણી વર્તનમાં ફેર પડ્યો. અંદર તો પુરૂષ તો તેનો તે જ છે. પુરૂષમાં જો ફેર થતો હોય તો પુરૂષ વિકારી ને વિનાશી ઠરે. પણ આપણ તો બચપણમાં, જુવાનીમાં, વૃદ્ધાવસ્થામાં તેના તે જ છીએ. માટે આત્મામાં વિકાર નથી. તેથી ચિત્ત જ વિકાર વશ છે. ને કર્તા તથા ભોક્તા પણ ચિત્ત છે. ને તે ચિત્તનું કર્તા ભોક્તાપણું આત્મા પોતાનામાં માની લે છે તથા તે ચિત્ત બદ્ધ છે તેથી પોતાને બંધન માને છે.

ચોપાટ રમનાર સોકટીને પોતાની ભિન્ન સમજે છે. પ્રતિપક્ષી સોકટીને ઘા કરે છે તો તે ઘા પોતાને થયા જેવું દુઃખ રમનાર જેમ લેખે છે તેમ શરીર, ઇંદ્રિયો ને ચિત્તના વિકારોને આત્મા પોતાના લેખે છે. તેથી કર્તા ભોક્તાપણું ચિત્તને છતાં આત્મા તે પોતાને લેખે છે.

તો ચિત્તમાં કર્તા ભોક્તાપણું સ્વતંત્ર છે એ પ્રશ્ન થાય છે. ચિત્ત તો પ્રકૃતિનું કાર્ય છે. પંચ મહાભૂતનાં સૂક્ષ્મ રૂપથી થએલું છે. જે પ્રકૃતિનું કાર્ય છે તે વિકારી, વિનાશી, ને પરતંત્ર છે. ચિત્તમાં સ્વયંશક્તિ નથી પણ ચેતન આત્માના સાનિધ્યથી ચિત્તમાં સત્તા સ્ફુર્તિ વિગેરે આવે છે. ચિત્ત ભોગો ઇચ્છે ને ભોગો ભોગવે ત્યાંસુધી તેનું સ્વરૂપ કાયમ છે. ત્યાં સુધી એક દેહ છોડી બીજા દેહના ધારણરૂપ જન્મ મરણ તેને છે, જેને આત્મા ભુલથી પોતાનાં સમજે છે. ચિત્ત ભોગ વાસના ત્યજે તો ચિત્ત અચિત્ત બનતાં ચિત્ત જેવું રહેતુંજ નથી. એક ચેતન આત્મા જ શેષ રહે છે, જેને મુક્તિ કહેવાય છે. તો શંકા એ થાય કે એ ચિત્તની ઉત્પત્તિ શામાંથી, શા કારણથી, ને કેવી રીતે! આ શંકામાં મુમુક્ષુ ન ઉતરે. ચિત્ત શી રીતે મરે તે સમજવું ને આચરવું. ચિત્ત કર્તા ને ભોક્તા છે. તે મરે તો મુક્તિ. વાસના ત્યાગ એ જ તેની મુક્તિ. વાસના ત્યજવા ને પરમાત્મામાં લીન થવા ચિત્તને અભ્યાસમાં જોડવું. ચિત્ત કર્તા છે એ નક્કી કરતાં કર્તા પણું પ્રકૃતિને આવ્યું તે નક્કી થયું ને આત્મા અકર્તા છે તે પણ નક્કી થયું.

यदा भूतपृथग्भावमेकस्थ मनु पश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥

અધ્યાય ૧૩ શ્લોક ૩૦

શબ્દાર્થ:—જ્યારે ભૂત માત્રનાં પૃથક રૂપો એક (પરમાત્મા)માં અધિષ્ઠિત થએલાં છે, તે તે (પરમાત્મા)થી આ વિસ્તાર (સૃષ્ટિનો) થએલો છે એમ તે અનુભવશે, ત્યારે તેને બ્રહ્મ પ્રાપ્તિ થશે.

વિવેચન:—કાર્ય માત્ર પ્રકૃતિ સ્વરૂપ છે. આત્મા સર્વમાં એક જ છે. વ્યાપક પરમાત્મા જ આત્મા સંજ્ઞા પામેલ છે. તે પરમાત્માથી જ પ્રકૃતિ છે. ને પ્રકૃતિ પરમાત્મામાં જ લય પામે છે. એ પ્રમાણે જેને યથાવત સમજાય તે બ્રહ્મસ્વરૂપ અભ્યાસના બળે કાળે કરીને થાય.

આ કહેવું સહેલું છે. મોઢે બોલે બ્રહ્મરૂપ ન થવાય. વારંવાર વિચાર કરવાથી, બોધ, શાસ્ત્રો, ઇચ્છાને મનમાંથી વીણી વીણીને, કાઢવાથી, ઉત્કટ વૈરાગ્યનું સેવન કરવા રૂપ તપ કરવાથી, ને પરમાત્મામાં ચિત્તને જોડી રાખવાથી, કાળે કરી ઘણા જન્મે બ્રહ્મ સ્વરૂપ થવાય.

ચિત્તને સંસારમાંથી ખેંચી પરમાત્મામાં જોડવાનું છે. સંસાર દુઃખરૂપે મિથ્યા છે, પ્રકૃતિના કાર્યરૂપ છે. જન્મ મરણ કરાવનારો છે. માટે ચિત્તને તેમાંથી ખસેડવાનું છે. તે ચિત્તને પરમાત્મારૂપી આલંબન ન હોય તો ચિત્ત આલંબન વિના રહી શકતું નથી. માટે ફરી સંસાર તરફ વળશે. તેથી આલંબનરૂપ પરમાત્માનું વર્ણન ભગવાન કરે છે.

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥

અધ્યાય ૧૩ શ્લોક ૩૧

શબ્દાર્થ:—આ અવિનાશી પરમાત્મા અનાદિપણાથી ને નિર્ગુણપણાથી શરીરમાં રહેલા છતાં હે કુંતીપુત્ર અર્જુન! (કંઈ) કરતા નથી, (કશાથી) લેપાતા નથી.

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥

અધ્યાય ૧૩ શ્લોક ૩૨

શબ્દાર્થ—સર્વ જગ્યાએ પ્રસરેલ છતાં સૂક્ષ્મ હોવાથી જેમ આકાશ લેપાતું નથી તેમ સર્વત્ર દેહમાં હોવા છતાં આત્મા લેપાતો નથી

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥

અધ્યાય ૧૩ શ્લોક ૩૩

શબ્દાર્થ:—જેમ એક સૂર્ય આ બધા જગતને પ્રકાશીત કરે છે તેમ ક્ષેત્રજ્ઞ (આત્મા) આખા ક્ષેત્રને હે ભારત! પ્રકાશીત કરે છે.

વિવેચન:—આકાશ એક છે, અખંડ છે, સર્વમાં છે. ને સર્વમાં હોવાથી ખંડીત થયા જેવું જણાયા છતાં અખંડીત એકરસ છે. તેમ પરમાત્મા એક છે. અખંડ છે. ને સર્વમાં હોવાથી ખંડીત થયો હોય, પૃથક ભાવને પામ્યા હોય તેમ જણાય છે. ચેતન તત્વ એક જ છે. તેના ભાગ કોઈથી ન જ પડે. આકાશ જેમ પ્રકૃતિનું કાર્ય છતાં તેના ભાગ નથી પડી શકતા તો પરમાત્માના ભાગ શી રીતે પડે?

જેમ આકાશમાં સૂર્ય છે ને ત્યાં રહ્યાં ભુવન મંડળને પ્રકાશીત કરે છે, તેમ પરમાત્મા જગતથી અલગ રહ્યા રહ્યા જગતને સત્તા સ્ફુર્તિ આપી રહ્યા છે. દેહને સત્તા સ્ફુર્તિ આપે તેથી આત્મા સંજ્ઞા પામે. અખિલ વિશ્વને સત્તા સ્ફુર્તિ આપે તેથી પરમાત્મા સંજ્ઞા પામે. સત્ ચિત્ ને આનંદ સ્વરૂપ આત્મા પરમાત્મામાં છે. તેથી આત્મા પરમાત્મામાં

ભેદ નથી. આત્મા ને પરમાત્મા બન્ને ચેતન સ્વરૂપ છે, બે વસ્તુ પૃથક છે કારણ બંન્ને અસામ્ય છે. ને બંન્નેની વચ્ચે ત્રીજી વસ્તુ છે. જેમ બે પાણીનો ભેદ માટી વિગેરેથી જ થાય, પણ પાણીથી ન જ થાય, તેમ આત્મા પરમાત્માનો ભેદ બીજી વસ્તુથી પણ થાય તેમ નથી ને તેવા જ પ્રકારના ચેતન તત્વથી પણ થાય તેમ નથી. આ વાત વિચારવા જેવી છે. આપણે એને સમજીએ. જગતમાં જડ ને ચેતન બે છે. ચેતન ચેતનમાં ભેદ માનીએ, ચેતન ચેતનને પ્રથક માનીએ તો પ્રશ્ન એ થાય કે બે ચેતનમાં જડથી પ્રથકતા આવી કે બીજા ચેતનથી, બે ચેતનને જડ જુદાં ન જ પાડી શકે. કારણ જડ વિકારી, વિનાશી ને અસત છે. ચેતન અવિકારી, અવિનાશી ને સત્ છે. બે ચેતનને બીજું ચેતન જુદું ન પાડી શકે. જેમ બે પાણીને બીજું તેવું જ પાણી છુટાં ન પાડી શકે.

જેમ માળાના ઘણા મણકામાં એક જ સુતરનો તાર છે, તેમ આખા બ્રમાંડમાં ચેતન તત્વ એક જ છે. જેમ પ્રત્યેક મણકામાં સુતર છે, ને મણકે મણકે સુતર એમ અલગ ભાસે છતાં સુતર એક ને અખંડ છે તેમ દેહે દેહ આત્મ તત્વ નોખું એમ ભાસે પણ આત્મ તત્વ એક ને અખંડ છે. આત્મ તત્વના ભાગ શી રીતે પડે? કોણ પાડે?

છતાં આમાં વિદ્વાનોના ઘણા મત છે. સૌ બુદ્ધિ અનુસાર પોતાનો મત સિદ્ધ કરે છે. આપણે એ ઝઘડામાં નથી પડવાનું. આપણે તો એ સમજવાનું કે ચિત્તમાંથી વાસના માત્રનો ક્ષય થયા સિવાય, જ્ઞાન ને વૈરાગ્યને ઉત્કટ રીતે સેવ્યા સિવાય કદી પરમ શાંતિ થવાની નથી. ચિત્તને વાસના રહિત કરવા મહેનત કરવાની છે. અને એ થશે તો આત્મા આત્મા વચ્ચે ભેદ છે કે અભેદ, આત્મા પરમાત્મા ભિન્ન છે કે અભિન્ન તે પોતાની મેળે સમજાશે. અનુભવીઓનો અનુભવ

એક જ હોય છે પણ બીન અનુભવીઓના તર્કમાંજ ભેદ તે ઉપડેલ હોય છે. સ્વાનુભવમાં ભેદ ન હોય. તર્કમાં ભેદ હોય. પંડીત થવાથી, તિવ્ર બુદ્ધિ હોવાથી, શાસ્ત્રના જ્ઞાતા હોવાથી આત્માના અનુભવી હોઇ શકાતું નથી. જેમ પાણી જેમાં થઈ પસાર થાય તેના સંસ્કાર પાણીમાં આવે છે તેમ પંડીતો ને વિદ્વાનોનું કથન તેમની જે વાસના ચિત્તમા હોય છે તે દ્વારા આવેલું હોવાથી ભેદ પડે છે. ભિન્ન ભિન્ન વાસનાવાળા ચિત્તનું કથન ભિન્ન ભિન્ન હોય છે, ને વાસના રહિત ચિત્તનો અનુભવ એક જ હોય છે.

આપણે તો આપણું ચિત્ત વાસના રહિત કરવાનું છે, ને તે થયે બીજું કરવાનું કે જાણવાનું રહેશે નહીં.

માટે નિષ્કામ કર્મ કરવાં, પરમાત્માની ભક્તિ કરવી, વૈરાગ્ય સેવવો, જ્ઞાનનું સેવન રાખવું, ને નિર્વિચાર યોગાભ્યાસનો અભ્યાસ રાખવું. આટલું કરતાં જરૂર શાંતિ પમાશે.



## અધ્યાય ૧૪ મો. ગુણત્રય વિભાગ યોગ.

અત્યાર સુધી આપણે જોયું કે આત્મા તો નિત્ય છે ને મુક્ત છે. ચિત્તને જ બંધન છે. કર્મનો કર્તા ને ભોક્તા ચિત્ત છે. આત્મા તે ચિત્તના ધર્મને પોતાના ગણે છે તેથી ચિત્તના બંધનને પોતાનું બંધન માને છે. એ અધ્યાસ છે જે પોતે નથી તેનું પોતાને માનવું તેનું નામ અધ્યાસ. આત્મા કર્તા, ભોક્તા, કે બદ્ધ નથી. તે સૌ ચિત્તને છે. છતાં પોતાનામાં આત્મા અધ્યાસથી તે માને છે. એ અધ્યાસ શાથી થયો તે વાતમાં ન ઉતરીએ. તે કેમ ટળે તે જ વિચાર ગીતામાં કર્યો છે. તે અધ્યાસ ટાળવાના અનેક ઉપાય અત્યાર સુધી કહ્યા. ચિત્ત પ્રકૃતિનું કાર્ય છે. પ્રકૃતિ ત્રિગુણાત્મક છે. ચિત્તમાં જે પ્રકારના સંસ્કાર હોય તે પ્રકારનું કાર્ય તે કરે છે. જગતની પ્રત્યેક વસ્તુમાં અમુક ગુણ હોય છે. ને તેનું સેવન કરી આપણે તેને આધીન થઈએ છીએ. આપણે ગમે તેવા શાણા હોઈએ છતાં વ્યસન સેવીએ તો આપણાં કર્મ ને વાણી તે વ્યસનના સંસ્કાર અનુસાર થાય. એટલે ચિત્ત ગુણમય છે, ને ગુણવશ છે. મુખ્ય ત્રણ ગુણ છે. સત્વ, રજસ, ને તમોગુણ. જગતના તમામ પદાર્થ, પ્રાણી આ ત્રણ ગુણમય હોય છે. ચિત્ત વાસના રહિત કરવા માટે ચિત્ત શાના સેવનથી શાંત થાય છે ને શાના સેવનથી અશાંત થાય છે એ સમજવું જરૂરી છે. પ્રત્યેક પ્રાણી પદાર્થના સંસર્ગમાં આવતાં તેની અસર આપણને થાય છે જ. જેમ જળમાં નાખેલ પથરો મોજાં ઉત્પન્ન કરે છે, ને તે આખા જળને અસર કરે છે, તેમ જગતમાં પ્રત્યેક જણની ક્રિયા જગતનાં પ્રત્યેક પ્રાણી પદાર્થને અસર કરે છે. પ્રાણી જે બોલે છે, જે કરે છે તેનું કારણ તે પોતે નથી, તેનું ચિત્ત છે. ને તેનું ચિત્ત જગતનાં અસંખ્ય

પ્રાણીના આદિ સનાતન સંસ્કાર પ્રબળ છે. જેમ જળમાં એક પથરો નાંખતાં, તે કુંડાળું ઉત્પન્ન કરે છે, તે કુંડાળાને બીજું પથરાએ ઉત્પન્ન કરેલ કુંડાળું સમાવી લે છે, પણ જેમ પ્રથમ કુંડાળું બીજાને અસર કરીને જ શમે છે, એવું ફળ દીઠું, તો ત્યાં જ, તેમ જગતમાં પ્રાણીની પ્રત્યેક ક્રિયા બીજાને અસર કરી શમે છે. પ્રાણી, વિચાર, ને વર્તનની જાણે અજાણે પણ આખા બ્રહ્માંડમાં અસર થાય છે. કોઇ બળવાન બહુ અસર કરે છે. કોઇ અલ્પ બીજામાં શમી જાય છે. આટલું સમજી આપણે શુભ વિચારવું, શુભ બોલવું, શુભ આચરવું. આ અર્થમાં કર્મવિપાક ગ્રંથમાં વખતે કહેલ છે. કેવી ક્રિયા કરવી, કોનો સંસર્ગ રાખવો, કેવા પદાર્થ સેવવા કે જેથી સુખ ને શાન્તિ થાય તે સમજવું. આ અધ્યાય બહુ સુંદર છે.

ચિત્તના ધર્મને પોતામાં આણનાર ચિત્ત એક દેહ છોડી બીજો દેહ ધરે તેની પાછળની પ્રવૃત્તિ તણાય છે. એટલે ચિત્તના દેહત્યાગ ને દેહધારણનો પોતાનામાં આરોપ કરે છે.

ચિત્ત એક દેહ છોડે ને તેથી શરીર શાંત થાય તે મરણ કહેવાય છે ને બીજો દેહ ધરે તે જન્મ થયો કહેવાય છે. આ લૌકિક ભાષાથી બોલાય છે. વાસ્તવિક રીતે તો ચિત્ત વાસનારહિત, શાંત થાય છે તે જ ચિત્તનું મરણ છે. ને તે જ મુક્તિ કહેવાય છે.

હવે જેને જ્ઞાન થયું નથી, જેને સ્વસ્વરૂપ સમજાયું નથી તે દેહ, ઇંદ્રિયો ને અંતઃકરણના ધર્મને પોતાના માને છે તેવાનું કર્તાપણું, ભોક્તાપણું, ને દેહત્યાગ ને દેહ ધારણ ચિત્તના સંસ્કાર પર આધાર રાખે છે. તેવા સંસ્કારના મુખ્ય ત્રણ ભેદ-સત્ત્વ, રજસ્ ને તમસ્. કેવા સંસ્કારવાળો શું ક્રિયા કરે, શું ફળ પામે, શું કરે તો સુખ થાય તે બહુ

જાણવા ભગવાને આ અધ્યાય આરંભે છે. ને જે દેહ, ઇંદ્રિયો ને અંતઃકરણથી હું અસંગ આત્મા છું, નિત્ય મુક્ત, સત્ ચિત્ આનંદ સ્વરૂપ છું એમ સમજે છે તેના પણ આચાર ને સ્થિતિ ભગવાન કહે છે.

પ્રકૃતિ ત્રિગુણાત્મક છે. ને જગતમાત્રની ઉત્પત્તિ પ્રકૃતિથી જ છે. એટલે જગતના તમામ પ્રાણી પદાર્થ ત્રિગુણાત્મક છે. તે વાત ભગવાન પ્રથમ સમજાવે છે.

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम्।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥

અધ્યાય ૧૪ શ્લોક ૩

શબ્દાર્થઃ—મારી યોનિ મહદ્ બ્રહ્મ છે. તેમાં હું ગર્ભ મૂકું છું. તેથી હે ભારત! સર્વ ભૂતોની ઉત્પત્તિ થાય છે.

વિવેચનઃ—આ ત્રિગુણાત્મક જગત પાંચ ભૂતનું બનેલું છે. એ પાંચ ભૂતો લય પામે તે, ને જે છેવટ તે પ્રકૃતિની સામ્યાવસ્થા એટલે મહદ્ બ્રહ્મ કહેવાય છે, જગતનું છેવટ તે. જગત ઉપજે પણ તેમાંથી. પણ તે પોતાની મેળે જગત ન ઉત્પન્ન કરી શકે. પરમાત્મા ગર્ભ મૂકે ને જગત ઉપજે. યોનિ એટલે ઉત્પત્તિ કરવાનું સ્થાન. પરમાત્માના સાનિધ્ય માત્રથી, પરમાત્માના સંકલ્પ માત્રથી જગત ઉપજે. તેને જ લૌકીક ભાષામાં ગર્ભ મૂકું છું એ શબ્દોમાં કહ્યું. એક બાજીગર સંકલ્પથી સૃષ્ટિ કરી દેખાડે એક યોગી સંકલ્પથી સૃષ્ટિ ઉપજાવે. તો પરમાત્મા જે યોગીના યોગેશ્વર, સર્વથી શ્રેષ્ટ છે તેના સંકલ્પ માત્રથી સૃષ્ટિ થાય તેમાં શું આશ્ચર્ય?

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृति संभवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥

અધ્યાય ૧૪ શ્લોક ૫

શબ્દાર્થ:-હે મહાબાહો! સત્વ, રજસ, ને તમસ એ ગુણો પ્રકૃતિથી ઉત્પન્ન થએલા છે. ને તે શરીરમાં રહેનાર અવ્યય આત્માને શરીરમાં બાંધે છે.

વિવેચન:-ત્રણ ગુણો અચેતન છે. તે અચેતન ચેતન આત્માને બાંધે છે. કબીર મહારાજે કહ્યું છે કે એક અચંબો મેં સુણ્યો કે મડા કાલકુ ખાય, એના જેવી આ વાત છે. જેમ અચેતન એવું સુંદર સ્ત્રીનું ચિત્ર ચેતન એવો પુરૂષને મોહ કરી આકર્ષે છે તેમ ત્રિગુણાત્મક અચેતન પ્રકૃતિ ચેતન પુરૂષને મોહથી દેહમાં મમતા કરાવી બાંધે છે.

હાવે તે ત્રણ ગુણો કઈ રીતે બાંધે છે તે વર્ણન કહે છે.

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशक मनामयम् ।
सुखसङ्गेन बध्नाति ज्ञानसङ्गेन चानघ ॥

અધ્યાય ૧૪ શ્લોક ૬

શબ્દાર્થ:-તેમાં નિર્મલ હોવાથી પ્રકાશક ને દુઃખ રહિત છે તે હે નિષ્પાપ! (અર્જુન) સુખ સંગથી ને જ્ઞાન સંગથી બાંધે છે.

વિવેચન:-સત્વગુણથી સુખ થાય. સત્વગુણથી જ્ઞાન થાય. જેનું ચિત્ત સાત્વિક હોય તેને સુખ ને જ્ઞાન નું અભિમાન થાય. કે સુખ ને જ્ઞાન બંધન છે જો તેથી હું સુખી છું જ્ઞાની, પોતાને માને. જેથી ચિત્તવૃત્તિ સાત્વિક રહે તેવું મુમુક્ષુએ સેવન કરવું.

रजो रागात्मकं विद्धि तृष्णा सङ्गसमुद्भवम् ।
तन्निबध्नाति कौन्तेय कर्मसङ्गेन देहिनम् ॥

અધ્યાય ૧૪ શ્લોક ૭

શબ્દાર્થ:-રજોગુણ રાગાત્મક છે. તૃષ્ણા ને આસક્તિને

તેથી ઉત્પન્ન થએલાં જાણ. હે કુંતીપુત્ર અર્જુન ! તે જીવાત્માને કર્મ સંગથી બાંધે છે.

વિવેચનઃ-રાગ એટલે પ્રીતિ. રજોગુણથી કર્મમાં ને ભોગમા પ્રીતિ ને આસક્તિ થાય છે. રજોગુણ કર્મમાં પ્રેરે છે. અપ્રાપ્તની ઇચ્છા તે તૃષ્ણા કહેવાય છે. ને મેળવેલું વિનાશ ન પામે ને સદા રહે તે ઇચ્છાને આસંગ કહેવાય છે. તે આસક્તિ કહેવાય છે.

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्व देहिनाम् ।
प्रमादालस्यनिद्राभि स्तन्निबध्नाति भारत ॥

અધ્યાય ૧૪ શ્લોક ૮

શબ્દાર્થઃ-પણ તમોગુણ સર્વ જીવોને મોહ કરનાર અજ્ઞાનથી ઉત્પન્ન થએલ જાણ. તે હે ભારત ! પ્રમાદ, આળસ ને નિદ્રા વડે બાંધે છે.

વિવેચનઃ-તમોગુણથી અજ્ઞાન, આળસ, પ્રમાદ ને નિદ્રા થાય છે.

सत्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे सजयत्युत ॥

અધ્યાય ૧૪ શ્લોક ૯

શબ્દાર્થઃ-સત્વગુણ સુખમાં જોડે છે, રજોગુણ હે ભારત ! કર્મમાં જોડે છે ને તમોગુણ જ્ઞાનને આવરણ કરી પ્રમાદમાં જોડે છે.

વિવેચનઃ-જગતમાં પ્રાણી ને પદાર્થ બે છે. પ્રાણી ને પદાર્થ બંન્ને ત્રિગુણાત્મક છે. જેનામાં જે વિશેષ હોય તે બીજાને આપે. જાણે કે અજાણે પ્રાણી પદાર્થમાં રહેલ ગુણ બીજાને અસર કરે છે. સત્વગુણથી સુખ થાય, રજોગુણથી

પ્રવૃત્તિ થાય ને તમોગુણથી પ્રમાદ ને જ્ઞાનનું આવરણ થાય, આ પ્રકૃતિનો અબાધીત નિયમ છે. જે જે ગુણવાળા પ્રાણી પદાર્થનું સેવન કરવામાં આવશે તે આપણે પામીશું. સુખની ઇચ્છા હોય તો સત્વગુણી પ્રાણી પદાર્થનું સેવન કરવું. કર્મની ઇચ્છા હોય તો રજોગુણી પ્રાણી પદાર્થનું સેવન કરવું. આળસ, મોહ, નિદ્રા, અજ્ઞાન વિગેરેની ઇચ્છા હોય તો તમોગુણી પ્રાણી પદાર્થનું સેવન કરવું. ક્યાં પ્રાણી પદાર્થનો સંગ ને સેવન. ત્યજવાં ને કોનું સંગ ને સેવન કરવું એ જીજ્ઞાસુએ પોતે પોતાની જરૂરીઆત પ્રમાણે ગોઠવી લેવું. ક્યાં પ્રાણી પદાર્થ સત્વગુણી છે, ક્યાં રજોગુણી છે, ક્યાં તમોગુણી છે એ ગીતામાં કહેવાશે ને બીજા ગ્રંથોમાં પણ છે. કોઇ પણ પ્રાણી પદાર્થમાં એક જ ગુણ હોતો નથી. ત્રણે ગુણો હોય છે. પણ જેમાં જે વિશેષ હોય તે ગુણવાળા પ્રાણી પદાર્થ કહેવાય છે. કીડીથી બ્રહ્મા પર્યંત તમામ શરીર ત્રણ ગુણના ઓછા વધતા પ્રમાણનાં પંચભુતનાં બનેલાં છે. હાવે ચિત્ત કર્તા છે. તે ચિત્તમાં પ્રાણી પદાર્થના સેવનથી, તેના પૂર્વ જન્મના સંસ્કારથી તેમાં જે ગુણ વિશેષપણે બળવાન હોય તે પ્રમાણે તે ચિત્ત ક્રિયા કરે છે. જ્ઞાની કે અજ્ઞાની, પંડીત કે મૂર્ખ, રાય કે રંક સૌનાં ચિત્ત આ ત્રિગુણને વશ છે. જ્ઞાની થયા છતાં ચિત્ત તો પોતાની પ્રકૃતિ અનુસાર જ કર્મ કરે છે. ચિત્તની પ્રકૃતિ અનુસાર કર્મને ને જ્ઞાનને કશો સંબંધ જ નથી. એટલે કે શારીરિક કર્મ ને જ્ઞાનને કશો જ સંબંધ નથી. પ્રકૃતિથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર, ઢેડ, ભંગી, ચમાર, મુસલમાન, ખ્રીસ્તી, સ્ત્રી, બાળક ગમે તેનો શરીર હોય ને તે શરીરની પ્રકૃતિ અનુસાર કર્મ કરતાં હોય છતાં સૌ કોઇ પોતાના પ્રયત્નથી જ્ઞાની થઇ શકે છે. મોક્ષનો ભાગી થઇ શકે છે. પ્રકૃતિ અનુસાર કર્મ થાય છે એટલે ભોગ ને દુરાચાર

કયા ગુણની હમણાં વૃદ્ધિ છે તે જાણવા તેની નિશાનીઓ શ્રીકૃષ્ણ ભગવાન કહે છે.

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥

અધ્યાય ૧૪ શ્લોક ૧૧

શબ્દાર્થઃ—આ શરીરમાં સર્વ દ્વારમાં જ્ઞાન–પ્રકાશ જ્યારે ઉપજે ત્યારે સત્વગુણની વૃદ્ધિ જાણવી.

વિવેચનઃ—સત્વગુણી સાત્ત્વિક પદાર્થના સેવનથી ને પૂર્વ જન્મની પ્રકૃતિથી શરીરમાં સત્વગુણ વૃદ્ધિ પામે છે. સત્વગુણથી સુખ થાય છે સત્વગુણથી જ્ઞાન થાય છે, સમજણ આવે છે, શાંતિ આવે છે. સત્વગુણના વિશેષ આવિર્ભાવથી કેટલીક અલૌકિક સાધારણ શક્તિઓ પણ આવે છે. સમજણ ને શાંતિ, ધર્મમાં પ્રીતિ, અક્રોધ, દયા, સત્કર્મોમાં પ્રીતિ, અનાલસ્ય, પરમાત્મામાં પ્રીતિ એ બધા સત્વગુણની વૃદ્ધિના ચિન્હ છે.

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥

અધ્યાય ૧૪ શ્લોક ૧૨

શબ્દાર્થઃ—હે ભરત શ્રેષ્ઠ અર્જુન ! લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાંતિ, ને ઇચ્છા, એ રજોગુણની વૃદ્ધિ પામતાં થાય છે.

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनंदन ॥

અધ્યાય ૧૪ શ્લોક ૧૩

શબ્દાર્થઃ—અપ્રકાશ, અપ્રવૃત્તિ, પ્રમાદ, મોહ એ હે કુરુનંદન અર્જુન ! તમોગુણ વૃદ્ધિ પામતાં ઉપજે છે.

વિવેચન.-બુદ્ધિમાં વાતનો વિચાર ને કર્મનો નિશ્ચય યથાર્થ સમજાય તે બુદ્ધિમાં પ્રકાશ થાય છે તેથી થાય છે. ને જ્યારે બુદ્ધિ તમોગુણથી ઘેરાઈ જાય છે ત્યારે જેમ મેંશ પીંટાયેલ ચીમનીમાંનો દીવો યથાવત્ પ્રકાશ કરતો નથી ને તેથી યથાવત્ શું છે તે સમજાતું નથી તેમ શું કાર્ય છે, શું અકાર્ય છે, ધર્મ શું અધર્મ શું, સુખ શું અસુખ શું વિગેરે યથાવત સમજાતાં નથી આળસ થાય છે. મોહ થાય છે ને કર્મ કરવાનું માથે ગાજતાં છતાં તે કરવા પ્રવૃત્તિ થતી નથી. વળી કહે છે.

यदा सत्वे प्रवृद्धे तु प्रलयं याति देह मृत् ।
तदोत्तम विदां लोकानमलान्प्रतिपद्यते ॥

અધ્યાય ૧૪ શ્લોક ૧૪

શબ્દાર્થ-જ્યારે સત્વગુણની વૃદ્ધિમાં જીવાત્મા મૃત્યુ પામે ત્યારે તે નિર્મળ ને દેવ ઉપાસકના લોકને પ્રાપ્ત થાય છે.

વિવેચનઃ-જીવાત્મા શરીર છોડવાથી શરીર શાંત થાય તેને મરણ કહે છે. ને બીજું શરીર ધરે તે જન્મ કહેવાય છે. ઉંચ યા નીચ ગતિ મરણ પછી જાતિ, વય, વિદ્વતા એ કશા ઉપર આધાર રાખતી નથી. ગમે તે જાત યા દેશનો હોય પણ સત્વગુણની વૃદ્ધિ તેનામા હોય તો તે દિવ્ય લોકને પ્રાપ્ત થાય. સારી ગતિની ઇચ્છાવાળાએ સાત્વિક થવું.

रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढ योनिषु जायते ॥

અધ્યાય ૧૪ શ્લોક ૧૫

શબ્દાર્થ:-રજોગુણમાં (રજોગુણની વૃદ્ધિમાં) મરણ પામતાં કર્મસંગીઓમાં જન્મે છે. તથા તમોગુણમાં લીન થએલો મૂઢ એવી પશુ કીટ આદિ યોનિઓમાં જન્મે છે.

વિવેચન:-આ બધું એ જણાવે છે કે સુખ જ્ઞાન, ને પરલોકમાં જન્મ જીવનાં કર્મ આધીન છે. માટે પુરૂષાર્થ કરી સાત્વિક સેવી થવું જેથી જીવતાં સુખ ને મુવે સારા સુખકારક લોકની પ્રાપ્તિ થાય.

कर्मण: सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुखमज्ञानं तमसः फलम् ॥

અધ્યાય ૧૪ શ્લોક ૧૬

શબ્દાર્થ:-પુણ્ય કર્મનું નિર્મળ સાત્વિક ફળ, રજોગુણીનું ફળ દુઃખ ને તમોગુણી કર્મનું ફળ અજ્ઞાન છે એમ કહેલું છે.

सत्वात्संजायते ज्ञानं रजसो लोभ एवच ॥
प्रमाद मोहै। तमसो भवतोऽज्ञान मे वच ॥

અધ્યાય ૧૪ શ્લોક ૧૭

શબ્દાર્થ:-સત્વગુણથી જ્ઞાન થાય છે. રજોગુણથી લોભ ને તમોગુણથી પ્રમાદ, મોહ ને અજ્ઞાન થાય છે.

उर्ध्वं गच्छन्ति सत्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
जघन्यगुणवृतिस्था अधो गच्छन्ति तामसाः ॥

અધ્યાય ૧૪ શ્લોક ૧૮

શબ્દાર્થ:-સત્વમાં સ્થિતિ કરેલા ઉર્ધ્વ લોકમાં જાય છે. રજોગુણી મધ્યે રહે છે, અધોગુણ વૃત્તિમાં રહેલા એવા તામસ જીવો અધોગતિએ જાય છે.

વિવેચન:-ચિત્ત કર્તા છે. ચિત્ત ભોક્તા છે. ચિત્ત ગુણવશ હોય છે. ચિત્તમાં જે ગુણ વર્તતો હોય તેવો પુરૂષ કહેવાય છે. ને તેથી ગુણવશનાં કર્મ, ફળ, સર્વે વિસ્તારથી ભગવાને કહ્યાં. જેથી મુમુક્ષુ રજો ને તમોગુણનાં સેવન ત્યજી સત્વગુણી થાય. આ વિસ્તારથી સમજાવી, આખા જીવનની ક્રિયાઓનું

આત્માને નહીં એ નક્કી થયું એટલે આત્મા અજર, અમર, દુઃખ માત્રથી રહિત, અસંગ, નિત્ય મુક્ત, નિત્ય, ચેતન સ્વરૂપ, આનંદ સ્વરૂપ ઠર્યો. જેનું વારંવાર ભાન કરવું. એ જ્ઞાન છે. તેનું સેવન કરનાર જ્ઞાનામૃતનું સર્વદા પાન કરે છે. તે સદા મુક્ત છે. અમૃત સ્વર્ગમાં છે એમ કહે છે. સ્વર્ગમાં તો શું પણ આખા બ્રહ્માંડમાં કોઇ એવું અમૃત નથી કે જેથી શરીર અમર થાય, શરીર મરે નહીં. શરીર તો મરવાનાં જ. બ્રહ્મા, વિષ્ણુ, શંકર, દેવ, દાનવ સૌનાં શરીર કાળ આવે મરવાનાં જ. માત્ર આત્મા અમર છે. ને જ્ઞાન સ્વરૂપનું યથાર્થ જ્ઞાન એ જ અમૃત છે.

જેનું દેહાભિમાન ટળી ગયું છે, ને જે હું આત્મ સ્વરૂપ છું એવા શુદ્ધ જ્ઞાનના અનુભવથી સંપન્ન છે તેમનો આચાર ને ચિન્હ અર્જુન પૂછે છે તે ઉપરથી ભગવાન કહે છે. ગુણાતીત એટલે દુરાચારી નહીં, ગુણાતીત એટલે મિથ્યાવાદી નહીં, ગુણાતીત એટલે ભોગ વાસનાના કીડા નહીં, પણ શુદ્ધ આચાર ને વૈરાગ્ય યુક્ત જ્ઞાન સંપન્ન હોય તે જ ગુણાતીત છે, તે વાત ભગવાન કહે છે.

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥

અધ્યાય ૧૪ શ્લોક ૨૨

શબ્દાર્થ:-પ્રકાશ (સત્વ ગુણનુ ફળ), પ્રવૃત્તિ (રજો ગુણનું ફળ) ને મોહ (તમોગુણનું ફળ) તેમની પ્રવૃત્તિનો દ્વેષ કરતો નથી તેમ તેમની નિવૃત્તિ ઇચ્છતો નથી.

વિવેચન-ચિત્ત દ્વારા ગુણ પોતાનાં કામ કર્યે જવાના. શરીરની પ્રવૃત્તિ એક જ પ્રકારની ન જ રહી શકે. ચિત્ત સત્વ ગુણનો ઉદય હોય તો શાંત આનંદમાં રહી શકે. પણ તે સત્વગુણ દિવસના ચોવીસે કલાક ન રહે. જેમ ગ્રહમંડળ

આકાશમાં સ્થિર નથી તેમ ચિત્તમાં ગુણ બદલાયા કરે છે. રજોગુણનો ચિત્તમાં ઉદય થાય તો કર્મ કરવા પ્રવૃત્તિ થાય. તમોગુણનો ઉદય થાય તો નિદ્રા પણ આવે. જ્ઞાનીના ચિત્તમાં પણ ત્રણે ગુણો સામાન્ય રીતે બન્યે રહેવાના. એ ત્રણે ગુણો ટાળ્યા ન જ ટળે. જેમ સાકર સાથે ગળપણ રહે જ, ને સાકર મટ્યા સિવાય તેનું ગળપણ ન જ મટે તેમ ચિત્તમાં ત્રણ ગુણ તો રહેવાના. એ ત્રણ ગુણથી શરીર જીવતું રહે છે. તમોગુણ ન હોય તો નિદ્રા ન આવે, તો શરીર રોગી થાય. રજોગુણ ન હોય તો કર્મ ન થાય, તો શરીરનો ખોરાક ન પચે, ને શરીર જીર્ણ થાય. જ્ઞાનીના એ ત્રણે ગુણો શરીર ધારણનું જ કામ કરે છે. વાસના તૃપ્તિનું કામ નથી કરતા. કારણ જ્ઞાનીને ભોગમાં મોહ નથી. અજ્ઞાનીના ત્રણે ગુણો ભોગ તૃપ્તિ અર્થે છે. એટલેજ જ્ઞાની ને અજ્ઞાનીના ત્રણ ગુણોનાં કર્મમાં ભેદ છે.

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥

અધ્યાય ૧૪ શ્લોક ૨૩

શબ્દાર્થ:-ઉદાસીનની પેઠે રહેલો જે ગુણોથી ચલાયમાન થતો નથી, ગુણો (પોતાના કર્મમાં) વર્તે છે એમ સમજી જે સ્થિર રહે છે ને ચળતો નથી એટલે વિકાર પામતો નથી.

समदुःखसुखस्वस्थः समलोष्टाश्म काञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्म संस्तुतिः ॥

અધ્યાય ૧૪ શ્લોક ૨૪

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥

અધ્યાય ૧૪ શ્લોક ૨૫

શબ્દાર્થઃ—જેને સુખ દુઃખ સરખાં છે, જે સ્વસ્થ છે, જેને માટી, પથ્થર, ને સુવર્ણ સરખાં છે, જેને પ્રિય અપ્રિય સરખાં છે, જેને નિંદા ને સ્તુતિ સરખાં છે, જે ધીર છે, માન ને અપમાન જેને સરખાં છે, મિત્ર ને શત્રુ પક્ષ જેને સરખાં છે, આરંભ માત્ર જેણે ત્યજેલો છે તે ગુણાતીત કહેવાય છે.

વિવેચનઃ-જગતની તમામ પ્રવૃત્તિનો છેલ્લો ધક્કો ચિત્તને લાગે છે. એ ધક્કાથી જેનું ચિત્ત અસ્વસ્થ થઇ ધક્કા વશ વરતે તે અજ્ઞાની. તે ગુણ વશ. તે પ્રકૃતિ વશ કહેવાય છે. ને જગતના કોઇ પણ ધક્કાથી જેનું ચિત્ત અશાંત નથી થતું. જે માન અપમાન, સુખ દુઃખ, મિત્ર શત્રુ, પ્રિય અપ્રિય વિગેરેના ધક્કાથી જેનું ચિત્ત વશ થઇ વર્તતું નથી પણ પોતાના ધ્યેય અનુસાર વર્તે છે તે ગુણાતીત કહેવાય છે. આ વાત સમજવા સ્ટીમરનું ને સુકાન, શઢ વિનાના વહાણનું દૃષ્ટાંત સારૂં છે. સુકાન, શઢ વિગેરે વિનાનું વહાણ દરીઆમાં હોય તે જેમ ધોરણ વિના મોજાં વશ હાલે ચાલે છે તેમ જગત રૂપી સાગરમાં રહેલ અજ્ઞાનીનું, ગુણવશ વાળાનું ચિત્ત જગતનાં આંદોલન વશ થઇ અહીં તહીં ભટકે છે, ધ્યેયને પહોંચતું નથી. ને સુકાન, સાધન, વિગેરેથી સંપન્ન જહાજ જેમ મોજાંથી પરાભવ ન પામતાં મોજાં વચ્ચે વહેતાં છતાં જેમ પોતાના ધ્યેય તરફ ગતિ કરી ધ્યેયને પહોંચે છે તેવું ગુણાતીતનું હોય છે. જેનું ચિત્ત પરાધીન હોય તે અજ્ઞાની. જેનું ચિત્ત સ્વાધીન હોય તે ગુણાતીત. પરાધીન ચિત્ત પરવશ વરતે છે. સ્વાધીન ચિત્ત સ્વવશ વરતે છે. જેમ ઘોડાને વશ ન રાખી શકનાર સ્વારને ભડકણુ ઘોડો જ્યાં ત્યાં લઇ જાય છે ને નાખી દે છે, તેમ ચિત્ત જેને વશ નથી તેનું ચિત્ત જીવાત્માને દુઃખમાં નાખે છે.

ચિત્તને વશ કર્યા સિવાય કરોડો ઉપાયે શાંતિ સાચું સુખ થાય જ નહીં.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यै तान्ब्रह्मभूयाय कल्पते ॥

અધ્યાય ૧૪ શ્લોક ૨૬

શબ્દાર્થ:-વળી જે મને એક નિષ્ટ ભક્તિ યોગથી સેવે છે તે એ ગુણોને ઓળંગી જઈ બ્રહ્મ ભાવ યોગ્ય થાય છે.

વિવેચનઃ-ચિત્ત જગતની ઝંખના કરે તો તેને પામે. પરમાત્માને જગતના ભોગ ઇચ્છયા શિવાય ઉપાસવા તે અવ્ય-ભિચારી ભક્તિ એટલે એક નિષ્ટા ભક્તિ કહેવાય છે. તેની ભક્તિથી ઉપાસક પરમાત્માને પામે જ.

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।
शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्ति कस्य च ॥

અધ્યાય ૧૪ શ્લોક ૨૭

શબ્દાર્થ:-કેમ કે અમૃત ને અવ્યય બ્રહ્મનું, શાશ્વત ધર્મનું, ને સંપુર્ણ સુખનું ધામ હું છું.



# અધ્યાય ૧૫ મો પુરૂષોત્તમ યોગ.

જગતમાં પ્રાણી માત્રની પ્રવૃત્તિના બે ભાગ પડે છે. (૧) ભોગ અર્થે પ્રવૃત્તિ (૨) મોક્ષ અર્થે પ્રવૃત્તિ. ભોગ માત્રનો જેમાં અભાવ છે, ને જેમાં સ્વસ્વરૂપથી જ આનંદ છે તે મોક્ષ દશા છે. જગતમાં ભોગ અર્થે પ્રવૃત્તિના માર્ગ બતાવનાર બહુ સાહિત્ય છે. પ્રાણી માત્રની પ્રવૃત્તિ ભોગ તરફ ઢળતી તે સ્વાભાવીક જેવી છે. અનેક જન્મના સંસ્કારથી પ્રાણી ભોગ તરફ ઢળે છે. ત્યાંથી વાળી પરમાત્મા તરફ દોરવા બહુજ પ્રયત્નની જરૂર છે. દયાળુ ભગવાન અર્જુનને પરમાત્મા તરફ ખેંચવા, અર્જુનને વિશેષ બોધ આ અધ્યાયમાં આપી પ્રયત્ન કરે છે. સંસાર, સંસારને ભોગવનાર જીવાત્મા ને પરમાત્મા એમ ત્રણ છે. જીવાત્મા સંસાર તરફ કે પરમાત્મા તરફ વળે છે. સંસાર અસ્થિર છે, વિકારી છે, વિનાશી છે. ને તેથી દુઃખદાતા છે, જે વસ્તુ અસ્થિર હોય તેનો આશ્રય ન લેવાય. તેના આધારે ન રહેવાય, કારણ તે નાશ પામતાં આશ્રય લેનાર આશ્રયહીન દીન થાય. પરમાત્મા સ્થિર છે. તેથી જીવાત્માનું સાચું આશ્રય સ્થાન સંસાર નહી પણ પરમાત્મા છે તે ભગવાન બતાવે છે.

સંસારનું ઝાડ રૂપે અશ્વત્થ એટલે પીંપળા રૂપે વર્ણન કર્યું છે. ઝાડમાં જેમ પાંદડા, ફુલ, ફળ, શાખા થડ, છાલ ભિન્ન ભિન્ન છતાં, તે બધાનો પરસ્પર ભેદ છતાં, ઝાડમાં તે સો ભેદ શમી ઝાડ એમ કહેવાય છે, તેમ આ સંસારમાં વિધ વિધ નામ રૂપ હોવા છતાં બધો સંસાર પ્રકૃતિરૂપ કહેવાય છે. સંસારને અશ્વત્થ સાથે એટલા માટે સરખાવેલ છે કે શબ્દ 'અશ્વત્થ' નો અર્થ કાલે પણ ન રહે તેનો થાય છે. અનિત્ય ને ક્ષણભંગુર એવો અર્થ થાય છે. સંસાર પણ તેવો છે. પ્રતિક્ષણ સંસારના પદાર્થ વિકારવશ વિનાશને

પામતા જ જાય છે. સંસારના પ્રત્યેક પ્રાણી પદાર્થને કાળ પ્રતિ ક્ષણુ ગળતો જાય છે. વસ્તુના થતાંની સાથે જ તેનો વિનાશ શરૂ થાય છે. જેમ દીવાની જ્યોતિ પ્રત્યેક ક્ષણે તેલનો નાશ કરે છે, જેમ નદીનું વ્હેતું જળ પ્રત્યેક ક્ષણે એક જગાએ નવીન આવે છે, તેમ સંસારમાં સર્વ પ્રત્યેક ક્ષણે વિકાર ને વિનાશ વશ થાય છે. હાવે ભગવાન કહે છે.

उर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥

અધ્યાય ૧૫ શ્લોક ૧

શબ્દાર્થઃ–ઉંચું જેનું મૂળ છે, નીચે જેની શાખા છે, એવું કદી નાશ ન પામે એવું અશ્વત્થ વૃક્ષ કહેવાય છે. જેનાં પાંદડા વેદના છંદ છે. તેને જે જાણે છે તે જ વેદવેત્તા છે. સંસાર ઉત્પન્ન થયો પરમાત્માથી તેથી સંસારનું મૂળ આદિ કારણુ ઉપર અથવા ઉંચું કહ્યું. ને તે પરમાત્માથી સચરાચર જગત શાખા પ્રશાખા રૂપે નીચું હલકું પ્રસર્યું છે. કહેવાય છે કે વૃક્ષ પાંદડા દ્વારા વાયુ ખેંચી ઝાડને જીવતું રાખે છે. પાંદડાં વૃક્ષને ઢાંકી વૃક્ષનું રક્ષણુ કરે છે, વૃક્ષને ટકાવી રાખે છે.

આ સંસારરૂપી વૃક્ષ સકામ કર્મથી બન્યે રહે છે. વે સકામ કર્મ કરવાની વિધિ બતાવનાર વેદના મંત્રો ને છંદ કહ્યા છે. એટલે આ સંસાર વૃક્ષને ટકાવી રાખવામાં તે મંત્રો પાંદડારૂપ છે. વેદના છંદ એ શબ્દથી ભ્રમમાં ન પડવું. સંસાર ભોગરૂપ છે. વિધવિધ જીવાત્માને ભોગ ભોગવવા જ આ સંસાર છે. ને તે વિધવિધ જીવોના સકામ સંકલ્પથી ને ક્રિયાથી ઉત્પન્ન થએલ છે. સકામ કર્મો જ સંસારને ટકાવી રાખવાનાં કારણુ છે. પછી તે સકામ કર્મ વેદમાં કહ્યાં હોય કે બીજા કોઇ ગ્રંથમાં કહેલ હોય. ભાવાર્થ એ છે કે સકામ

કર્મથી સંસાર વૃક્ષ બન્ધ્યે રહે છે. સંસાર ઉપર નીચે બંધે છે. ગુણથી વૃદ્ધિ પામેલ છે. ને વિષયોથી વ્હાલો લાગે છે. ને સકામ કર્મ કરાતાં રહેવાથી જીવતો રહે છે.

વળી ભગવાન કહે છે.

नरूपमस्येह तथोपलभ्यते नान्तो न चादिर्न च संप्रतिष्ठा।
अश्वत्थमेनं सुविरुढमूल मसङ्गशस्त्रेण दृढेन छित्वा ॥

અધ્યાય ૧૫ શ્લોક ૩

ततः पदं तत्परिमार्गितव्यं यस्मिनगता न निवर्तन्ति भूयः
तेमव चाद्यं पुरुषं प्रपद्य यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥

અધ્યાય ૧૫ શ્લોક ૪

*શબ્દાર્થઃ—અહીં તેનું (સંસારનું) સ્વરૂપ સમજાતું નથી.* આદિ, અંત ને તેની સ્થિતિ (સમજાતી નથી) એવાં ઉંડાં મૂળવાળા અશ્વથ રૂપી સંસારને દૃઢ અસંગ શસ્ત્રથી છેદીને; પછી તે પદની શોધ કરવી કે જેમા ગયેલા ફરી પાછા ફરતા નથી. જે (પરમાત્મા) થી આ આદિ પ્રવૃત્તિ શરૂ થએલી છે તે જ આદિ પુરૂષને હું શરણે જઉં છું (એ ભાવના રાખવી)

વિવેચનઃ—આ બે શ્લોક મુમુક્ષુની બધી મુંઝવણુ, બધા તર્ક વિતર્કનો ઉકેલ કરે છે. બધા વાદ વિવાદને આ બે શ્લોક બંધ કરે છે. જેને સંસારથી તરવાની જ ઇચ્છા છે તેને આ બે શ્લોક પાકા આધાર છે. બાકી જેને ખંડન મંડન કરવાં છે તેને તો કશાથી શાંતિ ન જ થાય. આપણે છીએ. હું નથી એવું તો કોઇ ન જ કહે. આપણી નજર રાત દિન સંસાર તરફ જાય છે. આ શું છે, કેમ છે, ક્યાંથી છે, કયારનું છે. શી રીતે આપણે તેને ભોગવીએ એવા તર્કોમાં ને તેની મહેનતમાં અનેક જીવોના અનેક અવતાર વહ્યા ગયા. ખાતાં પેટ પુરાય છે. મન ધરાતું નથી. વિષય

ભોગવતાં શરીર ને ઇંદ્રિયો ઘસઈ ઘસઇને મરે છે પણ મન ધરાતું નથી. આ સંસાર મપાતો નથી. આખા જગતના બધા ભોગો સામટા એક જીવને મળે તો પણ તેનું મન બીજી ક્ષણે ભુખ્યું જ રહે છે. કરોડો ભોગો ભોગવે મન તૃપ્ત થતું જ નથી. એનું કારણ એ છે કે હું વાચક જે આત્મા છે તે પોતે સંસારથી અસંગ છે. સંસારનો પોતે જાતે સ્પર્શ કરી શકતો નથી. ખાતાં પેટ પુરાય છે–ધરાય છે પણ આત્માને તો અન્નનો સ્પર્શ શુદ્ધાં થયો નથી. જેમ મંદીરની પ્રતિમાને અનેક ભોગ ધરાવ્યા છતાં કદી તે ધરાતી નથી. કારણ તે ખાઇ શકતી નથી. તેમ આત્મા ભોગ માત્રથી, સંસારથી અસંગ હોવાથી ભોગથી કદી ધરાતો નથી. તેમ તેની ઇચ્છા પણ શમતી નથી. એ તો જ્યારે તે સમજે કે આ સંસાર બાજીગરના ખોટા રૂપીઆ જેવો જોવા માત્ર ને જુઠો છે, સ્વપ્નના મિષ્ટાન્ન જેવો દેખવા માત્ર છે, ને ઝાંઝવાનાં નીર જેવો આભાસ માત્ર છે, ને હું સત્ય છું ને સંસાર અસત્ય મિથ્યા વિકારી ને વિનાશી છે, ત્યારે જ સંસારથી પાછો પળે. સંસારનું નિરૂપણ થઇ શકતું નથી. દેખાય છે. હાથમાં આવતું નથી. અખા ભગતે સંસાર જે માયાનું કાર્ય હોવાથી, પરમાત્માની માયાનું કાર્ય હોવાથી માયામય છે તેને ઉપમાથી સારી રીતે નીચેની લીટીઓમાં સમજાવી છે.

'અખા માયા કરે ફજેત, ખાતાં ખાંડ ને આવતાં રેત.' આ અખાની ઉપમાં તદ્દન સાચી છે. આ સંસારના ભોગો ખાતાં ખાંડ જેવા ને ચાવતાં રેત જેવા છે. સંસારના તમામ ભોગો ,ભોગના વિચારમાં સુંદર, સુખદ, આકર્ષક લાગે છે. ને પરિણામમાં અનંત દુઃખોથી ભરેલા અનુભવાય છે. કપિલ ભગવાને સાંખ્ય શાસ્ત્રમાં છેવટના ભાગમાં કહ્યું

છે કે આ દસ્ય ગમે તેમ હો, ગમે તે રીતે હો પણ આત્મા અસંગ છે એ સમજી શ્રેય સાધવું. માયામય સંસારને ચુંથતાં કંઈ શૂરા ને કંઈ પંડીતો ચુંથઇ ગયા તેનાં નામ નિશાન નથી. સંસારનો પાર નહી પમાય. હું આત્મા છું ને અસંગ છું એ જ ભાવનાથી સંસારથી છુટાય. સંસારથી અસંગ થતાં ને તેથી સંસારનાં દુઃખથી દુઃખી થતાં લાખો ઉપાયે તે દુઃખોનો નાશ થવાનો નથી. આત્મા અસંગ છે એ વાત સત્ય છે. ને તેના સેવનથીજ આત્માના અનંત દુઃખોનો પળમાં નાશ થાય છે, આત્મા અસંગ છે તેથી જ જન્મ, મરણ ને દુઃખથી નિર્લેપ છે. જેમ પર્વત ઉપર ઉભેલો સાગરને જોતો પુરૂષ સાગરનાં મોજાંથી બીતો નથી, તેમ અસંગ આત્મા સંસારથી ભય પામતો નથી. જીજ્ઞાસુએ વારંવાર ભાવના કરવી કે હું અસંગ છું. સંસારનાં સુખદુઃખનાં મોજાં શરીરને લાગે છે, બુદ્ધિને છેવટે પહોંચે છે. પણ આત્માનો સ્પર્શ કરી શકતાં નથી.

આત્માને સંસારથી અસંગ કરી તે આત્માએ ક્યાં જવું. પરમાત્મા ને જગત વચ્ચે અધ્ધર રહેવું ? ના. જેનાથી આ અનાદિ સંસાર ઉપજેલો છે તેવા પરમાત્માનું શરણું લઇ તે પરમાત્માને શોધવા, તેમનો આશ્રય લેવો. તે પરમપદમાં રહેવું જ્યાં સંસારનાં દુઃખનો ભય લેશ ન હોય. અમુક નામ કે રૂપવાળા પરમાત્મા નથી. અમુક લોકમાં પરમાત્મા નથી. આ બધું દસ્ય જેમાંથી ઉત્પન્ન થયું છે, ને અંતે જેમાં શમે છે તે પરમાત્મા. આ બધું નાશ પામતાં જે બાકી રહે છે, ને જે કદી નાશ પામતું નથી તે પરમાત્મા. એ પરમાત્માનું પછી ગમે તે નામ આપો.

હાવે તે પરમાત્માને પામવાનું સાધન કહે છે.

વિવેચનઃ—આકાશમાં નજર કરતાં જે ગ્રહો નક્ષત્રો જણાય છે તેમાં એકેય સ્થિર નથી. સ્થિર કહેવાતો ધ્રુવ પણ ગતિમાન અસ્થિર છે. કોઇ લોક અવિચળ અવિનાશી નથી. મુમુક્ષુ ન માને કે અમુક લોક અવિનાશી છે ત્યાં અવતરીશું ને ત્યાંથી ફરી જન્મવા મરવાનું નહી રહે. જેને નામ ને રૂપ છે તે તો બધાય મરવાના જે શરીર જન્મ્યા છે તે મરવાનાં. જે આકારવાળુ છે તે નાશ પામવાનું. કોઇ એવી ભૂમિ નથી, કોઇ એવો દેશ નથી જે અમર હોય. જે અવિનાશી છે તે પરમાત્મા છે. જે અમર છે તે આત્મા છે. ને તે પ્રાણી પદાર્થ માત્રમા વ્યાપક છે. પ્રાણી પદાર્થ નાશ પામતાં જે નાશ નથી પામતા તે જ પરમપદ, તે જ પરમધામ, તે જ પરમાત્મા. જે દેશ કે ભૂમિ કે લોક એક જગાએ છે ને બીજે નથી એટલે જે પરિમીત છે તે વિનાશી જ હોય તે અક્ષરધામ ન જ હોય. સ્વર્ગ, વૈકુંઠ, સત્યલોક, ને બીજા જે કોઇ લોક કહેવાતા હોય તે બધાય કાળ આવે કાળના કોળીઆ થવાના છે.

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।

मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥

અધ્યાય ૧૫ શ્લોક ૭

શબ્દાર્થ.—મારો જ સનાતન અંશ જીવલોકમાં (એટલે સંસારમાં અથવા જીવનો લોક શરીર તેથી શરીરમાં) જીવ થયેલો છે તે પ્રકૃતિમાં રહેલી છઠ્ઠા મન સહિત પાંચ ઇંદ્રિયોને આકર્ષે છે.

વિવેચન—જેમ વ્યાપક આકાશ ઘડામાં રહેવાથી ઘટાકાશ કહેવાય છે તેમ વ્યાપક પરમાત્મા શરીરમાં રહેવાથી જીવાત્મા કહેવાય છે. જેમ ઘડાના આકાશને વ્યાપક આકાશ સાથે ભેદ ઘડાથી છે તેમ આત્માને પરમાત્માથી ભેદ શરીરરૂપ

ઉપાધી છે. મરણથી સ્થુલ શરીર નાશ પામે છે. સૂક્ષ્મ શરીર નાશ પામતું નથી. સૂક્ષ્મ શરીર નાશ પામે તો આત્મા પરમાત્મા વચ્ચે અંતર કરનાર કોઇ રહે નહીં. સૂક્ષ્મ શરીર ભોગ વાસનાથી બનેલ છે. જ્યાસુધી ભોગની વાસના હોય ત્યા સુધી તે શરીર જીવતું રહે છે, તે શરીર અગ્નિથી ન બળે, ઝેરથી ન મરે, પાણીમા ન ડુબે, અસ્ત્ર શસ્ત્રથી ન મરે. વાસના નાશ થાય, ભોગ ઇચ્છા મરી જાય તો તે મરે.

પરમાત્મા, પુરૂષ, બુદ્ધિ, અહંકાર, મન, પાચ કર્મેંદ્રિય, પાચ જ્ઞાનેંદ્રિય, પાચ તન્માત્રારૂપ વિષયો, પાચ મહાભૂત એમ પચ્ચીસ તત્વ શરીરમા છે. તેમાથી મરણથી તો પાચ મહાભૂતનો જ નાશ થાય છે. બાકીના ૨૦ રહે છે તેમા પુરૂષ કહેતાં જીવ પાચ કર્મેંદ્રિય, પાચ જ્ઞાનેદ્રિય, પાચ તન્માત્રા, મન, બુદ્ધિ ને અહંકાર એ અઢાર સહિત એક શરીર ત્યજી બીજા શરીરમા જાય છે જીવતું સાચું ને નિત્યનું શરીર એ અઢારનું બનેલું છે એ અઢારેય ભોગ ઇચ્છાથી ભોગ ભોગવવા ઉભા થયા છે એ અઢારેય પ્રકૃતિના બનેલા છે.

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।

गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥

અધ્યાય ૧૫ શ્લોક ૮

શબ્દાર્થ.–ઇશ્વર કહેતાં જીવાત્મા જ્યારે શરીર પામે છે અને જ્યારે ( શરીરથી ) બહાર જાય છે ત્યારે વાયુ જેમ સ્થાનમાથી ગધ લઇ જાય છે, તેમ એમને લઇને જાય છે ( એમને એટલે મન સાથે ઇંદ્રિયોને. )

વિવેચન–જેમ વાયુ સુગંધી કે દુર્ગંધીવાળા સ્થાનમાથી પસાર થતા સુગંધ કે દુર્ગંધ વાયુ સાથે જાય છે, તેમ જીવાત્મા ભોગેચ્છાવાળો હોવાથી એક શરીર છોડી જતા મન

ઇંદ્રિયો વિગેરે ભોગનાં સાધનો તેની સાથે જાય છે. ને તે બધાં સાથે તે બીજા શરીરમાં પ્રવેશ કરે છે.

હાવે ભોગ શી રીતે ભોગવાય છે તે કહે છે =

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥

અધ્યાય ૧૫ શ્લોક ૯

શબ્દાર્થ:-કાન, આંખ, ત્વચા, જીભ, ને નાક ને મન તેમનો અધિષ્ટાતા થઇ તે વિષયોને ભોગવે છે.

વિવેચનઃ-પાંચ ઇંદ્રિયોના પાંચ વિષયો તે ઇંદ્રિયોનો આશ્રય લઇ ભોગવી શકાય. માણુસ ઇંદ્રિયોના વિષયો કદાચ ત્યજી શકે. પણ મનના મોહ ત્યજવા કઠણ છે. કંચન ને કામીની એમાં જગતનાં ભોગ શમે છે. તે બન્ને ત્યજનાર માન, અપમાન, ઇર્ષા, દ્વેષ એ વિગેરેને ત્યજી શકતો નથી. ઇંદ્રિયો સહિત મન સાથે એક રૂપ જેવો, જ્યારે જીવ થાય છે ત્યારે જ તે ભોગ ભોગવી શકે છે. આત્મા સ્વસ્વરૂપને ભૂલ્યા શિવાય તેથી જ ભોગો રસ સહિત ભોગવી શક્તો નથી. તેથી *ભોગ ભોગવવામાં જે મશગુલ છે તે આત્મપદથી ચ્યુત છે.* અમે બ્રહ્મ છીએ, ભોગ ભોગવતાં અમને નિર્લેપને કશું નથી તેવા બકનાર બ્રહ્મરૂપ થયા જ નથી પણ વિષયના રાંક કીડા છે. ને વાસ્તવીક રીતે પોતાને ને દેખાવમાં બીજાને છેતરે છે.

उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥

અધ્યાય ૧૫ શ્લોક ૧૦

શબ્દાર્થ:-(શરીરમાંથી) બહાર નિકળતા, અથવા (શરીરમાં) સ્થિતિ કરી રહેલ, અથવા ગુણોથી યુક્ત થઇને

ભોગ ભોગવતા જીવને મોહથી મૂઢ થએલ જોતા નથી. પણ જેને જ્ઞાનરૂપી ચક્ષુ છે તે જુવે છે ( જાણે છે. )

વિવેચનઃ-વાસ્તવીક જીવ જેવી આત્માથી બીજી કોઇ વ્યક્તિ નથી. શરીરમાં ભોગેચ્છાથી સ્થિતિ થતાં આત્મા જ જીવ સંજ્ઞા પામે છે. ને ભોગેચ્છા પૂર્ણ કરવાનું સાધન સૂક્ષ્મ શરીર એક શરીર છોડી બીજા શરીરમાં જાય છે અથવા શરીરમાં રહી ભોગ ભોગવે છે તે બધી ક્રિયાને આત્મા પોતાની માની કર્તા ભોક્તાપણું પોતાનું માને છે. ને એક શરીરમાંથી બીજા શરીરમાં ગતિરૂપ જન્મ મરણ પણ પોતાનાં જ માને છે. એ જ બંધ છે. ભોગેચ્છા મરવાથી વાસના મરે. વાસના મરતાં સૂક્ષ્મ શરીર મરે ને તે મરતાં સ્વસ્વરૂપમાં સ્થિતિ રહે તે જ અખંડ શાંતિ, તે જ આનંદ, તે જ મોક્ષ

હાવે શ્રીકૃષ્ણ પ્રભુ પરમાત્માનું સ્વરૂપ કહે છે. અમુક દેશમાં, અમુક રૂપવાળા, અમુક શક્તિવાળા, અમુક આભુષણ-પહેરેલા, અમુક નામના જ પરમાત્મા ને બીજા નહી એ યથાર્થ વાત નથી. પરમાત્મા અમુક પંથના કે મતના નથી. કીડીથી માંડી બ્રહ્મા પર્યંત સર્વના દેહમાં સમાન પણે રહેલા, ને દેહનો નાશ થતાં પણ જે સદા સ્વસ્વરૂપમાં રહેનારા, જેમને વિધવિધ દેહો જાણતા નથી પણ જે વિધવિધ દેહોને જાણે છે, જે દેહોમાં રહેતાં દેહ માત્રને સત્તા સ્ફુર્તિ આપે છે, તે પરમાત્મા છે.

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥

અધ્યાય ૧૫ શ્લોક ૧૨

શબ્દાર્થઃ-સૂર્યમાં રહેલ જે તેજ આખા જગતને પ્રકાશ કરે છે, જે ચંદ્રમાં ને અગ્નિમાં તેજ છે તે તેજ મારૂં છે એમ જાણ.

સર્વ વેદથી જે જાણવાનું છે તે હું જ છું. વેદાન્તનો કર્તા હું છું. ને વેદનો જાણનાર હું છું.

વિવેચનઃ—જડ ને ચેતન એ બે જગતમાં છે. જગતના ગ્રંથો ભોગ ને મોક્ષના વિવેચન કરનારા છે. તે ગ્રંથોને જડ એવાં મડદાંએ નથી કર્યાં. શરીર દ્વારા ચેતન વડે થએલ છે. તેથી જેમ કલમથી લખાતાં છતાં લેખક કલમ નથી પણ લેખક તો જીવતું પ્રાણી છે, તેમ બધું પરમાત્માથી જ થાય છે.

પ્રાયશઃ ભોગ કર્મને જણાવનાર વેદ કહેવાય છે. ને મોક્ષ જણાવનાર વેદાંત કહેવાય છે. બ્રહ્માંડના ગમે તે દેશમાં, ગમે તે પંથમાં આ બે જ પ્રકારના ગ્રંથો હોય છે. ભગવાન કહે છે એ બધાં મારા ચેતન સ્વરૂપ અધિષ્ટાતા હોવાથી જ બનેલ છે. તેમ ચેતન સ્વરૂપથી જ શરીર દ્વારા તે જણાય છે. તેથી તેમનો કર્તા જ્ઞાતા વાસ્તવીક હું છું. ટુંકમાં સર્વ મારાથી છે. સર્વ મારા સ્વરૂપ છે.

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षर सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥

અધ્યાય ૧૫ શ્લોક ૧૬

શબ્દાર્થઃ—લોકમાં (એટલે બ્રહ્માંડમાં અથવા જગતમાં) ક્ષર ને અક્ષર એમ બે પુરુષો છે. સર્વ ભૂત ક્ષર છે. ને જે કૂટસ્થ છે તે અક્ષર કહેવાય છે.

વિવેચનઃ—જડ, ને જીવ બે જગતમાં છે. જડ નાશવંત છે તેથી ક્ષર છે. જીવ વિનાશી નથી, તેથી અક્ષર કહેવાય છે. નામ રૂપવાળું જડ છે. ને તે વિકારી ને વિનાશી છે. જડનો પણ આત્યંતિક નાશ નથી. એક નામરૂપ ત્યજી બીજા નામ રૂપવાળું થાય તેને આપણે નાશ [illegible]

વીક રીતે બ્રહ્માડની કોઈ પણ વસ્તુનો આત્યતિક નાશ નથી હવે એ જડ ને જીવનો નાશ નથી તો તેનુ મૂળ શુ છે, તે બન્નેનુ છેવટ અવિકારી અવિનાશી સ્વરૂપ શુ છે તે ભગવાન કહે છે

उत्तमः पुरुषस्त्वन्य परमात्मेत्युदाहृत ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वर ॥

અધ્યાય ૧૫ શ્લોક ૧૭

શબ્દાર્થ—પરતુ જે ઉત્તમ પુરૂષ છે તે તો અન્ય એટલે બીજો છે તે પરમાત્મા કહેવાય છે જે ત્રણ લોકમા પ્રવેશ કરી અવ્યય ઇશ્વર પોષણ કરે છે

વિવેચન—આ ગભીર જ્ઞાન ચાને છે વાચક અહી તર્ક વિતર્ક ન કરીશ ભગવાન કહે છે જડ, ને જીવ એ બન્નેમા બન્નેથી જુદી જે સત્ ને શ્રેષ્ટ વસ્તુ છે તે પરમાત્મા છે જડનો નાશ થતા જે છેવટ રહે છે તે પણ પરમાત્મા છે ને જીવને જ્ઞાન થતા જે છેવટ શુદ્ધ સ્વરૂપ છે તે પણ પરમાત્મા છે જડ સ્વરૂપે પણ પરમાત્મા જ થયા જીવ સ્વરૂપે પણ પરમાત્મા થયા નાટકમા જેમ મડદારૂપે પણ જીવતો મનુષ્ય પાઠ કરે છે, નારી રૂપે પણ મનુષ્ય પાઠ કરે છે, તેમ આ જગતમા જે કઇ છે તેનું વાસ્તવીક મૂળ સ્વરૂપ, અત સ્વરૂપ જે છે તે પરમાત્મા છે પરમાત્મા શિવાય ઇતર વાસ્તવીક કોઇ છે નહી એક પરમાત્મા જ અનેકરૂપે ભાસી રહ્યા છે પરમાત્મા સિવાય પ્રથમ કઇ અન્ય ન હતુ તો બીજાના ભળ્યા સિવાય પરમાત્મામાથી જે થયુ તે પરમાત્મ સ્વરૂપ જ હોય એક જ પરમાત્મા પોતાની શક્તિથી અનેકરૂપે ભાસી રહ્યા છે અનેકરૂપે થઇ રહ્યા છે, જેમ એક જ ખેલાડી જુદે જુદે સમયે અનેક પાઠ

ભજવે છે, તેમ પરમાત્મા એક જ સમયે અનેકરૂપે ખેલ ખેલી રહ્યા છે. ને તે તેમની વિશેષતા છે.

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ।

અધ્યાય ૧૫ શ્લોક ૧૮

શબ્દાર્થઃ–હું ક્ષરથી અતીત છું તેમ અક્ષરથી પણ ઉત્તમ છું તેથી લોકમાં ને વેદમાં હું પુરૂષોત્તમ કહેવાયલો છું.

વિવેચનઃ–ક્ષર કહેતાં નાશવંત. નામ ને રૂપ ત્યજવાથી ને બીજું ધરવાથી વિકારી ને વિનાશી કહેવાતું જડનું અતીત છેવટનું જે અવિકારી ને અવિનાશી સ્વરૂપ, ને અક્ષર એવા જીવનું જે ઉત્તમ શુદ્ધ વાસના રહિત સ્વરૂપ, તે હું છું. હું પુરૂષોત્તમ પરમાત્મા છું

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥

અધ્યાય ૧૫ શ્લોક ૧૯

શબ્દાર્થ–જે સારી રીતે મોહ રહિત થએલ એ પ્રમાણે મને પુરૂષોત્તમને જાણે છે તે સર્વ જાણનાર હે ભારત! સર્વભાવથી મને ભજે છે.

વિવેચનઃ–પરમાત્મા જ સર્વનું વાસ્તવ સ્વરૂપ છે. તેથી જડ, ચેતન સર્વ પરમાત્મ સ્વરૂપ છે એ જાણી પ્રાણીમાત્રને વાસુદેવ સ્વરૂપ જાણનારની પ્રત્યેક ક્રિયા તે પરમાત્માની ભક્તિ જ છે. સઘળું બ્રહ્મ છે. સઘળું ભગવત સ્વરૂપ છે. એ જ્ઞાન છેવટનું ને સાચું છે. પ્રાણીમાત્રને, જડ ચેતન સર્વને પરમાત્મ સ્વરૂપ જાણવાથી સર્વ સ્વરૂપ પરમાત્માની સાચામાં સાચી સેવા થાય છે. શ્રેષ્ટમાં શ્રેષ્ટ જ્ઞાન આ છે.

તેથી જ એને જાણનાર સર્વ જાણનાર કહેલ છે. મોક્ષ શાસ્ત્રમાં આથી વિશેષ જાણવાનું કશું નથી. ને ભેગ શાસ્ત્ર તો માયામય છે. મુમુક્ષુને ત્યાજ્ય છે.

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।

एतद् बुध्द्‌ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥

અધ્યાય ૧૫ શ્લોક ૨૦

શબ્દાર્થઃ–હે નિષ્પાપ અર્જુન ! મેં તને છાનામાં છાનું આ શાસ્ત્ર આ પ્રમાણે કહ્યું. તે જાણીને હે ભારત બુદ્ધિમાનને કૃત કૃત્ય થવાય.

વિવેચનઃ–સર્વ શાસ્ત્રોનો નિચોડ આ અધ્યાયમાં કહ્યો છે. સુંદર વિચાર શૈલીથી ભગવાન મોરલીધરે જડ, જીવ ને પરમાત્માને સઘળું પરમાત્મ સ્વરૂપ છે એમ સમજાવ્યું છે. મુમુક્ષુ નિષ્પાપ થાય. વાસના રહિત થાય ને સઘળું જગત પરમાત્મ સ્વરૂપ છે એમ જાણી આનંદમાં વિચરે. હરિઃ ૐ તત્ સત્.

# અધ્યાય ૧૬ મો દૈવી આસુરી સંપત્તિ લક્ષણ.

ગીતામા અત્યાર સુધી પ્રતિપાદન કર્યું કે આખુ બ્રહ્માંડ પ્રકૃતિનુ કાર્ય છે શરીર ઇંદ્રિયો, ને અંતઃકરણ જેનાથી ક્રિયા માત્ર થાય છે તે પણ પ્રકૃતિનુ કાર્ય છે પુરુષ વાસ્તવીક રીતે અકર્તા ને અભોક્તા છે નિત્ય છે ને મુક્ત છે પ્રકૃતિ અનુસાર કર્મ થાય છે કર્મ અનુસાર પ્રકૃતિ બંધાય છે. પ્રકૃતિ વશ આખો સંસાર છે એ પ્રકૃતિ સત્વ, રજસ, ને તમસ એમ ત્રણ ગુણમયી છે પ્રાણી માત્રનુ શ્રેય કાં તો ભોગ હોય છે અથવા મોક્ષ હોય છે તો કયી પ્રકૃતિની ક્રિયાથી મોક્ષ મળે ને કયી પ્રકૃતિની ક્રિયાથી ભોગ અર્થે જન્મ મરણના ચક્રમા ભમવુ પડે તે જણાવવા ભગવાન પ્રકૃતિના બે ભાગ પાડે છે મોક્ષદાતા પ્રકૃતિને દૈવિસંપત્ ને જન્મ મરણ આપનાર પ્રકૃતિ આસુરી સંપત્ સત્વગુણ પ્રધાન દૈવિસંપત્ કહેવાય છે રજો ને તમોગુણ પ્રધાન આસુરી સંપત્ કહેવાય છે સત્વગુણથી જ્ઞાન ને સુખ થાય છે સામાન્યત સાગરમા ફરનારા વહાણ સાધન સંપન્ન (સુકાન, શઢ યંત્ર વિગેરે) ન હોય તો તેમની ગતિ સાગરના મોજા ને પવનાધીન હોઈ વિનાશને પામે છે તેમ શરીર સંસારરૂપી સાગરમા છે તેમાં જ્ઞાન, વિવેક, વૈરાગ્ય વિગેરે ન હોય તો તે પણ અહી તહી ભટકી વિનાશ પામે સત્વગુણના સેવન વિના સુખ શાંતિ ને આનંદ થવાના નથી તેથી મુમુક્ષુએ સત્વગુણી પુરુષોનુ, સત્વગુણી પદાર્થોનુ, સત્વગુણી વાચન ને વિચારોનુ, સત્વગુણી જગાનુ, ને બીજા જેના સંસર્ગમા આવવુ પડે તે બધામા સત્વગુણીનુ મનન રાખવુ, જેથી પોતાની ચિત્ત પ્રકૃતિ સત્વગુણી થાય

સત્વગુણ એટને આળસ, પ્રમાદ, મોહ ને નિદ્રા આપનાર નહી સત્વગુણ તો જ્ઞાન, આરોગ્યતા, આનંદ, પ્રેમ,

શાંતિ, સુખ, કર્તવ્ય પરાયણતા, ને દૈવી ગુણોનો દાતા છે. જ્ઞાન વિના-સાચી સમજણ સિવાય શાંતિ આવવાની નથી મોહ ટળ્યા શિવાય જ્ઞાન ન થાય. વિચાર વિના મોહ ન ટળે. ને સત્વગુણ હૈયામાં વરયા સિવાય વિચાર-સારાસાર વિચાર, વિવેક યુક્ત વિચાર ન જ સ્ફુરે.

આ અધ્યાયમાં ભગવાન દૈવિ સંપતના ને આસુરી સંપતના લક્ષણ કહેશે. આપણે દૈવિ સંપતના કહેલ લક્ષણ ધરીએ. આસુરી લક્ષણ છોડીએ. સમજ્યા વિના માળા ફેરવ્યાથી,"દેવ દર્શનથી, દાનથી, તિર્થથી, તપથી, કંઇ વળવાનુ નથી પોતાનુ ચારિત્ર્ય ફર્યા શિવાય," પોતાનો સ્વભાવ ફર્યા સિવાય લાખો ઉપાયે પોતાને સુખ થવાનું નથી. ટોલ, છબલીકાં વગાડે, ભજન ગાયે, લોકના આપેલા પૈસાથી મોજ માણે, કથા વાર્તા ને વ્યાખ્યાન કરે, ને લોકની આપેલી વાહવાહ ને કીર્તિથી ભગવાન મળવાના નથી. આકાશમા અદ્ધર ઉડતો હોય, અનેક ચમત્કાર કરતો હોય, બહુ યાદ શક્તિવાળો હોય, બહુ શાસ્ત્રો જાણનાર હોય, સારો કથાકાર ને કવિ હોય, વીર હોય પણ ચારિત્ર્યહીન હશે, વૈરાગ્યહીન હશે, દૈવિ ગુણરહિત હશે તો કદી તેને સુખ શાંતિ કે આનંદ થવાના નથી. વાંચક દવિ ગુણ તારામાં ન હોય તો તું પોતાને અપૂર્ણ માનજે. **લાખ માળા ફેરવ્યા કરતાં એક ખોટો સ્વભાવ ફેરવવો એ વધારે લાભકર્તા છે.** મનુષ્યે પોતાનું એક ખોટું લક્ષણ લેવું ને તેને જડ મૂળથી કાઢવું. પછી બીજું એમ કરતાં શુદ્ધ ચારિત્ર્યવાન થવું. ચારિત્ર્ય એ પરેજી છે. ભજન કીર્તન વિગેરે સાધન ભવરોગનું ઔષધ છે. પરેજી વિના ઔષધ ફળતું નથી. ને ઉલટું નુકસાન કરે છે. દૈવિ ગુણો આગ્રહ પુર્વક સેવ્યા સિવાય જે કંઈ કરશું તે અફળ જવાનું છે. શુદ્ધ, નિષ્કલંક ચારિત્ર્ય તેજ સંપત્ છે. તે જ ધન છે. તે જ

વાળી મનને આત્મામાં જોડવું. પરમાત્મામાં મન જોડવાના અભ્યાસ સિવાય ઇંદ્રિયોનો નિગ્રહ શકય નથી. જેમ જેમ નિષ્કામ કર્મમાં અથવા પરમપદ પ્રાપ્ત કરવાના કોઇ પણ સાધનમાં મન જોડાતું જશે તેમ તેમ ઇંદ્રિયોનો નિગ્રહ થતો જશે. નિષ્કામ કર્મ તે માટે સર્વોત્તમ ઉપાય છે તેથી જપ, તપ, દાન, કે કર્મ નિષ્કામ કરવામાં મશગુલ રહેવું.

યજ્ઞ–અનેક પ્રકારનાં છે. પોતાનાં સાધન ને શક્તિને પર હિત અર્થે વાપરવાં તે યજ્ઞની વ્યાપક વ્યાખ્યા છે. અનેક યજ્ઞોમાં જપ યજ્ઞ એ સૌથી સ્હેજે થઇ શકે તેવો યજ્ઞ છે. માટે સાધન સંપત્ હોય તો બીજા યજ્ઞ કરતાં છતાં મનને સદા કોઇ ને કોઈ ભગવાનના નામના જપ યજ્ઞમાં જોડવું જેથી તે નવરૂં ન પડે. ને સંકલ્પો કરી અશાંતિ ઉભી ન કરે.

સ્વાધ્યાયના બે અર્થ છે. જપ, ને વેદનું પારાયણ. સ્વાધ્યાય એટલે જપ એ સર્વને લાગુ પડે તેવો અર્થ છે.

તપ–કાયીક, વાચીક ને માનસીક એમ ત્રણ પ્રકારનાં છે તે આગળ ભગવાન કહેશે.

આર્જવ કહેતાં સરળતા. જે હૈયામાં હોય તે પ્રમાણે બોલાય ને તે પ્રમાણે વર્તાય એ આર્જવતા છે. તેથી વિરુદ્ધ કુટિલતા છે.

અહિંસા–પરને દુઃખ દેવું તે હિંસા, હિંસા અહિંસા માટે બહુ મતભેદો છે. અમુક શાક ખાવામાં પણ કોઈ હિંસા માને છે. જીવને મારવું તેને કોઇ હિંસા માને છે. પ્રાણી માત્ર નિત્ય તેવી હિંસા તો કરે છે. શ્વાસ લેતાં જ કેટલાય વાયુકાય જીવ મરે છે. આપણા શરીરમાં અસંખ્ય જીવો છે. એક ઉપવાસથી કેટલાય જીવ મરે છે. એ બધી હિંસા મનાય તો તો જીવવું એજ હિંસા છે. મા પુત્રને દીવાને અડકતાં વારે, ન વરે તો શિક્ષા કરે તે હિંસા નથી, અનાજ ખાવું,

શાકપાન ખાવું, તે હિંસા નથી. ખુનીને ફાંસી દે તે હિંસા નથી. પોતાના સાધન, ધર્મ સંપત્તિ ને પ્રાણનું ને હકનું પરથી રક્ષણ કરવું, ને તેમ કરતાં સામો હથીઆર ઉપાડી હલ્લો કરે તો યુદ્ધ કરવું તે હિંસા નથી.

હિંસા અહિંસાનો ભેદ બહુ સમજવા જેવો છે. અહિંસા વીરનું લક્ષણ છે. અર્જુન યુદ્ધમાં ઉભા છે. શ્રીકૃષ્ણ તેને અહિંસા ધર્મ પાળવાનું પણ કહે છે. ને યુદ્ધ કર પણ કહે છે. યુદ્ધ એટલે હિંસા હોય તો તો ભગવાનનો ઉપદેશ પરસ્પર વિરૂદ્ધ જાય. યુદ્ધ એ હિંસા નથી. પોતાના હક, પોતાની સંપત, પોતાના સિદ્ધાંત, પોતાનો ધર્મ, ને પોતાના સ્વજન તેને અન્ય અધર્મે કરી બળજોરીથી હણવા કે હરવા આવે તો મરણાંત સુધી તેની સાથે લડવું તેમાં ધર્મ છે. ને તે આચરે અહિંસા ધર્મનો નાશ થતો નથી જ. વસ્તુ માત્રમાં જીવ છે. જળમાં, અન્નમાં, વાયુમાં સર્વત્ર જીવ છે. તે જીવ જાણે અજાણે સૌથી હણાય છે. તે હિંસા નથી પરને દુઃખ દેવું, પરનો કારણ વિના પોતાના ભોગ અર્થે નાશ કરવો એ હિંસા છે. અહિંસાનો અર્થ ગહન છે. અહિંસા વ્રત જે આચરે તેને જે હિંસા જણાય તેનો તે ત્યાગ કરે. એમ કરતાં શુદ્ધ અહિંસા શું છે તે તેનો શુદ્ધ આત્મા જ કહેશે.

સત્ય—જે હોય તે કહેવું તે સત્ય. સત્યના વ્રતવાળાથી અસત્ય કદી ન જ બોલાય. સત્ય એ સત્ય છે, અસત્ય એ અસત્ય છે. કોઇ કહે છે કે પરનો પ્રાણ બચાવવામાં, આજીવીકાનો નાશ થતો હોય ત્યાં, સર્વ નાશ થતો હોય ત્યાં એવા ને બીજા પ્રસંગે અસત્ય બોલવામાં વાંધો નથી. એ વખતે અસત્ય બોલાય તે સત્ય તો નથી જ. ને એ અસત્ય બોલનાર સત્યવાદી ન જ કહેવાય. સત્યવાદી તો આખા બ્રહ્માંડનો નાશ થતો હોય તો પણ અસત્ય ન જ બોલે.

સમગ્ર બ્રહ્માંડની એકંદર કિંમત કરતાં સત્યની કિંમત અનેક ઘણી છે.

ત્યાગ–કંચન ને કામીનીનો ત્યાગ એ ત્યાગ નથી. કુંટુંબ ત્યાગ એ ત્યાગ નથી. સાચામાં સાચો ત્યાગ એ ઇચ્છારહિત પણું છે, વાસના રહિતપણું છે ને તેમાં સર્વત્યાગનો સમાવેશ થાય છે. ચિત્તમાં કોઇ પણ ઇચ્છા ન ઉઠે એ જ ત્યાગ વાસ્તવીક છે.

શાંતિ–શરીરની નહીં, વાણીની નહીં, ઇંદ્રિયોની નહીં. પણ શાંતિ મનની જોઇએ. મન શાંત, ક્ષોભ વિનાનું, વિકાર માનથી રહિત, સ્થિર રહે તે જ સાચી શાંતિ છે.

તેજ–પ્રાણી જેમ જેમ ભોગ ત્યાગ કરે છે ને આત્મસ્વરૂપમાં સ્થિતિ કરતો જાય છે તેમ તેમ તેના મુખ પર વિલક્ષણ ભાવ આવે છે. તેની પાસે જનાર તેના પ્રભાવથી દબાય છે. શરીર કાળું હોય કે ગોરૂં પણ તપ, પુણ્ય, યોગ ને જ્ઞાનના પ્રભાવથી શરીરમાં તેજસ્વીતા આવે છે, ગંભીરતા આવે છે. તેમના પ્રભાવથી બીજો મનુષ્ય વિરૂદ્ધ વિચારથી આવ્યો હોય છતાં તેમની છાયામાં આવતાં પોતાની વિરૂદ્ધતા ભુલી શમાવી દઇ તેમને અનુકુળ થાય છે.

ક્ષમા–એટલે માફી. અપકૃત્ય કરનારને તે અપકૃત્ય માટે પાકો પસ્તાવો થયો હોય, ફરી તેવું ન કરવાનું દૃઢ ભાન તેને થયું હોય તો કરેલ કર્મ માટે માફી આપવી તે યોગ્ય છે. પણ જેને પોતાના કૃત્ય માટે પશ્ચાતાપ નથી થતો, ફરી પ્રસંગ મળે તેવાં કર્મ કરવાનાં છે તેને તો શિક્ષા કરવી જ., અધર્મે ચાલનાર બે પ્રકારના હોય છે. (૧) અવળી સમજણુથી અધર્મે જાય છે. તેવા સમજણુથી–ઉપદેશથી સવળે માર્ગે ચડે. બીજા સત્તા ને સંપત્તના મદથી અવળે માર્ગે ચાલે છે. તેમનામાં રજોગુણ ઉપરાંત તમોગુણનું બળ વિશેષ હોય છે. તેવા ઉપદેશથી પાછા ન વળે. તેમને તો શિક્ષા જ

કરવી જોઇએ. કરેલ કુકર્મનો પૂર્ણ પશ્ચાતાપ અંતઃકરણથી કરનારને જ ક્ષમા આપવી એ ધર્મ છે.

ધૃતિ–એટલે ધીરજ. જ્યારે પ્રાણીની ધીરજ ખૂટે ત્યારે જાણવું કે તેને કોઇ આપત્તિ આવશે. સૌ ટકે છે તે ધીરજથી. કોઇ ને કોઇ આધારથી જ જીવન છે. વિપત્તિમાં ધીરજ જ કામ આવે છે તેમ સુસમયે પણ ધીરજવાન જ શોભે છે. ધીરજ કોઇ ને કોઇ આધારથી રહે છે. જગતમાં ત્રણ આધાર છે. એક તો જગતનાં પ્રાણી પદાર્થનો લૌકીક આધાર. બીજો અલૌકીક એવો દેવ અથવા ઇશ્વિર આધાર. ત્રીજો આત્મ આધાર. લૌકીક પ્રાણી પદાર્થનો આધાર સર્વ સમયે તે સર્વ પ્રસંગમાં વિશ્વાસ રાખવા લાયક નહીં. કારણ તે આધારનાં સાધન અલ્પ શકિતવાળાં, વિનાશી ને વિકારી છે. અલૌકીક એવાં દેવ ને ઇશ્વિર સાધન પણ અપૂર્ણ છે. કષ્ટે કરી પ્રાપ્ત થાય તેવાં છે. ને તે છતાં તે સર્વ શક્તિમાન ને સર્વજ્ઞ વ્યાપક નથી. અનેક ભક્તોએ દેવ આધાર લીધેલો. તે પણ કેટલીય સમય દુઃખમાં ડુબેલા. એક આત્મ આધાર એ જ અખુટ છે. જગત માત્રની અસરથી પર, અસંગ હું નિર્વિકાર, નિત્ય, સચ્ચિદાનંદ સ્વરૂપ છું એ જ્ઞાનથી જે આત્મસ્વરૂપ થએલ છે તેને પોતાનો આત્મ આધાર સુલભ, ને સંપૂર્ણ છે. પર આધાર કરતાં નિજ આધાર શ્રેષ્ટ છે. તેથી નિજ આધારથી મળેલી ધીરજ અખુટ ને અક્ષય છે.

શૌચ–એટલે પવિત્રતા. શરીર, સાધન, મન સૌ નિર્મળ રાખવાં. નિર્મળતા, નિષ્કલંકતા, નિષ્પાપપણું એજ ઇશ્વિરતા. સ્વચ્છતા એજ સુંદરતા છે. નિર્મળતા એ જ દિવ્યતા છે. બધાં કુકર્મનું મૂળ, બધી અપવિત્રતાનું મૂળ ભોગની કામના છે. ભોગેચ્છાથી મન મલીન થાય છે. પાપી વાસનાવાળો

ગમે તેટલું શરીર ધુવે, નમે ત્યાં કીંમતી ને ધોએલ વસ્ત્ર પહેરે, ગમે તેટલા શણગાર ધરે પણ મલીન હોવાથી તેની મલીનતા ને બધાને ફાડીને પાર નીકળે છે. મનની પવિત્રતા, મનની નિર્મળતા એ જ સાચું શૌચ છે. જુઠાનું શણગારની ઇચ્છા છોડે, આડંબર છોડે, દેખાવ માત્ર ત્યજે, શુદ્ધ સ્વચ્છ વસ્ત્ર પહેરે, શરીર બહારની મલીનતા ધોઇ સ્વચ્છ રાખે ને મનને વાસના વિનાનું દિવ્ય પ્રેમ ને દિવ્ય ગુણથી પવિત્ર આનંદથી ભરપુર સાગર જેવું વિશાળ રાખે. જેમાં ચિંતા, કલેશ, દીનતા, ભોગવાસના ન હોય તે મન સદા પવિત્ર છે. તે પુરુષ સદા પવિત્ર છે.

અતિમાનીતા-અતિમાની પણું ન રાખવું. પોતાની જાતે માન મેળવવા ઇચ્છા ન કરવી. તેમ પોતાની જાતને હલકી પણ ન ગણાવવી. પોતાના કર્તવ્યમાં પરાયણ, પારકી ઇચ્છા માત્રના લાગવાળા, સન્માન જાળવી પારકી ગુલામી ને દીનતા ન વ્હોરનારા રહેવું. પોતાનો પરાભવ ન જ થવા દેવો. ને મહત્તાની આકાંક્ષા ત્યજવી. પોતાનો ખોટી રીતે પરાભવ કરનાર આગળ પોતાના પ્રયત્નથી પોતાનું રક્ષણ કરવું. પણ દીન ન થવું. સ્વતેજ હણાવા ન દેવું. ખોટું અપમાન સહન ન કરવું એ દૈવી સંપત્ છે.

આટલાં ને ભગવાને કહેલા બીજા આચાર આપણે ધરીએ તો જરૂર આપણે તરીએ. હાવે ભગવાન આસુરી સંપતના લક્ષણ કહે છે જે ઉપરથી તે આપણામાં હોય તો તેને ત્યજવા યત્નશીલ થવું. આસુરી સંપત્ રાખીને લાખ માળા ફેરવ્યા કરતાં, વ્રત, દાન, તપ ને તીર્થ સેવ્યા કરતાં આપણામાં જે આસુરી સંપત છે તેને કાઢીએ તે વધારે સારું છે.

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥

અધ્યાય ૧૬ શ્લોક ૪

શબ્દાર્થઃ-દંભ, ગર્વ, અભિમાન, ક્રોધ, કઠોર વચન બોલવું તે, ને અજ્ઞાન એટલાં હે પાર્થ! આસુરી સંપતમાં જે જન્મેલા છે તેમનામાં હોય છે.

વિવેચન-પોતાનામાં જે નથી તેનો દેખાવ કરી વર્તવું તે દંભ છે. પોતાનામાં છે તેનું હુંપદ ધરવું તે દર્પ છે. ને પોતાની શક્તિ ને સંપત્તિથી વેગમાં આવી પરની અવગણના કરવી તે અભિમાનનું કાર્ય છે. દૈવી સંપતવાળાની કોમળ પ્રિય ને સત્ય વાણી હોય છે. આસુરી સંપતમાં કઠોર વાણી હોય છે. શસ્ત્રનો ઘા દવાથી રૂઝાય. પણ કઠોર વાણીનો ઘા મરતાં સુધી યાદ રહે. પ્રિય ને કોમળવાણીથી સામાનું હૈયું પ્રસન્ન થાય છે. શાંતિ પામે છે, કડવી ને મર્મ ભેદક વાણીથી સામાના હૈયામાં ચચળાટ થાય છે. ને જ્યારે જ્યારે તે વચન સાંભળે છે ત્યારે ત્યારે તેનું હૈયું બળે છે. પરને કડવી વાણી રૂપી પ્રહાર કરવો એ મહા પાપ છે.

दैवी संपद्विमोक्षाय निवन्धायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पाण्डव ॥

અધ્યાય ૧૬ શ્લોક ૫

શબ્દાર્થઃ-દૈવી સંપત્ મોક્ષ માટે ને આસુરી (સંપત્) બંધન માટે માનેલી છે. હે પાંડવ! તું દૈવી સંપત્‌માં જન્મેલો છે, શોક ન કર.

વિવેચન-ભગવાને અર્જુનને તો પ્રમાણ પત્ર દૈવી સંપત્‌માં જન્મેલાનું આપ્યું ને તેથી તે મોક્ષ માર્ગમાં છે એમ નક્કી થયું. આપણે રોજ આપણું ચારિત્ર્ય ભગવાને કહેલાં લક્ષણ દ્વારા તપાસીએ. ને તેમાં આસુરી સંપત્‌નાં લક્ષણ હોય તેને ત્યજીને દૈવી સંપતનાં લક્ષણ ભરવા પ્રયત્ન કરીએ. આવા નિત્ય પ્રયત્નથી સારો લાભ થશે. પ્રયત્ન કરનાર કોઈ કાળે

ધ્યેયને પહોંચશે. પ્રયત્ન જ ન કરે તો માર્ગ શી રીતે કપાય ને ધ્યેયને શી રીતે પહોંચાય. માટે ધીરજ ધરી દૈવી સંપત્તવાળા થવા પ્રયત્ન કરવો. આ પ્રયત્નમાં કંટાળવું નહીં. મનમાંથી ખોટાં લક્ષણ કાઢી સારા ભરવામાં સાગર ઉલેચવાના પ્રયત્નમાં ધીરજ જોઇએ તેથી પણ વિશેષ ધીરજની જરૂર છે. પણ મનની ખુબી એ છે કે આપણને મનનું એક લક્ષણ ખોટું કાઢવામાં પુષ્કળ બળ પડે છે. ને તે કઢાતાં જ મન કમજોર થાય છે ને આપણે બળવાન થઇએ છે. જેથી બીજાં કુલક્ષણ કાઢવા બહુ સુગમ થાય છે. માટે ધીરજ ધરી મંડ્યા રહેવું. જગતમાં દૈવી ને આસુરી બે સંપત્તના પ્રાણી હોય છે. હાવે આસુરી સંપત્તનું ભગવાન વિસ્તારથી વર્ણન કરે છે જેથી આપણે તે આપણામાં હોય તો કાઢી શકીએ.

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ।

અધ્યાય ૧૬ શ્લોક ૭

શબ્દાર્થઃ—આસુરી લોક પ્રવૃત્તિ. નિવૃત્તિ, પવિત્રતા ને આચાર તેને જાણતા નથી. ને તેમનામાં સત્ય હોતું નથી.

વિવેચન—જગતમાં પ્રાણી માત્ર ક્રિયા કરે છે. જગતમાં સૌને ક્રિયા કરી તેનાથી અમુક ધ્યેયે તેને પહોંચવાનું હોય છે. ક્રિયાથી થતી ગતિને ઉદાહરણથી સમજીએ તો સુગમ પડે. તેમાં ત્રણ ઉદાહરણ છે. એક તો સીધી ગતિ જે ધ્યેયને જ પહોંચાડે, બીજી ઘાણીના બેલની ગતિ. જે બેલ અનેક ગાઉ ચાલે છતાં ત્યાંને ત્યાં જ હોય. ત્રીજી અવળી ગતિ. જે હોય ત્યાંથી પણ પાછા પાડે. જગતમાં પ્રાણી માત્ર ક્રિયા તો કરે છે પણ તે વિચાર વિનાની હોય છે. આપણે જન્મ્યા છીએ તે શું કરવા ? શું મેળવવા તેનો

વિચાર કરવો. તે મેળવવા શું સાધન ને શું પ્રયત્નની જરૂર છે તે નક્કી કરવું ને પછી ક્રિયા કરવી. આપણા અનેક જન્મ વીત્યા. મોક્ષ કે પરમાત્મપદ એ આપણું ધ્યેય હોય તો હજુ આટલા જન્મ વીત્યા છતાં શાથી નથી પહોંચ્યા? ઘાણીનો બળદ સેંકડો ગાઉ ચાલે પણ ઘાણીવાળા ઘરમાં જ હોય તેમ આપણું મન અનેક વર્ષ યત્ન કરે છે છતાં વાસનાના ઘરમાં જ છે. જેમ અડીયલ ઘોડો એક ગાઉ આગળ ચાલે ને તોફાન કરી બે ગાઉ પાછું દોડે તેમ કેટલાકનાં મન આજન્મ જે સ્થિતિમાં હોય ત્યાંથી આગળ જવા કરતાં પાછાં વધારે જાય છે. સીધી ગતિ કોઈ વીરલાની હોય છે. ધ્યેય ઉપર નિશાન રાખી આડે અવળે ન જનાર વીર જ ધ્યેયને પહોંચે. વાચક! તું વિચારી જો તારી **જીંદગીની મહેનત, રાત દિવસનો અથાગ પરિશ્રમ વાસનાના કાદવમાં ફસાયલા એવા તને બહાર કાઢવા છે કે અંદર ઉંડો નાખવા છે?** સાચે માર્ગે પ્રવાસ કરનારનું પ્રત્યેક પગલું જવાના ગામને નજીક લાવે છે. તેમ જો આપણે પરમપદને પામવાના સાચા માર્ગે પડ્યા હોઈએ ને મજલ કરતા હોઈએ તો આપણી પ્રત્યેક ક્રિયા તેને નજીક લાવે જ. એમ ન થતું હોય તો આપણી ક્રિયા ઉંધી છે એમ સમજવું.

ખોટા વિચાર ને ખોટા કર્મ સેવીએ તો ગંગાજળથી, છાણ માટીથી, સ્નાનથી પવિત્ર ન જ થવાય. પાપ રહિત પવિત્ર મન, શુદ્ધ આચાર ને શુદ્ધ વિચાર જ પવિત્રતાની નિશાની છે.

આચારઃ પ્રથમો ધર્મઃ કહેલ છે. ભંગીને અડકીને નહાવું, સંડાસ જઈ નહાવું, મુસલમાનને, કુતરાને, ચામડાને, પશુને, અન્યને અડકી નહાવું, ધોએલું લુગડું પહેરવું એ

આચાર લોકાચાર છે. શુદ્ધ નિષ્પાપ આચાર, ને શુધ ચારિત્ર્ય એ જ સાચો આચાર કહેવાય છે. ને તે પ્રથમ ધર્મ કહેલ છે. લોકાચાર પાળતાં છતાં જુઠ, ચોરી, દુરાચાર, વ્યસન વિગેરે સેવે તો તે પાપી છે. તેનો લોકાચાર તેને તારતો નથી. તે લોકાચાર દંભ છે. પાપને ઢાંકવાના પ્રયત્ન કરવાનું તકલાદી ઢાંકણું છે.

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥

અધ્યાય ૧૬ શ્લોક ૮

શબ્દાર્થી-તે જગતને અસત્ય, આધાર વિનાનુ, ઈશ્વર રૂપ નિયંતા વિનાનું, પરસ્પરના સબંધથી ઉત્પન્ન થએલું, ને કામના સિવાય અન્ય હેતુ વિના થએલું માને છે.

વિવેચનઃ-પ્રત્યેક માણુસની ક્રિયા તેના ધ્યેય અનુસાર હોય છે. ધ્યેય તેના જ્ઞાન અનુસાર ઘડાય છે. આ જગતનું સ્વરૂપ કેવું છે, કોના આધારે છે, તેનો નિયંતા કોણુ છે, જગત શી રીતે ઉત્પન્ન થયું છે, ને તેની ઉત્પત્તિમાં હેતુ શું છે આના નિશ્ચય સજ્જન ને દુર્જન બન્નેના મનમાં ભિન્ન ભિન્ન હોય છે. ભિન્ન ભિન્ન નિશ્ચયથી ભિન્ન આચાર હોય છે જેના આચાર ભિન્ન હોય તેના વિચાર એક ન જ હોય. તત્વજ્ઞાન જીવનમાં કર્મ શુ કરવું ને શું ન કરવું તેનો નિશ્ચય કરી આપે છે રણુમાં ઉભેલ સેનાપતિ પરસૈન્યના સ્વરૂપને, આધારને, તેના નિયંતાને, જે સાધનથી તે બળવાન થયું છે તે સાધન સામગ્રીને ને તેના હેતુને જાણે છે, ત્યારે જ તે તેના પર જય મેળવવા યોજના ઘડી શકે છે તેમ પ્રત્યેક પ્રાણી એ જ્ઞાનથી જગતના સ્વરૂપનો, તેના આધાર કારણુનો, તેના નિયંતાનો, તેની ઉત્પત્તિના કારણુનો ને તેના હેતુનો નિશ્ચય કરી તેનાથી જય મેળવી

પરમપદને પહોંચવાના પ્રયત્નની ક્રિયાનો નિશ્ચય કરવો જોઇએ. આસુરી સંપત્તવાળાનો તે નિશ્ચય અયથાર્થ હોય. દૈવી સંપત્તવાળાનો નિશ્ચય યથાવત હોય. કારણ પ્રથમનો મલીન ચિત્ત છે. વાસનાવાળા ચિત્તવાળો છે. બીજો શુદ્ધ ચિત્ત છે. જેટલી ચિત્તની શુદ્ધતા તેટલી નિશ્ચયની યથાર્થતા.

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः

प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥

અધ્યાય ૧૬ શ્લોક ૯

શબ્દાર્થઃ—આવી દષ્ટિનું આલંબન કરી નષ્ટાત્મા, અલ્પ બુદ્ધિવાળા, ઉગ્ર કર્મ કરનારા, જગતનું અહિત કરનારા ઉત્પન્ન થાય છે.

વિવેચન—પ્રાણીની પ્રત્યેક ક્રિયા જગતની એક વસ્તુનો નાશ કરી તેને બીજા રૂપમાં લાવે છે. પ્રાણી માત્ર સંચય ને વ્યયની જ ક્રિયા કરે છે. દાખલાથી આ સમજાશે. આપણે અન્ન મેળવીએ છીએ, ખાઇને તેનો નાશ કરીએ છીએ. ધન મેળવીએ છીએ ને તેનો વ્યય કરીએ છીએ. ડાહ્યા તે ગણાય છે કે જે ઓછામાં ઓછા વ્યય કરે. ઉગ્ર એ કહેવાય કે જે પુષ્કળ ને જલદી વ્યય કરે. ઉગ્રથી જગતનો નાશ વ્હેલો થાય. મુમુક્ષુ વિચારે તો જણાશે કે જેમ બાળક ભીની રેતી એકઠી કરી ઘર કરે ને તેને ભાગે ને રાજી થાય, તેમ આપણી ક્રિયા પ્રાણી પદાર્થને એકઠાં કરવામાં ને આપણી ઇચ્છા મુજબ વ્યય કરવામાં જ રોકાયેલી છે. જીવ શરીર છોડી જતાં બધું અહીંજ રહેવાનું છે. શરીરમાં જીવ છે ત્યાંસુધી વસ્તુ મેળવવી ને વાપરવી એ બેની ગડમથલ જ થયા કરે છે. આ ઉંધી ક્રિયા છે. આ ક્રિયાથી શરીરમાંનો જીવ શ્રમ ને મોહ શિવાય બીજું કશું સુખ પામતો નથી.

આંખળાની દાજની રેંટ દેખાદેખી આપણે સૌ આ જ ક્રિયા કરીએ છીએ એ ક્રિયા અનેક જન્મો કરી આ જન્મ કરીએ છીએ એનાથી હજુ ધરાયા છીએ? હજારો વખત ઘી ખાધા છતા જેમ જીભ ચીકટી નથી થતી, તેમ હજારો ને લાખો અનેક જન્મમા ભોગ મેળવી ને ભોગવ્યા છતાં મૂરખ મન ધરાતુ નથી, ને એ શ્રમ, દુઃખ, ચિંતા ને ક્લેશ આપનાર આ ગડમથન નકામી કરવાનો રસ્તો સમજને છોડતું નથી આ જન્મે કે લાખો જન્મે એ મારગ છોડી ઉપરામ પામી પરમપદનો મારગ, અખંડ શાંતિનો મારગ લીધે છૂટકો છે જે મેળવીએ છીએ તે આપણી પાસે રહેવાનું નથી હું મેળવુ ને મારી મરજી મુજબ વાપરૂં એ જીવની ભ્રમણા ખોટી છે ને તેથી જ અનંત દુઃખ જીવ વહોરે છે. ને એ ભ્રમણા પાછળ જગતનો નાશ કરે છે. આખા જગતના ભોગ એકે વખતે એક જ મનને ભોગવવા મળે ને તે ભોગવે તો પણ તે ધરાવાનું નથી. મન ભોગથી કદી તૃપ્ત થતું નથી ભોગથી જગતનો નાશ થાય છે. ભોગ ભોગવે મન શાંત કદી નહીં થાય. ઉલટું ભોગની ભૂખ તેની વધુ ઉઘડશે. ભોગ છોડે તે શાંત થશે. ભોગ છોડતા જાણે મનને ભોગની ભૂખ જ નથી એવું તૃપ્ત માલુમ પડશે. ભોગ **ત્યાગ એ જ મનની શાંતિ માટે સર્વોત્તમ ઉપાય છે તેનો અભ્યાસ કંટાળ્યા સિવાય ધીમે ધીમે કરવો.**

काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वासद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥

અધ્યાય ૧૬ શ્લોક ૧૦

શબ્દાર્થ:—દુઃખે કરીને પુરાય તેવી કામ વાસનાનો આશ્રય કરી દંભ, માન ને મદ યુક્ત થઈ મોહથી ખોટા વિચારો ગ્રહણ કરી અપવિત્ર વ્રત ધરી પ્રવર્તે છે.

વિવેચન–મન જે જે કામના કરે તે બધી કામના પુરાય એવું ગમે તેવા બળવાન, ધનવાન, કે સાધનવાળા હોય તેનાથી પણ ન બને. એક કામના પુરાવાના સમય દરમ્યાન તો મન લાખો કામના ઉભી કરી શકે છે. જેમ મોજાં ને પવનવશ તણાતું વહાણ વિનાશ પામે છે ને દરીઆમાં ડુબે છે તેમ ઇંદ્રિયો ને મન પાછળ તણાતો જીવ અનંત દુઃખ સંસાર સાગરમાં પામે છે.

चिंतामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥

અધ્યાય ૧૬ શ્લોક ૧૧

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थ संञ्चयान ॥

અધ્યાય ૧૬ શ્લોક ૧૨

શબ્દાર્થઃ–મરણ પર્યંત અપાર ચિંતાનો આશ્રય કરી કામ વાસનાનો ઉપભોગ એ જ જેનું પરમપદ છે એવા અને એ જ (સાચું) છે એમ નિશ્ચયવાળા, સેંકડો આશપાશથી બંધાયેલા, કામ ને ક્રોધ પરાયણ, કામ ભોગના અર્થે અન્યાયથી ધન સંચયને ઇચ્છે છે.

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥

અધ્યાય ૧૬ શ્લોક ૧૩

શબ્દાર્થઃ–આજે હું આ મેળવ્યું. તે મનોરથ (હવે) હું મેળવીશ. આ ધન મારું છે ને વળી આ ધન પાછું મારૂં થશે.

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥

અધ્યાય ૧૬ શ્લોક ૧૪

શબ્દાર્થ:–આ શત્રુ મારાથી હણાયો, બીજાઓને પણ હણીશ, હું ઇશ્વર છું, હું ભોગ ભોગવનાર છું. હું સિદ્ધ છું. હું બળવાન છું. હું સુખી છું.

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥

અધ્યાય ૧૬ શ્લોક ૧૫

अनेक चित्त विभ्रान्ता मोहजाल समावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥

અધ્યાય ૧૬ શ્લોક ૧૬

શબ્દાર્થ:–હું ધનવાન છું, હું ઉંચો કુળવાન છું, મારા સમાન બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ. હું દાન આપીશ. હું આનંદ કરીશ. આ પ્રમાણે અજ્ઞાનથી મોહ પામેલા;

અનેક સંકલ્પથી ભ્રમિત થએલા, મોહરૂપી જાળમાં વીંટાયેલા વિષયોના ઉપભોગમાં આસક્ત એવા તેવો અપવિત્ર નરકમાં પડે છે.

વિવેચનઃ–અહુ ! આપણે શું કરીએ છીએ તે તપાસવા ભગવાને લંબાણપૂર્વક 'આસુરી સંપતવાળાના મનોરથ મૂક્યા છે. કેટલાય જીવો જન્મી આ જ કરે છે ને ? મેળવવું, મેળવ્યું, ભોગવ્યું ને ભોગવીશ' તેમાં જ જીવન આખું સમાપ્ત થાય છે. ભોગ પાંચ પ્રકારના છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ. બધા વિચારી જોઇએ તો એ પાંચે ભોગ પાછળ જ આપણા

અનેક અવતાર ગયા ને આ પણ જાય છે. જાગીને જોવા જેવું છે. વિચારી હઠવા જેવું છે. અનેકસ્વાદ ને શક્તિવાળા ખોરાક ખાવા, ઝાડે ફરવું, વીર્ય અનેક રીતે એકઠું કરવું ને સ્ત્રીની યોનિકુંડમાં હોમી દેવું. છળ, કપટ, ચોરી, અત્યાચાર ને અધર્મે ધન સંપત્ એકઠી કરવી ને વાપરવી અગર મૂકીને મરી જવું. ભોગની પાછળ જગત ગાંડું થયું છે. ખુન, લડાઇ, ચોરી સૌ ભોગ માટે જ ને? જગત કામથી હણાયું છે. યાંત્રિક તોપ, મનવારો, તોપો, વિમાનો, બોંબ સર્વ પરતે હણી પોતાના ભોગ મેળવવાજ ને? તે ભોગ એટલે શું? એકઠું કરેલ પોતાની મરજી મુજબ વાપરવું તે જ ને? ને તે શા માટે? આનંદ માટે જ ને? જેમ તલમાં તેલ છે તે તેલ પીલવાથી નીકળે છે તેમ આનંદ સોના, ચાંદી કે જવાહીરમાં છે?–

કિંમતી વસ્ત્રોમાં છે? સ્ત્રીના સ્તનમાં કે યોનિમાં છે? આનંદ કયાં છે? પોતાના સાધન સંપત્તિથી અન્યમાંથી આનંદ મળશે જાણી આનંદ લેવા જઇએ છીએ. આનંદ તેથી મળતો નથી ને ઉલટું સાધન સંપત્ ખોઇએ છીએ. જેમ લુચ્ચી વેશ્યા પુરૂષનું ધન છીનવી લે છે ને રમણ કરાવ્યા શિવાય કાઢી મૂકે છે, તેમ આ જગતનું રૂપ ધરી રહેલ માયા જીવને આનંદ આપ્યા શિવાય તેણે મેળવેલ સાધન, શક્તિ ને સંપતનો નાશ કરે છે. ડાહ્યા ગણાતા તપસ્વી, ત્યાગી, યોગી, ભોગી સૌ આ માયાના મોહમાં ભાન ભૂલી આનંદ ન પામતાં, આનંદ લીધા સિવાય પોતાનું બધું આપી દે છે.

સ્ત્રી પુરૂષના માંસ લોહી ને હાડકાંના માળામાં આનંદનો લોચો નથી. જેમ પથ્થરમાં તેલ નથી તેમ હીરા, માણેક, સોના ને ચાંદીમાં આનંદ નથી. જીવ આનંદનો ભૂખ્યો છે.

આનંદ માટે અહીં તહીં ભટકે છે આનંદ માટે જ અધર્મ કરે છે. જેમ હાડકામાં લોહીને ખોળતો કુતરો અનેક આપત્તિમાં પડ્યા છતાં હાડકામાંથી લોહી પામતો નથી તેમ જીવ અનેક કષ્ટ પામ્યા છતાં માયા રૂપી જગતમાંથી આનંદ પામતો નથી. આનંદ જડમાં નથી. આનંદ માયામાં નથી. આનંદ પદાર્થમાં નથી. આનંદ પરમાત્મામાં છે. આનંદ આત્મામાં છે. ને તે ચિત્તમાંથી કામના માત્ર, ઇચ્છા માત્ર નાશ પામતાં શુદ્ધ ચિત્તદ્વારા આનંદ અનુભવાય છે. જીવ આનંદ ખોળે તો તો જડે. પણ જીવ અમુકથી આનંદ મળશે એવું કલ્પી તે વસ્તુ માટે મથે છે. ને તે વસ્તુ મળતાં તે વસ્તુના કોઈ ભાગમાં આનંદ જોતો નથી. વાસનાવાળા ચિત્તની કલ્પનામાં, વિરહીના મનોરાજ્યમાં આનંદ જણાય છે. વસ્તુતઃ જગતના કોઇ પ્રાણી પદાર્થમાં આનંદ નથી. છતાં તેને આનંદરૂપ કલ્પી તે મેળવવા મથનાર આસુરી સંપત્તવાળાનાં લક્ષણ ભગવાને કહ્યા. આપણામાં તે હોય તે સહુ દૈવી સંપત્તવાળા થવું.

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ।

અધ્યાય ૧૬ શ્લોક ૨૧

શબ્દાર્થઃ- કામ, ક્રોધ ને લોભ તે ત્રણ આત્માનો નાશ કરનાર નરકનાં દ્વાર છે. તેથી એ ત્રણેનું તું ત્યાગ કર.

વિવેચન—આત્માનો નાશ કરનાર એટલે આત્માનું અહિત કરનાર, આત્માને દુઃખમાં નાખનાર નરક એટલે દુઃખ. જ્યાં દુઃખ વિશેષ હોય તે નરક. બધાં દુઃખનું મૂળ કામ ક્રોધ ને લોભ છે. કામ એટલે ઇચ્છા. ઇચ્છાને વિઘ્ન કરનાર પર ક્રોધ થાય છે, ને ઇચ્છા પુરી થતાં તેની વિશેષ કામના

તે લોભ કહેવાય છે. એટલે એ ત્રણેયનું મૂળ ઇચ્છા છે. ભોગની વાસના છોડ્યા સિવાય જપ કરવાથી, દેવાર્ચનથી, તપથી, વ્રતથી, નિયમથી કે બીજા કોઈ ઉપાયે આપણે દુઃખથી છુટવાના નથી. પરથી સુખ કે આનંદ મેળવવાની ઇચ્છા એ જ ભોગેચ્છા છે. પરમા સુખ કે આનંદ નથી. સુખ કે આનંદ શાંત ચિત્તથી આત્મામાં અનુભવાય છે. ને ચિત્ત કામ, ક્રોધ ને લોભથી જ અશાંત થાય છે.

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः
आचरत्यात्मनः श्रेयस्ततो याति परांगतिम् ॥
અધ્યાય ૧૬ શ્લોક ૨૨

શબ્દાર્થ:–હે કુંતીપુત્ર અર્જુન ! આ ત્રણે અજ્ઞાન અથવા દુઃખનાં દ્વારથી છુટેલ પુરૂષ પોતાનું કલ્યાણ આચરે અગર સાધે તો તેથી તે પરમગતિને પામે.

વિવેચનઃ–નર શબ્દ લખ્યો છે તે જીવ વાચક શબ્દ છે. પુરૂષ ને સ્ત્રી કે નપુંસકની જાતિ શરીરને લીધે છે. પણ જીવાત્મા તો ત્રણેયનો પુરૂષ વાચક છે. એ જીવાત્મા પુરૂષ કહેવાય છે. કામ ક્રોધ ને લોભ એ ત્રણ ન હોય તો મુક્તિ થાય એમ નહીં, કારણ એ ત્રણ તો પથ્થરમાં નથી. તો જડની જ મુક્તિ થાય. એ ત્રણ છોડી નિજ કલ્યાણ સાધે તો પરમપદ પામે. ચિત્તને જગતથી છોડાવવા કામ ક્રોધ ને લોભનો ત્યાગ સાધન છે. ને તેનાથી જગત તરફથી ખેંચાઇ છુટેલું ચિત્ત જો પરમપદમાં પ્રયત્ને જાય તો જ તેને પામે નહીં તો પાછું જગતમાં પડે. ચિત્ત મારગમાં ગતિ વિનાનું કે આધાર વિનાનું રહી શકતું જ નથી. તેથી કામ ક્રોધ ને લોભના ત્યાગથી જગતથી ચિત્તને વાળી પરમપદમાં યોજવું.

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न सः सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥
અધ્યાય ૧૬ શ્લોક ૨૩

શબ્દાર્થ:-જે શાસ્ત્ર વિધિ ત્યજી દઈને પોતાની ઇચ્છા મુજબ વરતે છે તે સિદ્ધિ પામતો નથી, સુખ પામતો નથી, ઉત્તમ ગતિમાં પામતો નથી.

વિવેચન-કામ, ક્રોધ, ને લોભ ત્રણથી રહિત થયેલ શુદ્ધ ચિત્ત કયી ક્રિયાથી પરમપદને પામે, પરમપદ શું છે, ક્યાં છે, શી રીતે મળે એ જાણવું બાકી રહે છે. તે તર્કથી જાણીએ તેમાં ભુલ હોય. શાસ્ત્રથી જાણીએ તો સુગમ હોય. શાસ્ત્ર એટલે અનુભવનું લખાણ. મુંબાઈ પગ રસ્તે જવા ઇચ્છનાર તર્કથી મુંબઇનો રસ્તો લે તેના કરતાં પગે મુંબઇ જઇ આવેલાના અનુભવથી રસ્તો નક્કી કરે તો તેને સુગમ પડે. આપણે શુદ્ધ ચિત્તથી પરમપદમાં સ્થિતિ કરવી હોય તો તેવા સ્થિતિને પામેલાએ કહેલ અનુભવ પ્રમાણે ચાલવું જોઇએ હરેક દેશમાં, હરેક લોકમાં, હરેક પંથમાં આવા અનુભવીઓ હોય. ને તેમણે બતાવેલ રસ્તો તે શાસ્ત્ર જ છે. કોઈ શાસ્ત્ર હલકું ને કોઈ શાસ્ત્ર ઉત્તમ નથી. માટે જેને જેમાં શ્રદ્ધા હોય તેના વડે કામ, ક્રોધ ને લોભ ત્યજી પરમપદ માટે પ્રયત્ન કરવો શાસ્ત્ર આધાર છે, માર્ગદર્શક છે. જેમ દરીઆમાં હોકાયંત્ર, દિવાદાંડી ને નૌકા મારગનો નકશો વહાણને માર્ગે કાપી ધારેલે સ્થળે પહોંચવા સહાયક છે તેમ શુદ્ધ ચિત્તવાળાને પરમપદે પહોંચવા શાસ્ત્ર સહાયક છે.

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्र विधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥

અધ્યાય ૧૬ શ્લોક ૨૪

શબ્દાર્થ:-માટે કાર્ય અકાર્યના નિર્ણયમાં શાસ્ત્ર પ્રમાણ તારે જાણી શાસ્ત્રના નિયમોથી કહેલું કર્મ કરવું તને યોગ્ય છે.

વિવેચન-જેથી શ્રેય સધાય તે કર્તવ્ય છે ને જેથી જે શ્રેય ન પમાય તે અકર્મ છે કર્મ કર્યા પહેલાં એ શી રીતે સમજાય. અનુભવી તે જાણે. અનુભવીનું કથન તે શાસ્ત્ર.

માટે શ્રેયની ઇચ્છાવાળાએ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ચાલવું શાસ્ત્ર બે પ્રકારના છે વ્યવહાર શાસ્ત્ર ને બીજુ મોક્ષ શાસ્ત્ર વ્યવહાર શાસ્ત્ર સમય, સાધન, શક્તિ ને સંજોગવશ હોય છે ને તેના વિધાન દેશ કાળ પ્રમાણે ભિન્ન ભિન્ન હોય છે ને ફરે છે મોક્ષશાસ્ત્રમા તેના ભેદ નથી તેમ તે બદલાતુ નથી કારણ જે પરમપદ છે તેમા ફેર થતો નથી તેથી તેને પામવાનો માર્ગ પણ તેનો તે રહે છ

આપણને સુખની વાછના છે સૌ સુખ ઇચ્છે છે આપણે કલ્પેલુ સુખ મેળવતા સાધન ને શક્તિનો નાશ થાય છે સાધન ને શક્તિમા આપણને મમતા છે તેથી સાધન ને શક્તિનો નાશ થતા આપણે દુખી થઇએ છીએ એટલે સુખ મેળવવા જતા હજુ સુખ તો મળ્યુ નથી તે પહેલા સાધન ને શક્તિના નાશથી દુખી પહેલાજ થઇએ છીએ આપણુ કલ્પેલું સુખ પરાધીન છે તેથી પારકે દુખે આપણે દુખી થઇએ છીએ વળી એ સુખ એ કાઇ પદાર્થ નથી કે જે વસ્તુ કે પ્રાણીમાથી નીકળી બહાર આવે

વસ્તુત તો સુખ શુ છે તે આપણે સમજ્યા નથી ચિત્તની શાત વૃત્તિમા અનુભવાતુ આત્મસુખ એ જ સાચુ સુખ છે કશુ પણ ગુમાવ્યા સિવાય ચિત્તને શાત શુદ્ધ રાખીએ તો આત્માનદ, આત્મસુખ અપાર સુખ અનુભવાય જે ક્રિયા કરવાની છે તે ચિત્તને શાંત ને શુદ્ધ રાખવા કરવાની છે **ચિત્તની બધી અશાન્તિનુ મૂળ પરથી ભોગ ભોગવી સુખ મેળવવાની ઇચ્છા છે.** બહુ જન્મના સરકારથી એ ઉધી મતિ જડ વાલી ગઇ છે તેને વારવાર વિચાર કરી કાઢવી ને સુખ આત્મામા છે પણ પ્રાણી પદાર્થમા નથી એ નિશ્ચય કરી તદનુસાર સદા ચિત્ત શાત શુદ્ધ રાખવુ

હરિ ૐ તત્ સત

# અધ્યાય ૧૭ મો. શ્રદ્ધાત્રય વિભાગ યોગ.

સંસારમાં બનતી પ્રત્યેક ક્રિયાનું મોજું અંતઃકરણ ઉપર કોઇને કોઇ સંસ્કાર નાખે છે. અત્યાર સુધી આપણે જોયું કે ક્રિયા અંતઃકરણના સંસ્કાર, અંતઃકરણની વાસના અનુસાર થાય છે. ડાહ્યો મનુષ્ય દારૂ પીવે છે તે દારૂનાં પરમાણું અંદર જઇ જ્યાં જ્યાં અંતઃકરણને અસર કરે છે એટલે તેની આખી ચેષ્ટા બદલાઈ જાય છે. આપણા જે શરીર છે તે પ્રકૃત્તિનાં છે ને પ્રકૃત્તિના વશ છે. ખાન, પાન, જગા, સહવાસ એ સર્વ ઉપરથી, પુર્વ જન્મના સંસ્કાર પરથી, માબાપના વીર્ય સંસ્કારથી, આપણા અંતઃકરણ અમુક સંસ્કારવાળાં હોય છે. જેને વાસના કહે છે. તે વાસના અનુસાર કર્મ બને છે. એ વાસના શાસ્ત્રથી ફરે, પ્રયત્નથી ફરે, જ્ઞાનથી ફરે. વાસના પ્રમાણે શ્રદ્ધા બંધાય છે. વિશ્વાસ બેસે છે. ને વિશ્વાસ અનુસાર કર્મ થાય છે. કોઇ પણ કર્મ કરતાં પહેલાં એ કર્મથી મારૂં હિત છે એવું જ્યારે કર્તા જાણે છે ત્યારે જ તે કર્મ કરે છે. મૂર્ખ માણસની મૂર્ખ જણાતી ક્રિયા પણ તેના કર્તાને હિતાવહ લાગે છે તેથી જ કરે છે. અંતઃકરણની શક્તિ ને સંસ્કાર અનુસાર ક્રિયાથી હિત અહિતતું નક્કી થાય છે. ને તે અનુસાર કર્મમાં શ્રદ્ધા એટલે વિશ્વાસ થાય છે. સોળમાં અધ્યાયની છેવટ ભગવાને કહ્યું કે શાસ્ત્ર અનુસાર ક્રિયા કરવી ને જેમ તેમ ક્રિયા ન કરવી એટલે ક્રિયાના બે આધાર થયા. શાસ્ત્ર આધાર– બીજો સ્વભાવ આધાર. સ્વભાવ આધાર કરતાં શાસ્ત્ર આધાર શ્રેષ્ટ છે. ઇંદ્રિયો ને મન જેનાં સ્વવશ નથી તે સ્વભાવ આધાર એટલે સંસ્કાર આધાર વર્તે છે. ને શાસ્ત્ર દૃષ્ટિથી જેમણે પોતાનું હિત જોયું છે તે સ્વભાવને વશ કરી મન ઇંદ્રિયો વશ કરી સ્વહિત શાસ્ત્ર અનુસાર સાધે છે. શાસ્ત્ર

જેને આધાર છે, શાસ્ત્રમાં જેને સંપૂર્ણ શ્રદ્ધા છે તેવાનો પોતાનો સ્વભાવ-અંતઃકરણના સંસ્કાર ગમે તેવા હોય તેને આઘા ખસેડી શાસ્ત્રમાં કહેલ વિધિસર કર્મ કરી શ્રેય સાધે છે. તેવું ન કરનાર ને કેવળ સ્વભાવવશ વરતનાર શાસ્ત્ર વિધિ ત્યજી જે યજન કરે છે તેમની શ્રદ્ધા કેવા પ્રકારની કહેવાય તે અર્જુન પૂછે છે. તેના ઉત્તરમાં ભગવાન કહે છે–

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।

सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥

અધ્યાય ૧૭ શ્લોક ૨

શબ્દાર્થ:–જીવોની સ્વભાવથી ઉત્પન્ન થયેલી આ શ્રદ્ધા ત્રણ પ્રકારની હોય છે. સાત્વિકી, રાજસી ને તામસી તે સાંભળ.

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।

श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः॥

અધ્યાય ૧૫ શ્લોક ૫

શબ્દાર્થ:–હે ભારત ! સર્વની શ્રદ્ધા અંતઃકરણ અનુસાર હોય છે. આ પુરૂષ શ્રદ્ધામય છે. જે જેવી શ્રદ્ધાવાળો હોય તેવો જ તે થાય છે.

વિવેચન–જગતના પ્રાણી પદાર્થના અનેક સંસ્કાર સ્વાભાવિક રીતે સર્વના હૈયામાં પડે છે. તે સંસ્કાર અનુસાર કર્મ થાય છે. પણ જે જાગતો છે, જેને શ્રેયની ઇચ્છા થઇ છે, જે સ્વભાવ વશ નથી પણ પોતાના શ્રેય વશ છે, તેવો પુરૂષ જગતનાં જે જે સંસ્કારનાં મોજાં અંદર પેસવા આવે તેને પોતાના હિતનાં અંદર પેસવા દઇ અહિતનાંને પાછા ઠેલે છે. અંદર જમાવા દેતો નથી

થાળીમાં પીરસેલું ભોજન સ્વાદ વશ મનુષ્ય સ્વાદીષ્ટ ભોજન ખાય છે, ને હિતકારી દ્રષ્ટિવાળો થાળીમાંનું જે ભોજન શરીરને હિત કરે તેનું જ ખાય છે ને બીજું ત્યજી દે છે, તેમ જ જગતમાં અસંખ્ય સંસ્કારવાળા પ્રાણી પદાર્થ છે તેની પરિક્ષા કરી હિતમાં જાગ્રત હિતકર સંગ્રહી અહિતકર ત્યજે છે હિતકર અહિતકર તપાસના તે સ્વભાવનો આશ્રય લેતો નથી પણ શાસ્ત્રનો આશ્રય લે છે

પ્રાણી બે પ્રકારના છે સ્વભાવવશ, ને બીજા હિત વશ હિત વશ સંયમી હોય જ્ઞાની હોય, નિજ હિતમાં જાગતા રહે તે ધીમે ધીમે મનુષ્યત્વમાંથી દેવત્વને ને ત્યાંથી પરમ-પદને પામે સ્વભાવ વશ પ્રાણી ધીમે ધીમે પશુત્વને ને છેવટે જડત્વને પામે ઇંદ્રિયોને મનને ભોગ ગમે છે, તે તેનો સ્વભાવ છે તે અહિતકર છે તેથી તે સ્વભાવને વશ કરી હિત સાધના જે પ્રયત્ન કરે તે તરે સુઝારો થએલાની જીભ મિસ્ટાન્ન ઇચ્છે પણ તે ઇચ્છાને ડાબી કડવી પણ હિતકર ગોળી જે ખાય તે જ સાજો થાય તેમ આપણે પણ ઇંદ્રિયો વશ કરી તેમના સ્વભાવથી ઇચ્છાતા ભોગ ત્યજી પરમપદનો મારગ લેઇએ તો તરીએ હવે સ્વભાવ વશ, અગર શાસ્ત્ર હિત વશ સર્વેની ક્રિયા તો અંતઃકરણના સંસ્કાર વશ હોય છે એના અંતઃકરણમાં શાસ્ત્રમાં કહેલ હિતના સંસ્કાર છે બીજાનામાં સ્વાભાવીક જેમ તેમ પડેલા સંસ્કાર છે આ અંતઃકરણના સંસ્કાર વશાત પુરૂષ પોતાને જેવો માને તેવો તે છે મદિરા પીધેલો બ્રાહ્મણ મદિરાના સંસ્કારવશ બોલે છે હું રંક છું, હું ભંગી છું તે તે વખતે સાચે જ પોતાને તેવો માને છે તેમ જીવાત્મા અંતઃકરણના સંસ્કારથી શ્રદ્ધા વડે જેવો પોતાને માને તેવો તે છે કામ, ક્રોધ, ને લોભથી રહિત શુદ્ધ ચિત્ત થતા પણ જ્ઞાન ને શાસ્ત્રના સંસ્કારવશ

જીવાત્મા પોતાને જેવો માને તેવો તે થાય છે. તેથી જ આત્મા પરમાત્માથી ભિન્ન છે કે અભિન્ન છે એ મતમા પણ મોટા મોટા વિદ્વાનોના ભિન્ન ભિન્ન મત છે. જીવાત્મા શ્રદ્ધામય છે ને તે શ્રદ્ધા સસ્કાર વશ–સ્વભાવ વશ અથવા વાસ્નાવશ છે. પુરૂષ સ્ત્રીનો વેશ અમુક લે કે સૌ તેને સ્ત્રી તરીકે જાણે છે તે સ્ત્રી તરીકે જ બોલે ચાલે છે છતા તેના હૈયામા હુ પુરૂષ છુ એવી શ્રદ્ધા છે તેથી તે પોતાને પુરૂષ માને છે. અત કરણમા જે સમજણ દૃઢ ઠસી ગઈ હોય છે તે પ્રમાણે જ પુરૂષ છે તેથી જ મોઢે અહ બ્રહ્માસ્મિ બોલે બ્રહ્મસ્વરૂપ નથી થવાતુ પણ ‌ બ્રહ્મસ્વરૂપ છુ એવુ ઉ‌ ઉ‌ હૈયામા વજ્રવત્ ઠસ્યું હોય જોઈએ સાચુ વમેલુ એને કહેવાય કે જેના વત્ સર્વ કાળમા આચરણ હોય બ્રહ્મ નિર્વિકાર છે જે બ્રહ્મસ્વરૂપ હોય તે ઇન્દ્રિયોના ભોગના સાનિધ્યમા નિર્વિકાર જ રહે કહેલ છે કે છેદાતા છતા ને પીડાતા છતા બ્રહ્મસ્વરૂપ થયેલ ન કોપે ન ક્રોધ કરે પણ સ્થિર બ્રહ્મની પેઠે રહે મોઢે બ્રહ્મસ્વરૂપ છુ એમ કહે બ્રહ્મસ્વરૂપ થવાતુ નથી. રાજ્ય મેળવવુ સહેલુ છે ઈંદ્રપદ મેળવવુ સહેલુ છે, બ્રહ્મા વિષ્ણુ કે મહેશ પદ મેળવવુ સહેલુ છે પણ બ્રહ્મસ્વરૂપ થવું કઠણુ છે કારણ એ સર્વ દેવો બ્રહ્મસ્વરૂપ થવા ઇચ્છે છે જેની જે ઇચ્છા કરે છે તે તેનાથી શ્રેષ્ટ છે શ્રદ્ધા અનુસાર કર્મ કરવુ. કર્મ પ્રમાણે શ્રદ્ધા જામતી જશે સમજ્યા વિના કશું ન કરવુ જે કરવુ તે વિચારીને સમજીને કરવુ સમજ્યા વિના કરેલુ ફળતુ નથી ને બ્રહ્મરૂપ થાય છે

यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।

प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥

અધ્યાય ૧૭ શ્લોક ૪

શબ્દાર્થ –સાત્વિકો દેવતાને ઉપાસે છે રાજસો યક્ષ રાક્ષસને, ને બીજા તામસ જનો પ્રેતભૂત ગણને ઉપાસે છે

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः ।
दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥

અધ્યાય ૧૭ શ્લોક ૫

कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवान्तः शरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥

અધ્યાય ૧૭ શ્લોક ૬

શબ્દાર્થ,—જે જનો દંભ ને અહંકારથી યુક્ત થઈ કામના ને રાગના બળથી સંપન્ન થઇ શાસ્ત્રમાં નહિ કહેલ ઘોર તપ તપે છે, ને એવા મૂઢ, શરીરમાં રહેલ (પંચ) ભૂત સમૂહ ને અંતઃશરીરમા રહેલ મને કૃશ કરે છે તેમને આસુરી નિશ્ચયવાળા જાણ.

વિવેચનઃ—આ અધ્યાયમા શાસ્ત્ર કોને કહેવા તે જાણવું જરૂરી છે. બે પ્રકારના જગતમા શાસ્ત્ર છે. ભોગ શાસ્ત્ર ને મોક્ષ શાસ્ત્ર ભોગ શાસ્ત્રમાં અનેક ભાગ છે. તેમાં વ્યવહાર શાસ્ત્ર, શિલ્પ શાસ્ત્ર, યુદ્ધ શાસ્ત્ર, અર્થ શાસ્ત્ર ને બીજા ઘણા વિષયો આવી જાય છે. જગતના ભોગમાથી ચિત્ત કઢાવી પરમપદમા ચિત્તને લઇ જવાનો બોધ જેમાં છે તે મોક્ષ શાસ્ત્ર કહેવાય છે. તેમાં ચિત્તને ભોગમાથી કેમ પાછું કઢાવવું ને તેને આત્મામા કેમ જોડવું એ બોધ હોય છે તેવા મોક્ષ શાસ્ત્રમાં પણ અનેક મહાત્માઓએ અનેક રીતો બતાવેલ છે. ચિત્તને ભોગમાં ન નાખે, ચિત્તને રાગદ્વેષથી ન રંગે, ચિત્તમા ચંચળતા, અશાંતિ, જડત્વ ન ઉપજાવે એવું આપણને પૂર્ણ શ્રદ્ધા બેસે એવું ગમે તે શાસ્ત્ર હોય તેને આપણે મોક્ષશાસ્ત્ર સમજવું. વેદ એ જ શાસ્ત્ર ને કુરાન કે બાઇબલ શાસ્ત્ર નથી એમ નથી. આપણને વેદ પ્રમાણ

હોય તે મતના તેમનો ગ્રથ પ્રમાણ હોય હિદુની મુક્તિ ચાર ને અન્ય ધર્મવાળાની નથી એમ નથી એટલે જે શાસ્ત્રના ઉપદેશથી વર્તતા વાસના રહિતપણુ, શુદ્ધ ચારિત્ર્ય, ચિત્તની આત્યતિક શાંતિ ને પરમાનદની પ્રાપ્તિ થાય તેને પ્રમાણ ગણવુ આવા જે શાસ્ત્ર હોય તેમા તર્ક ન કરવો અશ્રદ્ધા ન ધરવી પરગામ જનાર માણસ અનુભવીને રસ્તો પૂછી નક્કી કરી પછી શ્રદ્ધા રાખી પગે પડે તો જ ગામ પહોચે પણ તર્ક ને અશ્રદ્ધા ધરે દુખી થાય તેવુ જ આપણા શ્રેય માગનુ

અનુભવ ને જ્ઞાનથી નક્કી કરેલ વાતોનો જે સગ્રહ તેનુ નામ શાસ્ત્ર તેને ન માની પોતાની મતિ પ્રમાણે ચાલના જાય તે દુખી જ થાય ને શરીરને ક્રૂર કરનારુ તપનુ શુ પ્રયોજન સરીર શોષે મન શોષાતુ નથી મન સમજ્યા વિના તપનુ કશુ ફળ નથી જેમ સમાજને અથવા કુટુબીજનને નિયમમા રાખવા શાસન ને સમજણ બેની જરૂર છે તેમ આપણા માટે પણ મનને શુદ્ધ ને વાસના રહિત કરવા બોધ ને તપ બન્નેની જરૂર છે ઉપવાસ એજ તપ નથી **મન સહિત ઇદ્રિયોને તેના ભોગ માથી ખેચી પરમાત્મામા જોડવુ તે સાચુ તપ છે** ને તેમ કરતા નક્કી કરેલા ધોરણે મન ન વરતે તો થોડા ઉપવાસ તેને શિક્ષા રૂપ્વા બને થાય પણ હઠવાળુ ને દુસહ તપ તો આસુરી ભાવનુ લક્ષણ છે મુમુક્ષુને ત્યાજ્ય છ જેમ દુષ્ટને સુધારવા શિક્ષા ને સમજણ બન્નેની જરૂર છે તેમ બહુ સમયની અવળા થયેલ ચિત્તને શિક્ષા ને સમજણ બન્નેની જરૂર છે શિક્ષા એ તપ સમજણ એ બોધ જે સત્સગથી મળે સત ગ્રથથી મળે

આહાર વ્યવહાર ઉપરથી પોતાની પ્રકૃતિ જાણવા ભગવાન ભિન્ન ભિન્ન પ્રકૃતિના આહાર વ્યવહાર ને લક્ષણ કહે છે.

આપણે જેવી પ્રકૃતિના થવુ હોય તેવા આહાર વ્યવહાર ને લક્ષણ ધરીએ તો તેવા થવાય મિદનુ જે લક્ષણ છે તે જ સાધકનુ સાધન થાય છે સાત્વિક લક્ષણ શ્રેષ્ટ ને મોક્ષપ્રદ છે

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥

અધ્યાય ૧૭ શ્લોક ૭

શબ્દાર્થ સર્વને વળી આહાર ત્રણ પ્રકારનો પ્રિય હોય છે યજ્ઞ, તપ ને દાન (તે પણ ત્રણ પ્રકારના) તેમના ભેદ આ સાભળ

आयुः सत्त्वबलारोग्य सुखप्रीति विवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥

અધ્યાય ૧૭ શ્લોક ૮

શબ્દાર્થ –આયુષ્ય, સત્વ કહેતા અત કરણની શક્તિ, બળ ને આરોગ્ય, સુખ ને પ્રીતિને વધારનારા રસવાળા ચિકાસવાળા, સ્થિર (શરીરમા પોષક દ્રવ્ય રૂપે ઝાઝો વખત રહેનારા) આનદ આપનારા, આહાર સાત્વિકોને પ્રિય હોય છે

વિવેચન–જીવવુ એટલે જેમ તેમ જીવવુ નહી જીવનની પ્રત્યેક ક્રિયામા સુખ, શાતિ ને આનદ હોવા જ જોઇએ જમવુ એટલે જેમ તેમ જમવુ નહી જમવાની વસ્તુ ગમે તે હોય પણ તે સારામા સારી જાત હોવી જોઇએ જમવુ તે શરીર ને અંત કરણના પોષણ માટે, આપણી સુખ શાતિ ને આનદ માટે તેથી ભગવાને કહ્યા તેવો જ આહાર ખાવા પસદ કરવો. ચિકાશને વૈદકમા સ્નેહ કહેલ છે જેનો અર્થ

સામાન્ય રીતે ઘી છે. ચિકાશવાળા પદાર્થ ચિરસ્થાયી હોય છે. જમનાની જગા સુંદર, સ્વચ્છ, આકર્ષક ને અલંકૃત હોવી જોઇએ અથવા એકાંત જોઇએ. પ્રત્યેક ક્રિયા વખતની પેઠે જમતાં પણ શાંતિ ને આનંદ જોઇએ. જમતા વિક્ષેપ, ચિંતા, ભય, કલેશ, વાદવિવાદ બીલકુલ ન જોઇએ.

कट्वम्ल लवणात्युष्ण तीक्षण रुक्ष विदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥

અધ્યાય ૧૭ શ્લોક ૯

શબ્દાર્થ.-કડવા, ખાટા, ખારા, અતિ ઉના, તીખા, લુખા ને દાહ કરનારા તથા દુખ શોક આમય એટલે વ્યાધિને ઉત્પન્ન કરનારા આહાર રાજસ પુરુષને પ્રિય હોય છે.

यातयाम गतरसं पूति पर्युषित च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥

અધ્યાય ૧૭ શ્લોક ૧૦

શબ્દાર્થ-એક પ્રહરનું વાસી, રસ વિનાનું, દુર્ગંધવાળું, બગડી ગએલું, વાસી, છાંડેલું, અપવિત્ર એવું ભોજન તામસ જનને પ્રિય હોય છે.

વિવેચન-અહીં એક વાત બહુ ચોકખી કરવાની જરૂર છે, આ મોક્ષ શાસ્ત્ર ચાલે છે. મોક્ષ એટલે જેમા ભોગ માત્રનો અભાવ ને સ્વસ્વરૂપથી જ આનંદ છે તે દશા. મુક્તિ માટે સત્વગુણ જરૂરી છે. આજ કાલ આપણે બધાય કહીએ છીએ કે અમને મુક્તિ જોઇએ છે વાસ્તવીક રીતે અંતરથી આપણને મુક્તિ જોઇતી નથી. આપણને ધન, સ્ત્રી, પરિવાર, જમીન, મીલ્કત ને બીજા જગતના ભોગ ને વૈભવ જોઇએ છે. અંતરમા તેની અત્યંત લાલસા છે. તેને માટે

આપણે જેવી પ્રકૃતિના થવું હોય તેવા આહાર વ્યવહાર ને લક્ષણ ધરીએ તો તેવા થવાય સિદ્ધ જે લક્ષણ છે તે જ સાધકનુ સાધન થાય છે સાત્વિક લક્ષણ શ્રેષ્ઠ ને મોક્ષપ્રદ છે

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥

અધ્યાય ૧૭ શ્લોક ૭

શબ્દાર્થ -સર્વને વળી આહાર ત્રણ પ્રકારનો પ્રિય હોય છે યજ્ઞ, તપ ને દાન (તે પણ ત્રણ પ્રકારના) તેમના ભેદ આ સાભળ

आयुः सत्त्वबलारोग्य सुखप्रीति विवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः ॥

અધ્યાય ૧૭ શ્લોક ૮

શબ્દાર્થ -આયુષ્ય, સત્વ કહેતા અંતઃકરણની શક્તિ, બળ ને આરોગ્ય, સુખ ને પ્રીતિને વધારનારા રસવાળા ચિકાસવાળા, સ્થિર (શરીરમા પોષક દ્રવ્ય રૂપે ઝાઝો વખત રહેનારા) આનંદ આપનારા, આહાર સાત્વિકોને પ્રિય હોય છે

વિવેચન-જીવવુ એટલે જેમ તેમ જીવવુ નહી જીવનની પ્રત્યેક ક્રિયામા સુખ, શાંતિ ને આનંદ હોવા જ જોઇએ જમવુ એટલે જેમ તેમ જમવુ નહી જમવાની વસ્તુ ગમે તે હોય પણ તે ગ્રાગમા સારી જાત હોવી જોઇએ જમવું તે શરીર ને અંતઃકરણના પોષણ માટે, આપણી સુખ શાંતિ ને આનંદ માટે તેથી ભગવાને કહ્યા તેવો જ આહાર ખાવા પસંદ કરવો. ચિકાશને વૈદકમાં સ્નેહ કહેલ છે જેનો અર્થ

સામાન્ય રીતે ઘી છે. ચિકાશવાળા પદાર્થ ચિરસ્થાયી હોય છે. જમવાની જગા સુંદર, સ્વચ્છ, આકર્ષક ને અલંકૃત હોવી જોઇએ અથવા એકાંત જોઇએ. પ્રત્યેક ક્રિયા વખતની પેઠે જમતાં પણ શાંતિ ને આનંદ જોઇએ. જમતાં વિક્ષેપ, ચિંતા, ભય, ક્લેશ, વાદવિવાદ બીલકુલ ન જોઇએ.

कटवम्ल लवणात्युष्ण तीक्षण रुक्ष विदाहिनः ।

आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥

અધ્યાય ૧૭ શ્લોક ૯

શબ્દાર્થ:-કડવા, ખાટા, ખારા, અતિ ઉના, તીખા, લુખા ને દાહ કરનારા તથા દુઃખ શોક આમય એટલે વ્યાધિને ઉત્પન્ન કરનારા આહાર રાજસ પુરૂષને પ્રિય હોય છે.

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।

उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥

અધ્યાય ૧૭ શ્લોક ૧૦

શબ્દાર્થ:-એક પ્રહરનું વાસી, રસ વિનાનું, દુર્ગંધવાળું, બગડી ગયેલું, વાસી, છાંડેલું, અપવિત્ર એવું ભોજન તામસ જનને પ્રિય હોય છે.

વિવેચનઃ-અહીં એક વાત બહુ ચોકખી કરવાની જરૂર છે. આ મોક્ષ શાસ્ત્ર ચાલે છે. મોક્ષ એટલે જેમાં ભોગ માત્રનો અભાવ ને સ્વસ્વરૂપથી જ આનંદ છે તે દશા. મુક્તિ માટે સત્વગુણ જરૂરી છે. આજ કાલ આપણે બધાય કહીએ છીએ કે અમને મુક્તિ જોઇએ છે. વાસ્તવીક રીતે અંતરથી આપણને મુક્તિ જોઇતી નથી. આપણને ધન, સ્ત્રી, પરિવાર, જમીન, મીલ્કત ને બીજા જગતના ભોગ ને વૈભવ જોઇએ છે. અંતરમાં તેની અત્યંત લાલસા છે. તેને માટે

જના જોખમે પણ પ્રયત્ન કરીએ છીએ ને મોટે કહીએ છીએ મુક્તિ જોઇએ છે. સાચી રીતે મુક્તિની ઇચ્છાવાળો લાખોમાં એકાદ હોય. મુક્તિની ઇચ્છા સાચી જેને હોય તે તો સર્વભોગના ત્યાગના જ અભ્યાસમાં હોય જેને અંતરમાં ઇચ્છા હોય તેણે તે માટે પ્રયત્ન કરવો જગતના ભોગની ઇચ્છા હોય તેણે તે માટે પ્રયત્ન કરવો **જગતના ભોગની ઇચ્છા હોય ને મુક્તિનો યત્ન કરે તે ઉંધો યત્ન છે,** વ્યર્થ મહેનત છે સાત્વિક રાજસ ને તામસ ત્રણેય આહારો જેની જે કામના હોય તે માટે વાસ્તવીક છે મુક્તિની ઇચ્છાવાળાઓ સાત્વિક આહાર લે છે. રજોગુણી ને તમોગુણી કર્મવાળાને સાત્વિક આહાર ન જ ફાવે આહાર, વ્યવહાર ને વિહાર સૌ અંતર કામના પ્રમાણે હોય તો જ ફળે **મુક્તિ ગમે તેવી સારી લેખાતી હોય પણ અંતરમાં ભોગવાસના હશે તો ભોગ વાસના નાશ પામ્યા સિવાય મુક્તિના તમામ પ્રયત્ન નિષ્ફળ જવાના** વાસના બે પ્રકારની છે. ધર્મ વાસના અધર્મ વાસના દાખલા તરીકે સ્વસ્ત્રીમાં વિષય વાસના એ ધર્મયુક્ત વાસના છે પરસ્ત્રીમાં ભોગવાસના છે તે અધર્મયુક્ત વાસના છે પરધન હરણ અધર્મ વાસના છે. સ્વધન રક્ષણ ધર્મ વાસના છે અધર્મ વાસનાને તો ગમે તે ઉપાયે નાશ કરવી ને ધર્મવાસનાને ભોગવતા ને મનને બોધ આપતા ધીરે ધીરે શમાવવી હઠથી ઇચ્છા બંધ કરે તો દબાવેલ રબરનો દડો જેમ બહુ ઉછળે છે તેમ તે ઇચ્છા વેગે ચઢતા અધર્મ કરે છે ધીમે ધીમે ભોગ ધર્મયુક્ત ભોગવતાં, વળી ત્યજતા મનને સમજણ આપી વાસના છોડાવતા મયતું ને અંતે સમૂળ વાસના ત્યજવી અંતરમાં વાસના શમાવી તૃપ્ત થના હોઇએ ને સાચી જ મુક્તિની ઇચ્છા થઇ હોય તો જ તે માટે યત્ન કરવો નહિ તો પ્રથમ વાસના

ધર્મ પ્રમાણે પુરી કરવા યત્ન કરવો. બધાને મોક્ષશાસ્રનો ઉપદેશ કરવો તે ખોટો છે. તેથી જ ગીતામાં કર્મ કરતાં, વ્યવહારમાં વર્તતાં, ધીમે ધીમે મનને વ્યવહારમાંથી હઠાવી પરમપદમાં જોડવાનો બોધ છે. દેવામાં ડુબેલો વેપારી વેપાર કરતાં ધીમે ધીમે દેવું કાપતો જાય છે ને મુડી વધારતો જાય છે, ખરચ ઘટાડતો જાય છે, ને તેમ કરતા કાળે કરી દેવાથી મુક્ત થઇ માલદાર થાય છે તેમ ચિત્ત વૃત્તિ ભોગમાં રૂચીવાળી છે તેને ધીરે ધીરે ભોગ ભોગવતાં તે ઉપર અરૂચિ કરાવી પરમાત્મામાં રૂચિ પેદા કરી છેવટ ભોગ ત્યજાવી પરમપદમાં જોડવી. જગતમાથી ચિત્તવૃત્તિ હઠાવે ને પરમપદમાં તેને ચોટાડે તેવા બોધ ને રીતનો જેમાં સંગ્રહ હોય તેનું નામ મુક્તિ શાસ્ત્ર. તેનું વારંવાર વાંચન ને વિચાર કરવો.

સમજુએ સૌને સાત્વિક આહારનો ને મુક્તિના માર્ગનો ઉપદેશ ન કરવો. ધર્મયુક્ત જે કામના હોય તે પુરવાનો માર્ગ બતાવવો. ને તે માટે જે આહાર, વિહારની જરૂર હોય તે બતાવવાં જરૂરી છે.

નિર્બળ શરીર ન કરવું. ઉપવાસ, અલ્પ આહાર ન કરવા. શરીરમાં પરાણે કમજોરી લાવ્યાથી શો લાભ ? શરીર બળવાન જોઇએ, મન બળવાન જોઇએ. બળવાન શરીર ને બુદ્ધિ હશે તો સહનશીલતા, ધીરજ, ને શ્રેયની ક્રિયા થઇ શકશે. નિર્બળથી કશું નથી થઇ શકતું. હા વધુ પડતા ઉન્માદ કરે એવા આહાર મોક્ષમાર્ગીએ ન લેવા. શરીરનું પોષણ કરવા યોગ્ય આહાર લેવો. ળ શરીરવાળાનો આત્મા બળવાન હોય એ ખોટો ખ્યાલ છે. ચિત્તની નિર્મળતા એ જ સાચું આત્મબળ છે. ચિત્તનું વાસના રહિતપણું એ જ સાચું બળ છે. ઘણી વખત તો શરીરની કમજોરીથી

ક્રોધ ને આવેશ આવે છે ડહાપણ ને શાંતિ નાશ પામે છે. શરીરના પોષણ પુરતો આવશ્યક ખોરાક ખાવો શરીરને ઘસારાના પ્રમાણમા અન્ન હઠથી ન લે તો રોગ થાય અતિશયને પામતા મૃત્યુ પણ થાય.

ચિત્તને જગતના ભોગ જ્યા સુધી સાચી રીતે દુઃખદાયક ન સમજાય ત્યા સુધી તે જગતના ભોગ પણ નહિ છોડે ને તેના પ્રત્યે તેનો રાગ નહી મટે ભોગમા રાગ ઘટ્યા સિવાય ભગવાનમા રાગ ન થાય ને ભગવાનમા રાગ થયા સિવાય ભગવાનની પ્રાપ્તિ ન થાય જેટલો જગતના ભોગ પ્રત્યે રાગ તેટલો ભગવાન પ્રત્યે વૈરાગ્ય ને જેટલો ભગવાન પ્રત્યે રાગ તેટલો જગતના ભોગ પ્રત્યે વૈરાગ્ય ભોગમાથી રસ ક્યારે મટે ? જ્યારે તે દુઃખરૂપ લાગે ત્યારે ચિત્ત સાત્વીક હોય– શુદ્ધ હોય તો વસ્તુના ગુણ દોષ તેને યથાવત્ સમજાય છે. ને રજો–તમોગુણ યુક્ત વાસનાથી મલીન હોય તો વસ્તુના ગુણ દોષ તેને બરાબર સમજાતા નથી જેમ પક્ષપાતી માણસ બરાબર ન્યાય તોળી શકતો નથી તેમ રજો–તમોગુણી ચિત્ત જગતના ભોગને યથાવત્ જાણતું નથી શુદ્ધ સાત્વિક ચિત્તને જ ભોગમા દુઃખ યથાવત્ સમજાય છે તેથી શુદ્ધ સાત્વિક આહાર, શુદ્ધ ચિત્ત બનાવી ભગવાન પ્રાપ્તિની ઇચ્છાવાળાને આવશ્યક છે

જગતમા જડ ને ચેતન બે છે મુક્તિની ઇચ્છાવાળાએ એ બન્નેના જે સાત્વગુણી હોય તેનું સેવન કરવુ દશમા અધ્યાયમા કહેલ ભગવત્ વિભૂતિ ને બીજે પણ કહેલ સાત્વિક વિભૂતિના સેવનથી ચિત્ત સાત્વિક થાય છે જેથી સાત્વિક ચિત્તમા વસ્તુ યથાવત્ સમજાય છે યથાવત્ ભોગનું સ્વરૂપ તો દુઃખ જ છે. શુદ્ધ સાત્વિક ચિત્તમા વિચારનો ઉદય થાય છે જે વિચારથી આત્મ સ્વરૂપ–પરમઆનંદ

સ્વરૂપ સમજાય છે. ને જગતના ભોગ અત્યંત દુઃખવાળા લાગે છે. ભોગને ભજતાં પરમપદમાં રમીએ છીએ કહેનાર મૂર્ખ છે. ભોગમાં રાગ છતાં ભગવાનમાં રાગ થાય જ નહીં. **જેમ પરણેલ પતિ ને જાર બેને સેવનાર સ્ત્રી સતી ન કહેવાય, તેમ ચિત્ત ભોગને ભજતાં ભગવત્મય છે એમ ન જ કહેવાય.** બ્રહ્મસ્વરૂપ થવા ઇચ્છનારે, ભગવાનને મેળવવા ઇચ્છનારે ભોગને તો પ્રથમ ત્યજવા જ જોઇએ.

જગતના ભોગ ત્યજી શુદ્ધ થએલ ચિત્તને પરમપદના બે માર્ગ છે. (૧) સાંખ્ય. (૨) યોગ. બન્નેમાં જગતના ભોગના ત્યાગ રૂપ ઉત્કટ વૈરાગ્ય જરૂરી છે. તેથી ભોગ ત્યજવા ઇચ્છનારે, મુક્તિની ઇચ્છાવાળાએ સાત્વિક આહાર, સાત્વિક કર્મ, સાત્વિક સહવાસ, યજ્ઞ, દાન, તપ સર્વ સાત્વિક કરવાં–

હવે ત્રણ પ્રકારના યજ્ઞ કહે છે. જેમાંના સાત્વિક સેવવા; રાજસ, તામસ ત્યજવા.

> अफलाकाङ्क्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
> यष्टव्यमेवेति मनः समाधाय स सात्विकः ॥

અધ્યાય ૧૭ શ્લોક ૧૧

શબ્દાર્થ:–યજ્ઞ કરવો જ જોઇએ. મનથી નિશ્ચય કરી ફળની ઇચ્છા ન રાખતા પુરૂષથી શાસ્ત્ર વિધિ પ્રમાણે જે યજ્ઞ થાય તે સાત્વિક કહેવાય છે.

વિવેચનઃ–ગીતામાં કહેલ છે કે દેવતાઓને તેમનો ભાગ આપી તેમને પ્રસન્ન કરી તેમના આપેલ ભોગ ભોગવે તે સિવાયના અન્ય ચોર છે. સાચી વાત છે. જેનાથી આપણને આપણા ભોગ મળે તે આપણા દેવતા છે. જેનામાં પરમાત્મા વિરાજ્યા છે તે ગમે તેવું શરીર હોય પણ તે દેવતા છે. જેનામાં શક્તિ છે તે દેવતા છે. ખેડૂતની પૃથ્વી એ દેવતા

ભલે દેવતા યજ્ઞ રૂપે જ ગણાતા હોય પણ વ્યાપક યજ્ઞ ઉપર કહ્યા પ્રમાણે જો ગણીએ તો સર્વ સુખી થાય.

अभिसंधाय तु फलं दम्भार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ।

અધ્યાય ૧૭ શ્લોક ૧૨

શબ્દાર્થ:–પણ ફળની ઇચ્છા રાખી, દંભ ખાતર હે ભરત શ્રેષ્ટ ! જે યજ્ઞ કરવામાં આવે તે યજ્ઞને રાજસ જાણવો.

विधिहीनमसृष्टान्नं मन्त्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ।

અધ્યાય ૧૭ શ્લોક ૧૩

શબ્દાર્થ:–શાસ્ત્ર વિધિ રહિત, જેમાં અન્ન આપવામાં આવતું નથી, મંત્ર ને દક્ષિણા રહિત ને શ્રદ્ધા રહિત યજ્ઞને તામસ યજ્ઞ કહે છે.

વિવેચન:–આ શ્લોક ઉપરથી એમ જણાશે કે યજ્ઞ એટલે આહુતિ, મંત્ર ને દક્ષિણા જેમાં છે તે જ યજ્ઞ. આપણે તે પણ યજ્ઞ શબ્દથી માનીએ ને ઉપર કહ્યા તે પ્રમાણે વ્યાપક યજ્ઞ માનીએ તો હાનિ નથી. બલ્કે અતિશય લાભ છે. પ્રત્યેક ક્રિયાથી સુખ ને આનંદ તેથી નીપજશે. માબાપ બાળક ઉછેરે તે પણ યજ્ઞરૂપ ગણે, ને આનંદથી કરે. શિક્ષક વિદ્યાર્થીઓને પણ યજ્ઞ રૂપે જ ભણાવે. ને તેથી જે કંઇ ક્રિયા થાય તે યજ્ઞ રૂપે ભગવાનનું યજન થાય છે એ ભાવના રાખે તો સ્હેજે આણી તરે.

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ . ।

અધ્યાય ૧૭ શ્લોક: ૧૪

શબ્દાર્થ:–દેવ, બ્રાહ્મણ, ગુરૂ ને વિદ્વાનનું પૂજન, પવિત્રતા, સરળતા, બ્રહ્મચર્ય ને અહિંસા એ શારીર તપ કહેવાય છે.

વિવેચન:–ચિત્તની પ્રેરણાથી ને તેમાં રહેલી પ્રાણ શક્તિથી શરીર ઇંદ્રિયો વડે કર્મ થાય છે. પ્રકૃતિ વશ કર્મ જો થાય તો તો સંસારથી ન છૂટાય. શ્રેયના ધ્યેય અનુસાર ચિત્ત કર્મ કરે તો તરે. શરીરથી કયું કર્મ કરે શ્રેય સધાય તે આ શ્લોકથી ભગવાન કહે છે. પૂજનના પ્રકાર શાસ્ત્રમાં કહ્યા છે. મૂર્તિ વિગેરેનું પૂજન જળ, ચંદન પુષ્પથી થાય. પશુનું પૂજન ખડ, ધાન્ય વિગેરેથી થાય. બ્રાહ્મણ, ગુરૂ ને પ્રાજ્ઞનું પૂજન ચંદન પુષ્પ ચઢાવે જ થાય તેમ નથી. તે બધું કરે ને તેમનું અપમાન કરે, તેમને અસંતોષે તો તે પૂજન ન ફળે. પૂજન એ પુજ્યના સંતોષ માટે છે. તેથી જે રીતે દેવતા, બ્રાહ્મણ, ગુરૂ ને વિદ્વાનનો આત્મા સંતુષ્ટ થાય તે રીતે વર્તવું તેનુ નામ તેમનું પૂજન છે. જે હિત ઉપદેશ કરે તે ગુરૂ. તેથી જેનાથી આપણે બોધ પામીએ તે સૌને યથાશક્તિ સંતોષીએ.

શરીરને પવિત્ર રાખવું, મેલ રહિત રાખવું, તે બાહ્ય શૌચ છે. ને મનને પાપરહિત, વાસના રહિત શુદ્ધ રાખવું તે અંતર શૌચ છે. બન્ને શૌચની જરૂર છે.

વિચાર, વાણી ને વર્તનની એકતા રાખવી તે સરળતા છે.

બ્રહ્મચર્યનો ભંગ આઠ રીતે કહેલ છે તે આઠે પ્રકારે પરસ્ત્રીથી અસંગ રહેવું તે બ્રહ્મચર્ય છે. ને સ્વસ્ત્રી સાથે ગૃહસ્થાશ્રમીએ ઋતુ સિવાય–પ્રજોત્પત્તિના હેતુ સિવાય–ભોગ સુખ માટે જે ગમન કરવું તે બ્રહ્મચર્યનો ભંગ છે.

અહિંસા–એટલે પ્રાણીમાત્ર પ્રત્યે હેતુ વિના નિર્મળ પ્રેમ ભાવવાળી દયા.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥

અધ્યાય ૧૭ શ્લોક ૧૫

શબ્દાર્થ.-ઉદ્વેગ ન કરે તેવું, સત્ય, પ્રિય, તથા હિતકર એવું વાક્ય, તેમ જ વેદનો અભ્યાસ અથવા જપનો અભ્યાસ તે વાચીક તપ કહેવાય છે.

વિવેચનઃ-સ્વાધ્યાયનો અર્થ પરમાત્માનાં કોઇ નામનો જપ પણ થાય છે. અગર વેદનો પાઠ પણ થાય છે. સત્ય, પ્રિય ને હિતકર વાણીનું તપ ઉત્તમ ફળનું દાતા છે. અત્યારે એકાદશી, સોમવાર વિગેરેનાં વ્રતથી વિધવિધ પ્રકારનાં ભોજન ખાઇ જે તપ થાય છે તે તો વેવલો છે. સાચુ તપ ને સાચાં વ્રત તો ભગવાન કહે છે તે છે. એકલું સાચુ બોલવાનું વ્રત પણ મહા ફળનું દાતા છે. પ્રિય બોલવાનું વ્રત તે પણ મહાન છે. હિતકર સિવાય અન્ય ન બોલવું તે પણ સારૂં વ્રત છે. ને જો ત્રણેય ના એકત્ર રૂપ તપ થાય તો તો તેનું અખૂટ ફળ છે.

मनः प्रसादः सौम्यत्वं मौनमात्म विनिग्रहः ।
भाव संशुद्धि रित्येतत्तपो मानसमुच्यते ॥

અધ્યાય ૧૭ શ્લોક ૧૬

શબ્દાર્થ:-મનની પ્રસન્નતા, સૌમ્યપણું, મૌન, મનનો નિગ્રહ, ને શુદ્ધ ભાવના એ માનસ તપ કહેવાય છે.

વિવેચનઃ-શરીર, ઇંદ્રિયો વિગેરેને ચલાવનાર ચિત્ત છે. તે ચિત્ત સ્વભાવવશ-પ્રકૃતિ વશ થઇ ચલાવે તે પરમપદના માર્ગે ન પહોંચાડે. ને શ્રેય જેમાં કહેલ છે એવા શાસ્ત્ર અનુસાર ચલાવે તો તેથી, જો તે ક્રિયા નિષ્કામ રૂપ હોય તો પરમપદને પ્રાપ્ત કરાવે.

મન, વચન, ને કાયા રૂપ ક્રિયાના ત્રણ ભેદ છે. તેથી જે ક્રિયાથી શ્રેય પમાય તેને તપ કહી તે ત્રણે તપનું વર્ણન કર્યું.

મૌન એટલે ન બોલવું તે નહીં. મુખે ન બોલવું તે વાણી મૌન છે. ને મનથી સંકલ્પ ઉભો ન કરવો ને મનનું શાંત નિઃસંકલ્પ રહેવું તે મનનું મૌન છે. ને તે જ મૌનનું સાચું સ્વરૂપ છે. સદા પ્રસન્ન મન, શમ વિષમ પ્રસંગમાં પણ મનની શાંતિ, ઈંદ્રિયોના ભોગ તરફ જતાં મનને રોકવું, ને વિચારથી પ્રાણીમાત્રનું ભલું ઇચ્છવું, પ્રાણી માત્રને સુખી ઇચ્છવા એ મનનું તપ બહુ સુંદર છે. લોઢાના ભાલાવાળા ખાટલા પર સુવું, ઉંધે મસ્તક લટકવું, ચોરાશી ધુણીઓ તાપવી, જડવત્ બેસી રહેવુ વિગેરે તપ ભગવાને કહેલ આ ત્રણ તપ આગળ હલકાં છે.

રોજ માળા ફેરવ્યા કરતાં, મંદીર જવા કરતાં, તીર્થ ... કરતાં ને બીજી પણ તેવી જ ક્રિયા કરતાં છતાં ભગવાને કહેલ આ તપોમાંનું એક પણ તપ આપણે જીવનમાં ઉતારીએ તો અનેક રીતે કલ્યાણ છે.

બધાં તપ, પુણ્ય, દાન, યજ્ઞ, તિર્થસેવન, જપ, દેવ સેવા-વિગેરે સર્વથી મન અખંડ શાતિમાં રહે એ જ પામવા જેવું છે. મનની અખંડ નિર્વિકાર શાતિ એ સર્વ તપનું શિરોમણી છે.

આ ત્રણે પ્રકારનાં તપમાં જો શ્રદ્ધા, ને ફળની આકાંક્ષા રહિત તપ તપાય તો તે સાત્વિક કહેવાય-મુક્તિ દાતા કહેવાય. ને સત્કાર, માન, પૂજા અર્થે, દંભથી થાય તો રાજસ કહેવાય ને પરના નાશ અર્થે, આત્મપીડા અર્થે મોહથી થાય તો તામસ કહેવાય.

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥
અધ્યાય ૧૭ શ્લોક ૨૦

શબ્દાર્થ:—આપવું જોઈએ (એમ માની) દેશ, કાળ ને પાત્ર (જોઈ) અનુપકારીને જે દાન આપવામાં આવે છે તે દાન સાત્વિક કહેલ છે.

વિવેચન—માયાનો પ્રભાવ વિચિત્ર છે. બધું ત્યજવાની ભાવનાવાળો બધું ત્યજે તો પણ ત્યજવાની રીત ને ક્રિયામાં માયાનો પ્રભાવ જણાય છે. દાનમાં પણ માયાનો પ્રભાવ છે. જેમ જગતના ભોગમાં માણસને મોહ છે તેમ હું બહુ પેદા કરૂં ને હું દાન કરૂં એ મોહ છે. પોતાને જોઈએ તેથી બધુ મેળવી દાન કરવું એના કરતાં પોતાને જોઈએ તેથી બધુ ન લેવું એ શ્રેષ્ઠ છે. છતાં જેના પૂર્વ જન્મના પુણ્યના પ્રભાવે આ જન્મમાં સંપત્ મળી છે તે દાન આપે તે સારૂં છે. દાન, ભોગ ને નાશ ત્રણ જ ધનની ગતિ છે. ભોગમાં ખર્ચાય તેના કરતાં દાનમાં ખર્ચાય તે સારૂં છે. પણ આપણે દાન દેવા માટે અધર્મ, જુઠ, કપટ, ચોરી વિગેરેથી, જુગારથી કે બીજી એવી ક્રિયાથી ધન મેળવવા ન ઇચ્છીએ. પાપ કરી ધન મેળવી દાન કરવાથી પાપ છૂટતું નથી. કર્મમાં બાદ બાકી થતી નથી. હજાર રૂપીઆ પાપથી મેળવાય ને ૫૦૦ દાન અપાય તો પાંચસોનું પાપ ભોગવવું પડે તેમ નથી. એ તો હજારના પાપનું ફળ ભોગવવાનું. ને પાંચસોનું પુણ્યનું ફળ ભોગવવાનું. દાન ધનનું જ થાય તેમ નથી. દાન અનેક પ્રકારનાં છે. અન્નદાન, વસ્ત્રદાન, જ્ઞાનદાન, વસ્તુ દાન, અભયદાન વિગેરે. આપણી પાસે જે હોય તે પરના કલ્યાણ અર્થે વાપરવું તેનું નામ દાન. ઉપકારીને આપે તે દાન નથી. તે તો ઉપકારનો બદલો છે. દાનનું પાત્ર એ છે કે

જે પોતાની આજીવીકા પોતાની મેળે મેળવવા અશક્ત છે. તેને આજીવીકા આપવી તે દાન છે. આપેલાનો જે સદુપયોગ કરે, આપેલાથી જે પોતાનું ને પરનું યથાશકિત કલ્યાણ સાધે તે પાત્ર કહેવાય છે દાન પણ વિચારીને કરવું જોઇએ. જેમ યોગ્ય ભૂમિમાં વાવેલું ઉગે છે, ને અયોગ્યમાં નથી ઉગતું તેમ જે નિજ ને પર કલ્યાણ સાધવાના પ્રયત્નમાં છે તેવા યોગ્ય પાત્રને આપેલું દાન જ ઉગે છે ને ફળે છે. અપાતાં આપનારનો આત્મા કલેશ ન પામે ને લેનારનો પણ ન પામે તો જ તે સારું દાન છે. જે પાપાચારી છે, દુરાચારી છે, વ્યસની છે, પોતાના કલ્યાણના માર્ગમાં જનાર નથી, જે જગતના હિત માટે યત્ન કરનાર નથી તે દાનના પાત્ર નથી. જે દાન દીધાથી આપણા ચિત્તમાં શાંતિ થાય, આનંદ થાય, કલેશ ને ચચળાટ ન થાય, જે દાન દેવામાં માન, પ્રતિષ્ઠા, ઇર્ષા ને પરનું અશુભ ન હોય તે સારું દાન છે. આજીવીકાને ધક્કો લાગે, કુટુંબીજન દુઃખી થાય ને શક્તિ ઉપરાંતનું જે દાન હોય તે ગૃહસ્થાશ્રમીએ ન કરવું. પોતાને ખપુર્વક જીવવા માટે જરૂરી હોય તેથી વિશેષ હોય તે દાન ગૃહસ્થીએ સામાન્ય રીતે કરવું. ટુંકમાં જે દાન દીધું દાતાથી ને કુટુંબથી આનંદથી સહેવાય તે દેવું. તે ઉપરાંત કશું ન દેવું. પરમાત્માનાં અનેક નામ કલ્પેલાં છે તેમાં ૐ એ વિશેષ રૂપ છે, તેનાં અનેક કારણ છે. તત એટલે તે પરમાત્મા સત સ્વરૂપ છે. સદા જેવા ને તેવા વિકાર રહિત છે. જગત નશ્વર છે. પરમાત્મા નિત્ય છે તેથી દાન, યજ્ઞ, તપ વિગેરે જે કંઈ ક્રિયા થાય તેમાં ભાવના એ કરવી કે આનાથી પરમાત્મા પ્રસન્ન થાય. દાન, તપ, યજ્ઞ કે બીજી કોઇ ક્રિયાનાં બે ફળ છે. કાં તો ભોગ, કાં તો મોક્ષ. મોક્ષ પરમાત્માની કૃપાથી જ મળે છે. તેથી શુભની ઇચ્છા રાખનારે દુઃખ રૂપ ભોગ ન માગતાં સુખ ને આનંદરૂપ મોક્ષની

પ્રચ્છા કરવી. ને પરમાત્માની પ્રસન્નતા પ્રચ્છવી. તેથી પ્રત્યેક આવી ક્રિયા કરતા પરમાત્માને યાદ કરવા ને કહેવું કે હે પ્રભુ મારાથી કઇ થાય તેમ નથી તારું આપેલું તું અપાવું છું ત્યારે આપું છું જે કઇ કરું છુ તે તું કરાવું છુ ત્યારે તારી આપેલી શક્તિ ને બુદ્ધિથી કરું છું આમા મારું કંઇ નથી જગત તેં નીપજાવ્યું છે આ શરીર પણ તેંજ ઉભું કર્યું છે. હુ સહિત જગતનો સ્રષ્ટા ને પાલક તું છે. હું જે કંઇ કરું તેથી તમે પ્રસન્ન થાઓ આ યાદ માટે આવી ક્રિયાના સમયે ૐ તત્ સત્ બોલવું.

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृत च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥

અધ્યાય ૧૭ શ્લોક ૨૮

શબ્દાર્થ—અશ્રદ્ધાથી જે હોમ્યુ હોય, જે આપ્યું હોય, જે તપ તપાયું હોય, જે કંઇ કર્યું હોય તે હે પાર્થ અસત કહેવાય છે. તે અહીં કે પરલોકમા (કઇ લાભ) કરતું નથી

વિવેચન—શરીરમાં રહેલ ચેતનદેવ આત્મા તે જ પરમાત્મા છે. મનની શાંત નિર્વિચાર અવસ્થામા શ્રદ્ધા વડે જે સંકલ્પ થાય તે ચેતન દેવ પરમાત્માથી ફળે છે. શુભની ઇચ્છા રાખનારે જાણવું કે શ્રદ્ધાવાળો સંકલ્પ જ આત્મારૂપ કલ્પતરૂ પાસે રહી કરાય તો તત્કાળ ફળે છે

## અધ્યાય ૧૮ મો સન્યાસ યોગ.

અંતઃકરણની શુદ્ધિ માટે ભગવાને ઘણા ઉપાય બતાવ્યા છે. ચિત્ત ને ભોગ તરફથી પાછું ખેંચી પરમાત્મા તરફ લઇ જવાના પ્રયત્નમાં જીજ્ઞાસુએ બધું ત્યજવું કે બધા વચ્ચે રહી ચિત્તને પરમાત્મામાં જોડવું એ પ્રશ્ન થાય. આપણે જગત જીવતાં ત્યજી શકવાના નથી. ખાવું પીવું ત્યજાવાનું નથી. પહાડ પર જાય કે જંગલમાં જાય પણ પ્રાણી પદાર્થનો સંબંધ ત્યજાવાતો નથી. કુટુંબ ત્યજી શિષ્યો કરે છે. ને છોકરાં ત્યજી પશુ પંખીને પાળે છે ને ઉછેરે છે. ઘર ત્યજી મઠ બાંધે છે. માટે સારામાં સારૂં તો એ છે કે જ્યાં હોઇએ ત્યાં રહી ફ્લેચ્છા રહિત શુભ કર્મ કરતાં **પરમાત્મા આરાધવા ને ભોગ ત્યજવા.** વાસના ત્યજ્યા સિવાય, કુટુંબ ત્યજે કલ્યાણ થવાનું નથી. જે સમાજ ને વ્યવહારમાં આપણે છીએ તે બધાંને એમના એમ મૂકી શરીરનું મરણ થશે ને શરીરથી ભિન્ન જીવાત્મા અહીંથી જશે તે પછી તેને અહીંઆની સાથે કશો સંબંધ નહીં રહે એવું જ્યારે લક્ષ પુર્વક આપણે સાંભળીએ છીએ ત્યારે આપણને ધ્રાસકો પડે છે. આપણે જન્મી આખી જીંદગી તો અહીંના પ્રાણી પદાર્થ મેળવવા ને ભોગવવા માટે જ મહેનત કરીએ છીએ? પણ પછી? કાળનું તેડું આવે શું થશે? કહે છે કે એ બધું અહીં રહેશે ને આપણે એકલાં જવાનું. કુટુંબ પરિવાર અહીં રહેવાનો. માલ મીલ્કત અહીં રહેવાનાં. અહીંથી તહીં કે ત્યાંથી અહીં કાગળ, તાર કે સંદેશા ન આવે ન જાય. ને કાળને તલવાર, બંદુક, તોપ, લશ્કર કે કોઇ પાછું ન વાળી શકે. તો પછી જીવતાં આ બધી ખટપટો શું કામ કરવી. એ બધું ત્યજીને એવું કેમ ન કરવું કે જે કરેલું અહીંથી જતાં પછી કામ આવે? એટલે જીવતાં

આખું જીવનનું કર્મ એ રાખવું કે જે શરીર પડે કામમાં આવે. ને તેના અર્થે આ જગતમાં જેને ત્યજવું પડે તે ત્યજવું આવો વિચાર ઘણાને આવે. અહીંનું કર્મ કે પરલોકમાં ઉપયોગી કર્મ એ બન્ને કર્મ ભોગ કર્મ કહેવાય. બીજાં કર્મ મોક્ષદાતા કર્મ. ભોગ કર્મ ને મોક્ષ કર્મ એમ બે પ્રકારનાં કર્મમાં ભોગ કર્મથી જન્મ, મરણ ને અનંત દુઃખ છે તો તે ત્યજી કેવળ મોક્ષ કર્મ કેમ ન કરવાં એ પ્રશ્ન આપણને થાય. અત્રે વિચાર શુભ કર્મનો જ થાય છે. અશુભ એટલે પાપ કર્મ તો ભોગ કે ગોક્ષ બન્નેમાંથી ગમે તે ઇચ્છનાર માટે ત્યાજ્ય છે. ભગવાને ગીતામાં વારંવાર બતાવ્યું છે કે આ લોક કે પરલોકના ભોગ શુભ કર્મના ફળથી ઉત્પન્ન થાય છે. શુભ કર્મ કર્યા સિવાય-પુણ્ય કર્મ કર્યા સિવાય ભોગ મળતા નથી. પુણ્યનું ફળ સુખ ને પાપનું ફળ દુઃખ છે. હવે ભગવાન કહે છે પુણ્ય કર્મનો ફળ જો ઇચ્છે તો ભોગ મળે. ને ન ઇચ્છે તો મોક્ષ મળે. એટલે ભગવાને તો નિર્ણય કર્યો કે શુભ કર્મ તો કરવાં પણ તેના ફળરૂપ ભોગ ન ઇચ્છવો તો તે મોક્ષદાતા થાય.

ત્યારે પ્રશ્ન એ થાય કે બધાના કરતાં કર્મ જ ન કરીએ તો ? સારાં એ નહીં ને અશુભ પણ નહીં તો ? આવું જેને થાય તેણે એકાંતમાં શરીર ઇંદ્રિયોનું હલન ચલન રોકી બેસવું. વાણી પણ રોકવી, ને વિચાર પણ બંધ કરવા. હવે તપાસી જુઓ કે શરીર, વાણી ને મન નિષ્ક્રિય કેટલો વખત રહી શકે છે. શરીર સહિત ઇંદ્રિયો ને વાણી કદાચ રોકાશે થોડો વખત, પણ મન તો રોકયું નહીં જ રહે. આપણે શરીર નથી. આપણે ચિત્ત નથી. સ્થુળ ને સુક્ષ્મ શરીર પ્રકૃતિનું છે. પ્રકૃતિથી ઉત્પન્ન થયું છે. પ્રકૃતિરૂપી સાગરમાં છે, ને પ્રકૃતિવશ છે. શરીર પ્રકૃતિ આધીન છે.

જગતમાં જેમ બધી વસ્તુઓ વિકાર ને વિનાશ વશ છે તેમ આપણું શરીર પણ વિકાર ને વિનાશ વશ છે. જીવતું શરીર, જાગતું ચિત્ત આખું જીવન નિષ્ક્રિય રહે તે કદી નહી બને.

જગતનાં મોજાં ચિત્તને વિકાર કરવાનાં. ને તે મોજાં આધીન ચિત્ત પોતાની શક્તિ પ્રમાણે શરીર ને ઇંદ્રિયોથી કર્મ કરવાનું જ. તો પછી પ્રકૃતિ અનુસાર શુભ કર્મ કરવા ને તેનું ફળ ભોગ ન ઇચ્છતા શરીર ને મનના ધર્મરૂપ કર્મ કર્યા કરવાં.

તો પછી શાસ્ત્રમા ને લોકમા સન્યાસ આશ્રમ કહેવાય છે તેનું શું ? કંચન ને કામીની ત્યજે તે સાધુએ કહેવાય છે તેનું શું ? કંચન ને કામીની ત્યજેયો પણ કંઇક શુભ ક્રિયા તો કરતા હશે ને ? તે ક્રિયાનું ફળ જો ભોગ ઇચ્છે તો તો બંધન રહેવાનું છે. એટલે સન્યાસ લીધેલાએ પણ પોતે જે કર્મ કરે તેના ફળનો ત્યાગ તો મોક્ષ માટે કરવો જ ઘટે છે. એટલે કર્મ ફળ ત્યાગ તો બધા માટે જરૂરી છે. ને તેથી તે સૌથી શ્રેષ્ટ છે. વેશ પલટાયાથી સન્યાસી કે સાધુ ગણાય નહી. સંન્યાસી સાધુનાં શરીર પણ કર્મ તો કરવાનાં જ. જગતની સેવા લે તે સાધુ નહી. પણ જગતનો સેવક થાય તે સાધુ ભોગ માટે નહીં પણ ઇશ્વર પ્રીત્યર્થે, જગત અર્થે યજ્ઞ અર્થે કર્મ કરે તે સાધુ સંસારી જે કર્મ કરે છે તે પોતાના ને પોતાનાના ભોગ અર્થે કરે છે. સાધુ પરમાત્મા અર્થે કરે છે. સાચામા સાચો સાધુ એ છે કે જીવનના નિભાવ અર્થે અન્ન જળ વિગેરે લેતો શરીર, ઇંદ્રિયો ને મનથી જગતની સેવા પરમાત્મા પ્રીત્યર્થે કરે. તેવો સાધુ નેરકો પામે સેવા ન લે માન મિષ્ટાન ન ઉડાવે. માન ન ઇચ્છે. ભોનમા-એશ આરામમા ગુલતાન ન રહે દેશ પરદેશ ભટકી મોજ ન ઉડાવે. તે પોતાને અંતકરણથી પરમા-

માનો ને પરમાત્મા રૂપી પ્રાણીમાત્રનો સાચે સાચો સેવક માને. ને સેવા કરવાની એકે તક ન ગુમાવે.

પોતાનાં સાધન ને શક્તિને પોતા અર્થે વાપરે તે સંસારી. ને પોતાનાં સાધન ને શક્તિને પરમાત્માની કે પ્રાણી માત્રની સેવા અર્થે વાપરે તે સન્યાસી. તેથી સેવા લે તે સંન્યાસી નથી. સેવા કરે તે સન્યાસી છે પરના દુઃખે તે પોતાનું સર્વસ્વ હોમે તે સંન્યાસી છે પરતું દુઃખ જોઇ સૌ પોતાનાં કર્મ ભોગવે એવું બોલી નિષ્ઠુર બેસી રહેનાર સન્યાસી નથી. કર્મ કરવાં નથી ને ભોગ વૈભવ ભોગવવા છે એ સાધુ કે સન્યાસી નથી. દિન રાત પરમાત્માની સેવામાં જે તત્પર રહે તે સાચો સાધુ કે સાચો સન્યાસી છે. કર્મ કરવાં ને તે પરમાત્મા અર્થે તે જ સાચો સંન્યાસી છે એવું ભગવાને આખી ગીતામા જે કહેલુ તેને ફરી આ અધ્યાયમાં સ્પષ્ટ કરે છે.

આ અધ્યાય ગીતાના સત્તરે અધ્યાયના ઉપસંહાર રૂપ છે. કર્મ ત્યજ્યાં ત્યજાવાના નથી તેથી આપણું શરીર જે સંજોગોમાં હોય ત્યાં રહી શરીરની પ્રકૃતિ અનુસાર શરીરના ધર્મ જાણી કર્મ કર્યા કરવાં. ને તે ફળની એટલે ભોગ સુખની આશાએ નહીં પણ કર્તવ્ય રૂપે. ને તે કર્મથી પરમાત્મા આરાધવા, પ્રસન્ન કરવા, જેની પ્રસન્નતાથી જ્ઞાન-મોક્ષ આત્યંતિક શાંતિ મળશે. એમ ભગવાન વિસ્તારથી કહે છે. અર્જુન પૂછે છે.

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥

અધ્યાય ૧૮ શ્લોક ૧

શબ્દાર્થઃ—હે મહાબાહો! હે હૃષીકેશ! હે કેશિ દૈત્યને હણવા

વાળા હું સન્યાસનું ને ત્યાગનું યથાર્થ સ્વરૂપ જુદું જુદું જાણવા ઇચ્છું છું.

વિવેચનઃ—અત્યાર સુધી ગીતાના જ્ઞાનથી તૃપ્ત ને વિસ્મય પામેલ અર્જુનના મુખમાંથી આ શ્લોક પરમાત્મા પ્રત્યે પૂર્ણ ભાવ ને આવેશવાળો હોવાથી અત્યંત પ્રેમથી અર્જુને આ એક જ શ્લોકમાં ભગવાનને ત્રણ વિશેષણ લગાડ્યા છે. ને એ વિશેષણો પરમાત્મા શ્રીકૃષ્ણને બરાબર લાગુ પડે છે. યુદ્ધના આરંભમાં અર્જુનને યુદ્ધ ત્યજી સન્યાસ લેવા ઇચ્છા થઈ હતી. જે સંન્યાસમાં ભિક્ષા માગી ઉદર પોષણ કરતાં મોક્ષ સાધવા તેમની ઇચ્છા હતી. તેને બદલે ભગવાને કહ્યું કે તેવો ત્યાગ તે ત્યાગ કે સન્યાસ નથી. પણ **સ્વધર્મ રૂપ કર્મ કરતાં કર્મથી ભોગ-સુખ ઇચ્છાનો ત્યાગ તે જ** ત્યાગ છે એમ કહી કર્મ કરવા અત્યાર સુધી આગ્રહ કર્યો. તો અર્જુન પૂછે છે કે લોકોમાં પ્રચલીત સન્યાસ ને આપે કહેલ કર્મફળ ત્યાગરૂપી ત્યાગ તે બન્નેનું યથાર્થ સ્વરૂપ શું? તે બેમાં ભેદ શું? શ્રી ભગવાન કહે છે.

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।
सर्व कर्म फलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥

અધ્યાય ૧૮ શ્લોક ૨

શબ્દાર્થઃ—કામ્ય કર્મોના ત્યાગને પંડીતો સન્યાસ કહે છે. ને સર્વ કર્મના ફળના ત્યાગને વિચક્ષણો (સૂક્ષ્મ ભેદને જાણવાવાળા) ત્યાગ કહે છે.

વિવેચન—ત્યાગ ને સન્યાસ આપણે બરાબર સમજીએ. કુટુંબ, વ્હેવાર, ધન ઉપાર્જન વિગેરે સર્વ ત્યજી ભિક્ષા ઉપર જીવતાં ઇશ્વર આરાધન કરનાર સન્યાસી કહેવાય છે. એવા ભોગ આપનાવાળાં ધન, દારા, કુટુંબ સૌ તે ત્યજે

છે. આવા સન્યાસી પણ જપ, તપ, ઉપદેશ, ઉપાસના વિગેરે કરે છે. ભોજન, કપડાં લે છે. તે બધામાં પણ ભોગેચ્છા રહે. સારૂં ભોજન, સારાં કપડાં, તિર્થાટણ, માન, પરલોકમાં ગતિ આ બધી ઇચ્છા કદાચ લોક પ્રચલીત સન્યાસ લેતાં રહી જાય. પણ કર્મ ફળ ત્યાગ, એટલે ભોગ–સુખના ત્યાગમાં તો કશું રહી ન જાય. કર્મફળ ત્યાગમાં સન્યાસ સમાય. પણ સન્યાસમાં કર્મફળ ત્યાગ ન સમાય. ભોગેચ્છાનો ત્યાગ ન થયો હોય તો સન્યાસી વેશ હોવા છતાં તે પડે.

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।

यज्ञदानतपः कर्म न त्याज्यमिति चापरे ॥

અધ્યાય ૧૮ શ્લોક ૩

શબ્દાર્થ–વિવેકી પુરૂષો દોષવાન કર્મને ત્યજવાં એમ કહે છે ને બીજા યજ્ઞ, દાન ને તપ એ કર્મ ન ત્યજવાં એમ કહે છે.

વિવેચનઃ–કર્મમાં કંઇ ને કંઇ દોષ હોય છે. માટે કર્મ જ એવાં દોષવાળા ન કરવાં, ને બીજા કહે કે દોષ સ્વલ્પ હોય પણ તે યજ્ઞ, દાન ને તપ હોય તો કરવાં પડે. વહેવારમાં પણ દોષ વિનાનું કર્મ કોઇ નથી. ખેતી કરનારને અસંખ્ય જીવની હિંસા ખેતી કરતાં જણાય છે. તેથી ખેતી ન કરે તો જગત જીવે શી રીતે? ઘરમાં પુંજો વાળનાર, રસોઇ કરનાર, ખાંડનાર, દળનાર સૌને હિંસા રૂપ દોષ જણાય છે. અન્ન વિગેરેમાં જીવ હિંસા હોય છે. ક્ષત્રિયના પ્રજાપાલનમાં પણ ન્યાય અન્યાય તથા બીજા દોષો હોય છે. જગતમાં એક પણ કર્મ એવું નથી કે જેમાં દોષ માત્ર ન હોય. ને તે કેવળ કર્તાને સુખરૂપ હોય. **જે પારકી મહેનત પર જીવી ધર્મ કર્મ કરે છે તેમને પણ પરાયા અન્ન સાથે પરાયા કર્મના દોષ આવીને**

વળગે છે. માયા વિના કાયા રહી શકવાની નથી. જેમ જ્યાં જાઓ ત્યાં પવન ને આકાશ છે જ, તેમ શરીર જ્યાં જગે ત્યાં કર્મ કર્યા વિના રહી શકવાનું નથી જ. શરીરનું જીવવું ને જાગવું એનું નામ જ કર્મ. તો જીવતું ને જાગતું શરીર કર્મ કર્યા વિના રહી ન જ શકે. તેથી ભગવાન કહે છે.

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञोदानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥

અધ્યાય ૧૮ શ્લોક ૫

શબ્દાર્થઃ–યજ્ઞ, દાન, તપ એ કર્મ ત્યજવા યોગ્ય નથી, પણ કરવા યોગ્ય છે. યજ્ઞ, દાન ને તપ બુદ્ધિશાળીને પવિત્ર કરનાર છે.

વિવેચનઃ–શરીરને ચલાવનાર ચિત્ત છે. ને ચિત્ત જગતનાં મોજાંવશ છે. જેમ આકાશમાં રહેલ ગ્રહો પરવશ રહી રાત દિન ભ્રમણ કરે છે, જેમ પવન રાત દિન પરવશતાથી વાય છે, તેમ ચિત્ત પ્રકૃતિવશ હોઈ સ્વપ્રકૃતિ અનુસાર કર્મ કરે છે જેમ વ્યવહારમાં મનુષ્ય ઉપાર્જન, રક્ષણ ને વ્યયરૂપ ત્રણ જ કર્મ કરે છે, ને જે કંઇ કરે છે તે ત્રણના ... જ. તેમજ ભોગ ન ઇચ્છતા ને મોક્ષ ઇચ્છતા મુમુક્ષુનાં ... પણ જાણે અજાણે ત્રણ પ્રકારનાં કર્મ કરે છે. **સાધન ને શક્તિથી વિશેષ અર્થે યત્ન તેનું નામ યજ્ઞ. પ્રાપ્તનું રક્ષણ તેનું નામ તપ. ને પ્રાપ્તનો પરહિત અર્થે વ્યય તેનું નામ દાન.** જેમ યજ્ઞકુંડમાં હોમેલી આહુતિ અનેક રૂપે યજમાનને મળે છે, જેમ પૃથ્વી રૂપી કુંડમાં બી રૂપે હોમેલી આહુતિ અનેક કણ રૂપે ખેડૂતને મળે છે, તેમ સાધન ને શક્તિને પરમાત્માની ઉપાસના અર્થે યજ્ઞ રૂપે હોમનારને અનેક રીતે ફળે છે. ભોગ અર્થેનું કર્મ નહીં કરનાર કંઈક

પણ કરશે. કર્યા વિના ન જ રહી શકે. ને તે જે કરશે તે યજ્ઞ, તપ કે દાન ત્રણમાંનું એક હશે. જપ કરવો તે પણ યજ્ઞ છે. બોધ કરવો તે પણ દાન છે. ને ભોગ ત્યાગ અર્થે ઇંદ્રિય નિગ્રહ તે પણ તપ છે, એટલે મોક્ષની ઇચ્છાવાળાથી અનાયાસે પણ યજ્ઞ, દાન ને તપ થાય છે. તેથી તે ત્યજવા ઇચ્છા ન કરવી.

एतान्यपि तु कर्माणि सङ्गंत्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम ।।

અધ્યાય ૧૮ શ્લોક ૬

શબ્દાર્થ:-આસક્તિ ને ફળ ત્યજીને (યજ્ઞ, તપ ને દાન રૂપ) એ કર્મો કરવાં જોઇએ તેવો હે પાર્થ મારો નિશ્ચિત ઉત્તમ મત છે.

વિવેચન:-જે કર્મના ફળમાં સ્વાર્થ નથી હોતો છતાં તેમાં આસક્તિ-અતિ આગ્રહ-મોહ હોવાથી કર્તા તેમાં બંધાય છે. કર્તા તેમાં વણાઇ જાય છે. આમ થવું જ જોઇએ એમ રાગ બંધાતાં તે કર્મના આડે આવનાર પર સહેજે દ્વેષ થાય છે. એટલે લોકહિત, પરહિત અર્થે કર્મ કરનારનાં હૈયાં તેમની અજાણમાં પણ રાગદ્વેષથી રંગાય છે, ને તેમને બંધનમાં નાંખે છે. ઇશ્વરની મરજી હશે તેમ થશે. ઇશ્વર કરાવે તે પ્રમાણે શરીર કરે છે. તેને જેમ રૂચતું હશે તેમ કર્મનું ફળ થશે એવું ન જાણે તો અહંતા, રાગ, દ્વેષ, વિકાર વિગેરે પ્રવેશતાં પરોપકારનાં કર્મ પણ નુકશાન કરે છે. તેથી કર્મનું ફળ ને આસક્તિ બન્ને તજતાં યજ્ઞ, દાન, તપ કરવાં. આસક્તિનું સ્વરૂપ બહુ ઝીણું છે. આસક્તિ વિનાનો કર્મ કરાતું ત્યજવું પડે તો ખેદ પામતો નથી. તે કર્મમાં નિષ્ફળ પામવાથી શોક કરતો નથી. સફળ થવાથી હર્ષ પામતો નથી. આરંભેલું કર્મ પૂર્ણ થયા પહેલાં દેહ

પડે તો તે આરંભીને કર્મ વિષે ખ્યાલ પણ કરતો નથી. કર્મના ફળનો ત્યાગ કરીને કરી શકાય છે, પણ આસક્તિ ત્યજવી કઠણ છે લોકોપકારના કર્મ કરતા છતા રાગ દ્વેષ હોય છે તેનું કારણ આસક્તિ છે

યજ્ઞ, દાન ને તપ જીજ્ઞાસુથી પણ જાણે અજાણે થાય છે તો તેનો ત્યાગ શાથી થાય છે તે ભગવાન કહે છે.

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।

मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥

અધ્યાય ૧૮ શ્લોક ૭

શબ્દાર્થ-નિયત કર્મોનો ત્યાગ યોગ્ય નથી તેનો મોહથી પરિત્યાગ (થાય તે) તામસ કહેવાય છે

વિવેચન-શરીરથી આત્માને જુદો જાણો આપણે શરીરથી જુદા છીએ એવું નક્કી જાણો હવે આ જગતની અંદર શરીરો બાંધી રહ્યા આ શરીરો પ્રકૃતિથી થએલાં પ્રકૃતિથી જીવનારા, પ્રકૃતિથી પોષનારા તે તમામ શરીરો અમુ- પ્રકૃતિના તત્વોના બનેલા છે ને અમુકથી અમુક કામ થાય તે બીજા શરીરથી ન થાય શરીર જ્યારથી ઉત્પન્ન થાય છે, તે અમુક કાર્ય કરવા માટે જ. જેમ યુદ્ધ વિગેરેમાં અનેક મનુષ્ય હોય છે તે સૌને તેમની શક્તિ અનુસાર સૈન્યના પતિએ અમુક કામ સૌને માટે નિયત કરેલું હોય છે-નિર્માણ કરી સોંપેલું હોય છે, તેમ આ જગતમાં જગતના પતિએ સૌ શરીરને અમુક અમુક કામ સોંપેલા હોય છે ને તે પ્રમાણે તે શરીર ને સાધન ને શક્તિ આપેલી હોય છે આવી રીતે જે શરીરને જે કર્મ કરવાનું હોય છતા મોહથી તે ન કરે ને તે કર્મ ત્યજે તે તામસ ત્યાગ કહેવાય છે મોહ અવિચારનું ફળ છે મોહમાં દલીલ હોતી નથી, કારણ હોતું નથી કર્તવ્ય કર્મનો માણસ એ રીતે

ત્યાગ કરે છે. કાં તો મોહથી–અવિચારથી ને કાં તો દુઃખથી. સંસાર છોડી સન્યાસ લેનાર કાં તો પૂર્ણ વિચાર વિના–માત્ર અવિચારથી–મોહથી ત્યજે છે. ને કાંતો તેમાં દુઃખ પડવાથી ત્યજે છે. સમજીને ત્યજનાર કોક હોય છે. આવો મોહ ત્યાગ ભગવાન કહે છે તામસ છે. ને તેથી તે નિંદ્ય છે. એટલે યજ્ઞ, દાન ને તપનો મોહથી ત્યાગ કરનાર તામસ ત્યાગી છે.

दुःखमित्येव यत्कर्म कायक्लेश भयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्याग फलं लभेत् ॥

અધ્યાય ૧૮ શ્લોક ૮

શબ્દાર્થ:–દુઃખરૂપ છે એમ (સમજી) શરીરને દુઃખના ભયથી જે કર્મ ત્યજે છે, તે રાજસ ત્યાગ કરવાથી ત્યાગના ફળને પામતો નથી.

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सङ्गंत्यक्त्वा फलं चैव सत्यागः सात्त्विको मतः ॥

અધ્યાય ૧૮ શ્લોક ૯

શબ્દાર્થ:– જે નિયત કર્મ કર્તવ્ય છે એમ સમજી હે અર્જુન! આસક્તિ ને ફળ (ઇચ્છા) ત્યજી કરાય તે સાત્વિક ત્યાગ કહેવાય છે.

વિવેચન–સંગ એટલે આસક્તિ કર્મના ફળનો ત્યાગ એટલે એ કર્મથી સુખ મેળવવાની ઇચ્છાનો ત્યાગ. આવાને કર્મ કરવું એજ સુખ, શાંતિ ને કર્તવ્ય છે. આ કર્મ કરૂં ને તેનું ફળ મળે તેથી સુખ પામીશ એમ તે મનસુબો ન કરે. યુદ્ધમાં મોખરે લડનાર વીર મૃત્યુને જોતો જ લડે છે. આ લડાઇમાં હું લડીશ ને તેથી અમુક લાભ મેળવી હું સુખી થઇશ એમ જાણી લડનાર સકામી છે.

ફળની પ્રચ્છાવાળો છે. ને લડવું એ મારો ધર્મ છે. એ યુદ્ધમાં હાર જીતનું ગમે તે ફળ આવે પણ મારે તો લડવુંજ એમ કર્તવ્ય તરફ નજર કરનાર ફળ ઉપર નજર નથી કરતો. ફળની આશા વિના આવાં કર્તવ્યરૂપે જગતમાં અનેક કર્મ થાય છે. મરતા પતિની સેવા તેની સ્ત્રી કર્તવ્યથી જ કરે છે, નાના બાળકને માબાપ ઉછેરે છે, ભણાવે છે તે કર્તવ્યથી જ. પંખી બચ્ચાં ઉછેરે છે કર્તવ્યથી જ. માટે કર્તવ્યરૂપે આસક્તિ ને તેથી સુખરૂપ ફળ મેળવવાની બુદ્ધિ ત્યજી કર્મ કરવા જરૂરી છે.

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।

त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥

અધ્યાય ૧૮ શ્લોક ૧૦

શબ્દાર્થ:—જેના સંશય કપાઈ ગયા છે, જે બુદ્ધિશાળી છે, જે શુદ્ધ અંતઃકરણવાળો છે, ને જે ત્યાગી છે તે દુઃખકર કર્મનો દ્વેષ કરતો નથી. ને સુખકર કર્મમાં પ્રીતિ કરતો નથી.

વિવેચન—રાગદ્વેષથી રહિત અંતઃકરણ તે શુદ્ધ અંતઃકરણ છે. જેને હું કોણ છું. એ નિશ્ચય આત્મસ્વરૂપે થઈ જાય સંશય માત્ર ટળ્યો છે તેવો પુરૂષ પ્રાપ્ત કર્મ કર્યે જાય છે. શરીર પ્રાપ્ત કર્મ કરવા સરજાયુ છે. ને મરતા સુધી ધર્મ અનુસાર કર્મ કર્યે જવાં એમ જાણી તે કર્મ કરે છે. જેમ યુદ્ધમાં સાચો યોદ્ધો સેનાપતિએ આપેલ કામ કરે છે, પણ આ નહી ને આ કામ કરીશ એમ કહેતો નથી, તેમ જગતમાં પરમાત્મા જે કામ સોપે તે આપણે કરવુંજ જોઈએ. પરમાત્માએ સોંપેલું કામ કરવું એજ ધર્મ એજ સુખ. એજ પ્રાપ્તવ્ય. એજ સર્વસ્વ એમ સમજવું

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥

અધ્યાય ૧૮ શ્લોક ૧૧

શબ્દાર્થઃ—દેહધારીથી કર્મ માત્ર ત્યજવાનું શક્ય નથી. જે કર્મફળનો ત્યાગી છે તે જ ત્યાગી કહેવાય છે.

વિવેચન—કશું કામ ન કરે તે તો કાં મડદું હોય, કાં મુર્છિત હોય, કાં સમાધિસ્થ હોય. શરીરને હું કે મારૂં જે માને છે તે જીવતો જાગતો કાં તો શરીરથી, કાં ઇંદ્રિયો કે વાણીથી ને કાં મનથી કંઇ ને કંઇ ક્રિયા કરે છે. શરીરની કુદરતી હાજત ખાવું, પીવું, શ્વાસ લેવો વિગેરે છે. તે પુરી કરવાની જેને ઇચ્છા હોય છે એવો કોઈ પણ નિષ્ક્રિય મન, વચન, ને કર્મથી રહી શકતો નથી. ક્રિયા તો થવાની તેથી ક્રિયા ત્યજે તે ત્યાગી નહીં પણ ક્રિયા કરાતાં છતાં તેનું ફળ જે ભોગ સુખ તેની ઇચ્છાનો ત્યાગી તે જ ત્યાગી એમ ભગવાન કહે છે.

पञ्चैतानि महाबाहो कारणानि निबोधमे ।
सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्व कर्मणाम् ॥

અધ્યાય ૧૮ શ્લોક ૧૩

શબ્દાર્થઃ—હે મહાબાહો ! સર્વ કર્મોની સિદ્ધિમાં કર્મોનો અંત જેમાં જણાવ્યો છે તેવા સાંખ્ય શાસ્ત્રમાં જે પાંચ કારણો કહેલાં છે તે મારાથી જાણ.

વિવેચનઃ—તત્વજ્ઞાનની આ વાત ચાલે છે. ક્રિયા માત્ર થાય છે તે શાથી થાય છે ? તે કરવામાં કોનો કોનો હિસ્સો છે ? આ નક્કી થાય તો ક્રિયાનો ફળ કોને હોય છે તે જણાય. ક્રિયા કરનારને ક્રિયાનો ફળ મળે. ક્રિયા ન કરનારને

ક્રિયાનું ફળ ન જ મળવું જોઇએ. ને ક્રિયા ન કર્યા છતાં ક્રિયાના ફળને ઇચ્છે તો તે ખોટું છે. આત્મા શરીર, ઇંદ્રિયો ને મનથી જુદો ને અસંગ છે તેથી જ તે અકર્તા છે ને તેથી જ તે અભોક્તા છે. છતાં તેને સસંગ, કર્તા ને ભોક્તા માનીએ તે અજ્ઞાનતા ક્રિયા જે કારણથી થાય છે તે જાણવાથી આત્મા અકર્તા છે તે સહેજે સમજાશે.

---

(૧) આ પછીનો મૂળ મેટર એક એક્સરસાઈઝ બુકમાં લખેલો હતો તે માટે ઘણી તપાસ કરાવી પણ ન મળ્યું. તેના માટે વરસો સુધી ગીતા દોહન છપાવવાનું મોકુફ રાખ્યું પણ છેવટે ન મળ્યું ત્યારે ન છુટકે હતો તેટલું જ છપાવવું પડયું. શ્રી મગનલાલજી મહારાજના હયાત કાળમાં જ એવું બન્યું હોત તો તેમને નિવેદન કરીને એ પૂરો કરાવત. માટે પાઠકોને વિનંતિ છે કે જેટલું છે તેટલાથી જ સંતોષ કરીને લાભ લે. વળી આ અધ્યાય પૂર્વના સર્વ અધ્યાયોના ઉપસંહાર રૂપ છે.

(૨) શ્રમ નિવારણ ને શાંતિ નામનું લેખ પણ ઘણું ઉપયોગી લાગવાથી ને ૬ ઠા અધ્યાયના ચિત્ત નિરોધ ઉપાયનું વિસ્તૃત રૂપ હોવાથી આપ્યું છે. તેને વાંચીને જરૂર પાઠકગણ લાભ લે એવી વિનંતિ છે.

---

# શ્રમ નિવારણ. શાંતિ.

શરીર, વાણી, પ્રાણ ને મનને શ્રમ કર્યાથી થાક લાગે છે. શરીર કંઇ મહેનત કરે છે, ચાલે છે તો થાકે છે. ને તે થાક ઉતરે ત્યારે પાછું ક્રિયા કરવા શક્તિમાન થાય છે. બોલવાથી પણ થાક લાગે છે. આ બન્નેના કાર્યમાં પરોવાયેલો પ્રાણ થાકે છે. પ્રાણની કોઇ પૃથક ક્રિયા યોગ માર્ગ શિવાય નથી. ને મન વિચારથી થાકે છે.

થાક માત્રનો ઉપાય એક નિષ્ક્રિયતા ને બીજું જીવન અથવા ચેતન પ્રાપ્તિ. શરીર, વાણી ને મન એક બીજા સાથે સબંધવાળા છે. એ ત્રણેય સાથે નિષ્ક્રિય થાય તો તે શ્રમ નિવારણનું સરસ સાધન બને છે. એ ત્રણેયની નિષ્ક્રિયતા ગાઢી ઉંઘમાં સધાય છે. ને તે નિષ્ક્રયતા પછી સ્ફુર્તિ આવી આપણને જણાય છે. એટલે પ્રાયશઃ પશુ, પંખી ને મનુષ્ય કે પ્રાણીમાત્ર ઉંઘથી નવી શક્તિ પ્રાપ્ત કરે છે. શ્રમથી થાક લાગે છે. ને શરીરના પરમાણુઓ ઘસાય છે. પરમાણુનો ઘસારો ખોરાકથી પુરો પડે છે ને શ્રમ નિષ્ક્રિયતાથી ટળે છે.

ઉંઘ સિવાયની શાંતિ જેમાં, નિદ્રામાં જેમ મન મુર્છિત રહે છે, તેમ મન મુર્છિત ન રહેતાં મનની ગતિ ચેતન આત્મા તરફ છે તે શાંતિ ઉંઘ કરતાં શ્રેષ્ટ છે. એ શાંતિથી જીવનને વિશેષ ગતિ મળે છે. આખા દિવસના શ્રમ પછી શ્રમને નિવારવા નિષ્ક્રિયતા સાધવી. એકાંતમાં ખુલી જગામાં શાંતિવાળા સ્થળમાં પવનની મંદ મંદ લહેર આવતી હોય તેવી નદી કાંઠો, દરીઆ કાંઠો, પર્વત, ઝાડો કે એવી જ કોઇ ચિત્તાકર્ષક જગામાં, શાંત સ્થળવાળા દેવાલયમાં કે એવી કોઇ જગાએ જવું ને ત્યાં જઇ શાંત બેસી રહેવું. શરીરથી કોઇ ક્રિયા ન કરવી, મનથી કશું ન વિચારવું, વાણીથી

કશું ન બોલવું કુદરતના સૌંદર્ય તરફ દૃષ્ટિ સ્થિર કરવી. કે આંખો મીંચવી અથવા છેવટ નિર્મળ આકાશ તરફ દૃષ્ટિથી જોયા કરવું. આ વખતે કશું બીજું કામ ન જ કરવું. મન તે વખતે જો કંઈ દીવસના થએલા કામનો અથવા ભવિષ્યના કાર્યનો વિચાર કરે તો તેને અટકાવવું. મન વિચારે ચઢવા ન જ કરે ને શરીર ને વાણી નિષ્ક્રિય હોય તેનો લાભ સૌથી શ્રેષ્ઠ છે. થોડો જ વખત આ પ્રમાણે રહેવાય તો આખા દિવસનો શ્રમ જાણે ક્યાંય જતો રહ્યો એમ જણાશે.

આખા દિવસના શ્રમ પછી બહુ ફરવું, રમવું, વાતો કરવી, એ બધા ઉપર લખેલી શાંતિના સાધનથી હેઠ છે. રમવામાં, વાતો કરવામાં, લાંબુ ફરવામાં એ સૌમાં મન, વાણી ને શરીર ઓછા વધતા ક્રિયાવાળા હોય છે તેથી તેનો શ્રમ ઓછો છે એટલું જ. વળી તેમાં ચિંતા નથી હોતી તેથી શ્રમ ઓછો છે એટલું જ. પણ જો તેમાં પણ ઉત્સાહની, ચરચાની ચિંતા પેસે તો તે શાંતિ ને બદલે અશાંતિ જ વિશેષ આપે છે.

જેમ સરોવરનું જળ આખા દિવસના વપરાશથી મલીન થાય છે ને રાતે એક બાજુ વપરાશ મટે છે ને બીજી બાજુ પવનની લહેરો વાગે છે તેથી જળ નિર્મળ થાય છે. મલીનતા લોપે છે. તેમ શરીર, પ્રાણ ને મન પણ નિષ્ક્રિયતાથી, અથવા ઓછી ક્રિયાથી શક્તિ ને સ્ફુર્તિ મેળવે છે.

શરીર પંચ મહાભૂતનું છે સ્થૂળ શરીરથી માંડી બુદ્ધિ સુધીનાં સર્વ તે પાંચ ભુતના બનેલા છે ને વિકારી છે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ ને આકાશ એ પાંચે તત્ત્વોમાં નીચલું તત્ત્વ ઉપલા તત્ત્વને દુષિત કરે છે. ને ઉપલું તત્ત્વ નીચલાને નિર્મળ કરે છે

. પૃથ્વી જળને દુષિત કરે. જેમકે મલીન જળ. જળ તેજ એટલે અગ્નિને મલીન કરે. જેથી ધુમાડો થાય છે. ને તેજ, અગ્નિને વાયુ નિર્મળ કરે જેમ પવનથી અગ્નિ પ્રદીપ્ત થાય.

તે જ પ્રમાણે વાયુ અગ્નિથી ઉષ્ણ થાય. જળથી ઠંડો થાય. પૃથ્વીથી ધુળકટવાળો થાય. ને આકાશથી નિર્મળ થાય.

બીજાથી દુષિત ન થયાં હોય ત્યાં સુધી સૌ નિર્મળ હોય છે. મન, શરીર ને પ્રાણ પણ પરથી દુષિત ન હોય ત્યાં સુધી નિર્મળ હોય છે. તેથી એક તરફ શ્રમ નિવારણ માટે નિષ્ક્રિયતા સાધવી ને બીજી બાજુ ઉપલા તત્વોનું સેવન કરવું.

પાર્થિવ તત્વથી દુષિતતા થઇ હોય તો જળનું સેવન કરવું. જળ દુષિત હોય તો અગ્નિથી તપાવવું ને શુદ્ધ કરવું. તે પ્રમાણે જ આપણાં શરીર, મન, પ્રાણને નિર્મળ કરવાં.

શરીર નિષ્ક્રિયતા સહજ બને તેમ છે.

વાણી નિષ્ક્રિયતા એટલે વાણી મૌન. મૌન બહુ લાભકારક છે, પણ વાણી મૌન અહી સ્લેટ પર કે કાગળ પર લખવું, ઇસારા કરવા કે બીજી ચેષ્ટાઓ કરવી તે સાચા મૌનનો લાભ આપતું નથી. શરીર, વાણી ને મન એ ત્રણેયમાં મન નિષ્ક્રિય રહે એ સૌથી શ્રેષ્ટ લાભકારક છે, ને તે સાધવા દરરોજ જ્યારે જ્યારે ફુરસદ મળે ત્યારે ત્યારે નીચેની ક્રિયા કરવી. છેવટે સવારે ને સાંજે બે વખત તો કરવી જ. શરીરથી સુખપુર્વક સ્થિર આસનથી બેસી, વાણી બંધ કરી, આંખો મીંચી મનના ઉપર પહેરો રાખવો ને મન નિષ્ક્રિય બને તેમ પ્રયત્ન કરવું. મન વિચાર વિનાનું ન જ રહે તો પરમાત્મા સચરાચર વ્યાપક છે. ને સત્ય છે. શરીરની ભીતર ને બહાર એ જ પરમાત્મા વ્યાપક છે તેનું જ ધ્યાન કરવું. ને મન જગત સબંધી કશો જ વિચાર ન કરે તેમ ધ્યાનમાં રાખવું. આ ક્રિયા સર્વથી શ્રેષ્ટ છે.

સઘળાં તત્વોમાં આકાશ સૌથી શ્રેષ્ટ છે. આકાશનું સેવન બીજી બધી મલીનતા દુર કરે છે. પણ એ આકાશને ને બીજાં બધાં તત્વોની મલીનતાને દુર કરી પવિત્ર કરનાર, સત્તા ને સ્ફુર્તિ આપનાર પરમ તત્વ પરમાત્મા છે. તે પરમાત્મામાં પોતાનાં શરીરને મન, બુદ્ધિ સર્વને બહાર ને ભીતર તે પરમાત્મા છે, તેમાં નવડાવનાર અદ્ભુત પવિત્રતાને, શાંતિને, આનંદને, ને શક્તિને પ્રાપ્ત કરે છે. આ ક્રિયા કરતાં આસન સ્થિર ને સુખપુર્વક બેસાય તેવું યોજવું. જગા શાંત એકાંત પસંદ કરવી. વિક્ષેપ વિનાની જગા જોઇએ. શરીર ટટાર રહે ત્યાં સુધી તેમ. ને ન રહે તો જેમ બેસાય તેમ બેસવું. પણ આસન ફેરબદલ ન કરવું. પગ હેરફેર ન કરવા. આ ક્રિયાથી પ્રાણ શાંત ને નિર્મળ થાય છે, મન શાંત થાય છે, શરીરમાં શક્તિ આવી માલુમ પડે છે. આ લોકનું આ અમૃત છે. રોજ આ અભ્યાસ વધારતા જવું. આજે એક મહીનો પા કલાક તો બીજે મહીને પાંચ મીનીટ બધું. ત્રીજે મહીને પાંચ મીનીટ વધુ. એમ આસ્તે આસ્તે વધારવું. ઉતાવળ ન કરવી. નાક ન દાબવું. અંગ ને ઇંદ્રિયો શિથિલ રાખવાં. કોઇ ઇંદ્રિય કે પ્રાણ ઉપર દબાણ ન કરવું. આ ક્રિયા જ એવી છે કે એની મેળે સૌ નિયમમાં આવી જાય છે.

પરમાત્માનું ધ્યાન ઉપર કહ્યા પ્રમાણે ન જ બને તો ૐ અગર હરિ ૐ અગર રામ એવો ટુંકા શબ્દનો જપ હોઠ ફફડાવ્યા શિવાય મનથી જ આ સ્થિતિમાં કરવો. આ પ્રકારનો જપ તે શ્રેષ્ટ જપ છે.

આ ક્રિયા કરવા જેવી છે. શ્રમને હઠાડનાર છે. શક્તિને આપનાર છે. આ મન નિષ્ક્રિયતા સાધતાં જે મનની એકાગ્રતામાં ઇચ્છાય તેને પ્રયત્નના પ્રમાણમાં પુરી પાડનાર કલ્પવૃક્ષ છે.

આ પ્રકારના અભ્યાસથી અભ્યાસ સિવાયના સમયમાં વ્યવહારીક કામ કરતાં પણ મન વિના પ્રયત્ને શાંત, ચિંતા-રહિત ને નિષ્ક્રિય રહે છે. વગર કંટાળે, વગર ઉતાવળે, ધીરજ ધરીને આ સાધના રહેવું. જપ, ભક્તિ, ભજન, પાઠ, પૂજા કે બીજાં જે કંઇ સાધન છે તેનું ફળ આ મન નિષ્ક્રિયતાના અભ્યાસની હેઠ છે, એટલું જ.નહીં પણ મનને નિષ્ક્રય કરવાનાં, આશાહીન કરવાનાં ક્ષુદ્ર સાધન છે. આ સાધન સાધતાં ઘડીઆળ રાખવું ને મીઠી અવાજની ટકોર-વાળું એલાર્મ હોય તો સારૂં. ને નહીં તો બીજી કંઇ યોજના કરવી.

તને શ્રમ નિવારણ માટે શાંતિ, શક્તિ, સ્ફુર્તિ ને આનંદ માટે મુખ્ય આ ને બીજું કુદરતી દેખાવવાળી જગાએ જઇ બેસવા ને નિષ્ક્રિય ઉઘાડી આંખે રહેવા બતાવ્યું છે. બંને-માંથી બંને અથવા જે સુલભ હોય તે આચરજે.

આંખો મીંચી બેસતાં અંધકાર જણાય છે. તે અંધકા-રમાં ચિત્તને રોકી રાખવું. તેના તરફ જ તેને જોવડાવવું ને તેથી બીજા તમામ વિચારનો ત્યાગ કરવો. આ અભ્યાસ ખુબ વધારવો. મનની નિષ્ક્રિયતા એ જ સૌથી સરસ શ્રમ નિવારણ ઉપાય છે. પણ આમાં ઉતાવળ ન કરવી. આગ્રહ ન સેવવો. આસ્તે આસ્તે વધવું. અંદર તેજ, વાદળ, વીજળી, ચંદ્ર, સૂર્યના જેવા દેખાવો જણાશે તેમાં ન લલચાવું. જે દેખાય છે તે પરમાત્મા નથી.

પરમાત્મા તે સૌથી પર છે તને ક્રિયા તો શ્રમ નિવારણ માટે લખી પણ મનને નિષ્ક્રિય કરવાનું ફળ શ્રમ નિવારણ ગૌણ છે. ને પરમપદની પ્રાપ્તિ મુખ્ય છે. મન નિષ્ક્રિય થતાં, ચિત્તને જગતના વિચારથી પાછું વાળતાં તેને આલંબન જોઇએ જ. તે આલંબન તે પરમાત્મા. તેમાં લગાડતાં ને

તેમા ધીમે ધીમે તન્મયતા સધાતા અદ્દભુત શાંતિ આવશે. જે દેખાવો દેખાય તે ચિત્તની વૃત્તિઓના છે પરમાત્મા ચક્ષુ જોવાય નથી સૂર્ય જેવાય નથી. તે તો સમજાય દેખાય નહી જ એ કદી દેખાય તો ચિત્તે કલ્પ્યા હોય તેવા. બાકી વસ્તુત સત્ય નહી હા દેવતાઓ મૂર્તિમંત સાકાર છે ચક્ર, બિંબ વિગેરે તો આ પ્રકારની મનની નિષ્ક્રિયતામા જે તેમનુ ધ્યાન કરે તો તેને જુવે પણ એવા જોવામા શું વિશેષતા એ જોવાની લાલચ પણ પરમાત્માને પામવામા વિઘ્નરૂપ છે લાલચરૂપ છે જો ભોગની ઇચ્છા હોય તો તેમને જોવા આગ્રહ ધરે ને ન જ ભોગની લાલચ હોય તો વચમા શુ કામ ફસાય? તેણે તો ધપે જ જવુ

આ જીવનમા શ્રમ છે તે શરીરને, મનને, પ્રાણને, વાણીને. પણ અનેક દેહમા ફરવાથી સાચો શ્રમ તો જીવાત્માને છે આજના લખવાથી તને એવી યુક્તિ બતાવી છે કે તેથી વર્તમાન શ્રમને તેમજ જીવના અનેક જન્મના શ્રમને જે મગાડનાર છે હુ મેશને માટે શાંત કરનાર છે

આમા મચ્યો રહેજે વચમા મુંઝવણો આવે, મુંઝવણ જણાય ત્યા પૂછજે. આ ક્રિયા કરતા આગ્રહ, અવિચાર, હઠ, ઉતાવળ, ને નહી કહેલી રીત જો કરશો તો દમ, વ્યાધિ, મનનુ વ્યગ્રપણુ વિગેરે થાય ને જેટલી ને જે રીતે કહી છે તે ક્રિયા કરશો તો કશુ વિઘ્ન નહી આવે

એક વાત વિશેષ કુપદ ન ધરવુ. ખડન ન કરવુ આવેશ, આપમા ન પડવુ અનુભવની વાતો જેને તેને ન કહેવી, પરમાત્માનો આશ્રય, ભક્તિ, દયા, દીનતા ન ત્યજવા. નહી તો પડશો શાંતિ રાખી, બહુ જ ધીમે પણ અખંડ પ્રયત્ને આગળ ધપે જ જજે પરમાત્મા તને સહાય કરશે

પણ મન જ્યા સુધી નિશ્ચિત ન થાય, અખડ નિર્વિકાર

ન રહે, જ્યા સુધી તેને ભય, ઉદ્વેગ, ને ક્રોધ ન મટે ને જ્યાં સુધી અખંડ શાતિમા ન રહે ત્યા સુધી પ્રયત્ન કર્યે જ જવો. દિવસમા ૨–૩ વખત નિર્વિચાર ને નિર્વિકાર ને નિષ્ક્રિય મન, વાણી ને કાયાને રાખવાના અભ્યાસથી જો પરમ શાતિ મોક્ષ માટે જ હોય, ને તેમા ભોગેચ્છાની બિલકુલ વાસના ન હોય તો, મનની અખંડ શાતિ પ્રગટ થાય છે. એ અખંડ શાતિથી જાગતા, હરતા ફરતા ને કામ કરતા પણ મન શાત રહે છે. તને ફરી સમજણ પાડુ ને બધી વાત સક્ષેપમા વિધાન તરીકે કહુ.

(૧) સૃષ્ટિ સૌંદર્ય, એકાત ને શાત જગામા જઇ નિર્વિકાર ને નિષ્ક્રિય શાત થઇ રોજ બેસવું

(૨) એકાત જગામા સ્થિર આસન કરી આંખો મીચી નિર્વિચાર બેસવુ એ અવસ્થામા બેસતા કાતો,

અ ૐ, હરિ ૐ, રામ એવો ગમે તે ટુકા અક્ષરનો મનથી હોઠ પણ હાલે નહીં તેવી રીતે જપ કરવો ને મન કશો બીજો વિચાર ન કરે તે ધ્યાન રાખવુ.

બ અથવા તો આખો મીચવાથી જે જણાય છે તેમા મનને પરોવે જવુ ને મન કશો બીજો વિચાર ન કરે તેમ તેની ચોકી કરવી

(૩) ચિત્ત ને શરીર વિકારી છે તેથી પાચ તત્વોમાથી ઉપના તત્વોનુ સેવન કરી શરીર ને મન શુદ્ધ કરતા જવુ જળથી પૃથ્વી તત્વ શુદ્ધ થાય માટે સ્નાન, પાન, મુખ ને પગ ધોવા વિગેરે કરવા. જળ તત્વ અગ્નિથી શુદ્ધ થાય માટે પ્રાત કાળના સૂર્યનું ઉઘાડે શરીરે સેવન સ્વેદન થાય ત્યા સુધી કરવુ વિગેરે. અગ્નિ તત્વ વાયુથી શુદ્ધ થાય માટે શુદ્ધ નિર્મળ ચોખી હવામા હરવું, ફરવુ, બેસવું વાયુ આકાશથી શુદ્ધ થાય માટે એકાત, શાત જગાનુ સેવન

કરવું. આકાશ તરફ દૃષ્ટિ સ્થાપવી. સઘળાં તત્વો પરમાત્માથી શુદ્ધ થાય માટે ચરાચર પરમાત્મા વ્યાપક છે તેમ જાણવું. જેમ જળમાં ડુબેલા ઘડાની અંદર ને બહાર જળ છે તેમ આપણાં શરીર, મન, પ્રાણ, બુદ્ધિ, ને આત્મા સર્વ પરમાત્મ રૂપી મહાસાગરમાં ડુબેલ છે. ને તે પરમાત્મામાંથી શક્તિ, સ્ફુર્તિ, જ્ઞાન, વિજ્ઞાન, સુખ ને આનંદ અનહદ મેળવે છે-પરમાત્મ રૂપ થાય છે એવી ભાવનાથી નિર્વિચાર અવસ્થામાં બેસી વિચારવું.

(૪) નિર્વિચાર મનની અવસ્થામાં આગળ વધાય તો છેવટે "હું બ્રહ્મ છું હું સચ્ચિદાનંદ સ્વરૂપ છું એવી મનથી ભાવના કરવી. આ પ્રમાણે રોજ અભ્યાસ કરજે. ઉતાવળ ન કરીશ. ને આપ બુદ્ધિથી કહ્યા સિવાય કશું ન કરીશ. આ માર્ગમાં તરંગવશ વરતે તો જોખમ છે. રોગ થાય, ઘેલછા થાય. ને કહેલાને બરાબર સમજાય તેટલી રીત આચરતાં અનહદ સુખ થાય. ન સમજાય તે પૂછવું. સમજ્યા વિના ન આચરવું. નિજ ઉદ્યમ કર્યે જવો. અતિશય પ્રવૃત્તિ ન કરવી. પ્રવૃત્તિ શાંતિવાળી કરવી ને પરમાત્માની ભક્તિ કદી ન ભૂલવી. પરમાત્માનું ભજન, તેનું આલંબન આ ભવસાગરથી તારનાર છે. પોતાની મહેનતથી કશું નહી જ બને. માટે પરમાત્માનું અનન્ય શરણું લેવું. જીવાત્માનો ભવાટવીમાં ભમવાનો શ્રમ ને આ દેહનો આ જીવનમાં શ્રમ નિવારણનો ઉપાય તને ટુંકામાં સમજાવ્યો છે. તેનું પાલન કરજે. ને સંસારના બંધનમાંથી છૂટી પરમ તત્વને પામજે. હરિ ૐ તત્સત્.

પરમાત્મા સૌનું ભલું કરો.

---